# શ્રીમચ્છંકરાચાર્યનો સમય.

જૂદા જૂદા દેશી અને વિદેશી વિદ્વાનોએ કરેલી ચર્ચાનો સંગ્રહ કરી
શંકરાચાર્યના સમય નિર્ણય સંબંધી ગુણદોષના વિવેચનનો
નિબંધ લખી પ્રકટ કરનાર,

**કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી.**



મુંબાઈ:
નિર્ણય-સાગર છાપખાનામાં છાપ્યો.
સને ૧૮૯૮.



મૂલ્ય રૂપિયો એક.

# પ્રસ્તાવના.

અદ્વૈત તત્ત્વજ્ઞાનના સ્થાપનાર જગદ્ગુરુ શ્રીશંકરાચાર્યની કીર્તિ જગવિદિત છે. અનેક પાખંડમતોને તોડીપાડી સદ્ધર્મનું સંસ્થાપન કરીને એમણે જે અલૌકિક માન મેળવ્યું છે તેવું કોઇએ પણ મેળવ્યું હોય એવું આપણા જાણવામાં નથી. આવા દેવાંશી તત્ત્વજ્ઞાનીનું જીવનચરિત્ર શ્રીમાધવાચાર્યે સંક્ષેપશંકરજય નામથી લખ્યું છે. પણ તેમાં તેઓ કયારે થયા તે વિષે જોઇએ તેટલી સ્પષ્ટ હકીકત આપેલી જણાતી નથી. કેટલાક દેશી અને વિદેશી વિદ્વાનોએ એઓ કયા સમયમાં થયા તે વિષે જૂદા જૂદા ધોરણથી ભારે ચર્ચા કરીને જૂદા જૂદા આનુમાનિક નિશ્ચય ઉપર આવ્યા છે. વાસ્તવિક જોતાં એમનો સમય નક્કી કરવાનું મહત્કાર્ય એટલું બધું કઠિન જણાય છે કે દેશી અને વિદેશી વિદ્વાનોએ કરેલી ચર્ચા ઉપરથી અમુક વિદ્વાનનું કહેવું ખરૂં છે એમ કહેતાં પહેલાં ગંભીર વિચાર કરવો પડે.

બત્રીશ વર્ષની નાની ઉમ્મરમાં શંકર જેવા મહાસમર્થ તત્ત્વજ્ઞાનીએ જે જે મહાન કાર્યો કર્યા છે તે જોતાં તેઓ કયારે થયા તે જાણવા માટે વાચકોને ઉત્સુકતા થાય એમાં નવાઈ જેવું કાંઇ નથી, તેથી અત્યારસુધી જે જે વિદ્વાનોએ ચર્ચા કરી છે તે બધાનો સંગ્રહ કરીને તેમ જ બીજી પણ જે જે હકીકત મળી આવી તે પ્રકટ કરવામાં આવી છે. તેનો હેતુ માત્ર એટલો જ કે આવા એક મહાન તત્ત્વજ્ઞાનીનો જન્મ કયારે થયો તે વિષે આથી પણ વધારે ચર્ચા થાય અને તેમનો વિશ્વાસનીય જન્મસમય હાથ લાગે.

આ મહાન તત્ત્વજ્ઞાનીનો ખરો સમય ખોળી કાઢવા માટે વર્તમાન પત્રોમાં ચર્ચા કરવામાં આવી હતી, જૂદી જૂદી પાઠશાળાના વિદ્વાન્ અધિકારીઓને લખવામાં આવ્યું હતું તથા શંકરાચાર્યે સ્થાપેલા જૂદા જૂદા મઠાધિપતિયોને લખી પૂછાવવામાં આવ્યું હતું અને તેમ જ બીજી પણ ઘણીક બારીક તપાસ કરવામાં આવી હતી. આ સર્વ તપાસ કરવામાં સઘળાઓએ મને કીમતી મદદ કરી છે તેમ જ કેટલાક મિત્રોએ ઘણો શ્રમ વેઠી સહાયતા આપી છે તેથી તેમનો આ સ્થળે ઉપકાર માનું છું.

અમદાવાદ,<br>ડિસેંબર સને ૧૮૯૮.

કૃ. ગો. દેવાશ્રયી.

# શ્રીમચ્છંકરાચાર્યના સમયની ચર્ચા.

## અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

# શ્રીશંકરાચાર્ય.

આપણા આર્ય તત્ત્વજ્ઞાનમાં શંકરાચાર્ય જે મહાન પદવી ભોગવે છે તેવી પદવી ભોગવવાને અદ્યાપિ પર્યંત ભાગ્યે જ કોઈ ભાગ્યશાલી થયું હશે. આવા એક સુપ્રસિદ્ધ અને મહાન તત્ત્વજ્ઞાનીનો જન્મ ક્યારે થયો તે વિષે અત્રત્ય અને પાશ્ચિમાત્ય વિદ્વાનોએ ઘણો શ્રમ વેઠી ઐતિહાસિક ધોરણ ઉપર ભારે ચર્ચા કરી છે તેમાંથી જેટલી મળી આવી તેટલી આગળ આપવામાં આવી છે. એ ઉપર વાચકોએ કેટલો ભરોસો રાખવો એ એમની મરજીની વાત છે. આ લેખના લેખકે પણ કેટલોક પ્રયાસ કરી શંકરના સમયસંબંધી કેટલીક હકીકત મેળવી છે જે યોગ્યસ્થળે દાખલ કરવામાં આવી છે.

આ સર્વમાંથી ખરો સમય કયો છે તે કહેવું ઘણું કઠિન કામ છે તેથી વાચકોને ફાવે તેવી કલ્પના કરવાની છૂટ છે તો પણ **मुण्डे मुण्डे मतिर्भिन्ना** એ ન્યાએ આ લેખનો લેખક થોડુંક લખવા ધારે છે. શંકરના સમય સંબંધે

## પ્રાચીન અને અર્વાચીન, લેખી અને લોકોમાં બોલાતી હકીકત.

તપાસી જોતાં આ પ્રમાણે માલુમ પડે છેઃ—

(क.) રઘુનાથ ભાસ્કર ગોડબોલેએ પોતાના અર્વાચીન કોષ નામના પુસ્તકમાં લખ્યું છે કે યુધિષ્ઠિર શક ૨૧૫૮માં શંકરનો જન્મ થયો છે. તેમના જન્મ વખતે ઉત્તરાયન હતું. માઘ વદ ૧૪ ને સોમવાર હતો. સૂર્યને ચંદ્ર કુંભરાશીમાં હતા. તેમણે ૨૧૯૦ના માર્ગશીર્ષ શુદ ૫ ને સોમવારને સાયાન્હે હિમાલયમાં પોતાનો દેહ છોડયો. તેમાંના બીજા એક શ્લોકમાં લખ્યું છે કે યુધિષ્ઠિર શકના ૩૦૪૪ માંથી ૮૮૭ વર્ષ ગયા પછી શંકરનો જન્મ થયો. એમણે આ હકીકત જિનવિજય નામના પુસ્તક ઉપરથી લખી છે એવું પોતાના કોષમાં જણાવ્યું છે.

(ख.) દક્ષિણ તરફના લોકોમાં એવું મનાય છે કે ગોવિંદ ભટ્ટ નામનો એક માણસ ચારે વર્ણની ચારે કન્યા પરણ્યો હતો. તેમનાથી અનુક્રમે આચાર્ય, વરરુચિ, વિક્રમાદિત્ય, ભટ્ટિ અને ભર્તૃહરિ થયા. આ ગોવિંદ ભટ્ટ પોતાની વૃદ્ધાવસ્થામાં સંન્યાસી થયો હતો જે પાછળથી ગોવિંદયોગી કહેવાયો. વિક્રમ ઈ. સ. પૂર્વ ૫૬ માં થયો અને શંકર તેના પિતાના શિષ્ય હોવાથી તે એ અરસામા થયા હોવા જોઇએ.

(ग.) કેરલોત્પત્તિ[1] નામના ગ્રંથમાં લખ્યું છે કે શંકર કલિયુગ ૩૫૦૧ (ઇ. સ. ૪૦૦)માં આર્દ્રા નક્ષત્રમાં કાલટી પ્રાંતમાં આવેલા કેપેલી ગામમાં જન્મ્યા હતા. શંકરનું વય ૩૮ વર્ષનું હતું. તેમણે સ્માર્ત સંપ્રદાયનું સ્થાપન કર્યું હતું. વળી એવું પણ કહેવાય છે કે ચેરુમાન પેરૂમાલ રાજા જેઓ મુસલમાની ધર્મ પાળતા હતા અને તેમના વખતમાં જે એક લઢાઇ થઈ હતી તે વખતે જન્મ્યા હતા.

(घ.) કોંગદેશરાજાકકલ નામના એક તામિલ ગ્રંથમાં લખ્યું છે કે શંકર પહેલા ત્રિવિક્રમદેવના સમયમાં થયા અને તેમણે એ રાજાને શિવધર્મિ કર્યા.

(ङ.) તારાનાથકૃત[2] બુદ્ધધર્મના ઇતિહાસ ઉપરથી માલુમ પડેછે કે શંકર બૌદ્ધધર્મના વિધ્વંસક કુમારિલ ભટ્ટની પહેલાં થયા.

(च.) એલગામવાળા ગોવિંદ ભટ્ટ ચેરલેકરને ત્રણ પાનીઆની એક હસ્તલિખિત પોથી મળી આવી છે જે ઉપરથી માલુમ પડે છે કે શંકર કલિયુગ ૩૮૮૯ (ઇ. સ. ૭૮૮)માં જન્મ્યા અને ૩૯૨૧ (ઇ. સ. ૮૨૦)માં કૈલાસ સિધાવ્યા.[3]

---

૧ આ મલયાલમ ભાષામાં લખેલું પુસ્તક છે; તેમાં જુના કેરલ પ્રાંતનો ઇતિહાસ છે.

૨ શ્રીફનરનું જર્મન ભાષાંતર.

૩ જુઓ આગળ આપેલી ચર્ચા, પૃષ્ઠ ૧, ૨.

(छ) પંડિત ભગવાનલાલ ઇંદ્રજીવાળી નેપાળની દંતકથા[1] જોતાં શંકર વૃષદેવવર્માના વખતમાં દક્ષિણમાંથી નેપાળ આવ્યા ને બૌદ્ધધર્મી વૃષદેવવર્માને શિવધર્મી કર્યો.

(ज.)ડાબીસ્તાન[2] કહે છે કે શંકર ઇ. સ. ૧૩૪૯ માં થયા.

(झ.)આનંદગિરિ, ચિદ્વિલાસ, સદાનંદ અને માધવ કિંવા વિદ્યારણ્યે લખેલા શંકરવિજયમાં શંકરના જીવનચરિત માટે શું નિરૂપણ કરેલ છે?

(ज.) દ્વારકા, શૃંગેરી આદિ અન્ય સ્થળેથી મળી આવેલી હકીકતો શું કહે છે?

## ઉપરની બધી બાબતોમાં કેટલી સત્યતા છે

તે હવે આપણે અનુક્રમે તપાસી જોઈએઃ—

(क.) આ સમય ખરો છે એવું માનતાં પહેલાં જે પુસ્તકને આધારે લખવામાં આવે છે એ જિનવિજય પુસ્તકની હયાતી છે કે નહિ તે પ્રથમ નક્કી કરવાની જરૂર છે. વાચકો જાણીને દિલગીર થશે કે લેખકે ઘણો જ પ્રયાસ કર્યો પણ જિનવિજય નામના પુસ્તક માટે કોઇ પણ ઠેકાણે કાંઇ પણ હકીકત મળી આવતી નથી એટલું જ નહિ પણ એ સમયમાં કાંઇ પણ સત્યતા સમાયેલી જણાતી નથી.

(ख.) ગોવિંદ ભટ્ટ વિક્રમાદિત્યનો પિતા હતો એ વાત પણ પાયાવગરની છે. તેમ જ ભટ્ટિ અને ભર્તૃહરિ જેમને ભાઇઓ તરીકે ગણ્યા છે તેમને કોઈ પણ જાતનું સગપણ પણ નહોતું એટલું જ નહિ પણ તે બેઉ જૂદા જૂદા વખતમાં થયા છે એવું એમના લખેલા ગ્રંથો[3] ઉપરથી સિદ્ધ થાય છે. કદાચ આપણે એમ ધારીએ છીએ કે ગોવિંદભટ્ટ વિક્રમાદિત્યનો પિતા હતો તો એ યોગી થયો અને તેને જ ગોવિંદયોગી કહેતા એવો કાંઇ પણ પુરાવો નથી. આ દંતકથા ફક્ત દક્ષિણમાં ચાલે છે ને જેમ જેમ વખત જાય છે તેમ તેમ તેમાં સુધારો વધારો થયાં કરે છે.

(ग.) કેરલોત્પત્તિમાં લખેલી બીના પણ સાચી છે એમ કહેવાને સાધન નથી. આપણી પાસે જે જે સાધનો છે તે બધાને આધારે કહિ શકીએ છીએ કે શંકરની ઉમ્મર ૩૨ વર્ષની હતી. ૩૮ વર્ષની ઉમ્મર હતી એવું કોઇ પણ ગ્રંથમાંથી મળી આવતું નથી. ચેરમાન પેરૂમલના વખતમાં એમનો જન્મ થયો હતો એ વાત પાંચમા સૈકાને લગતી નથી કારણ કે તેમની[4] ઘોર મક્કામાં છે. તે ઉપર હિજરી સન ૨૧૬–ઇ. સ. ૮૩૮ લખેલ છે. આ સમય શંકરના જન્મ માટે ઘણો જ અર્વાચીન છે. વળી આ ગ્રંથમાં એવું પણ લખેલું છે કે શંકરે ગોવિંદયોગીની આજ્ઞાથી ૩૨ અક્ષરવાળા ૨૪૦૦૦ હજાર શ્લોકવાળી કેરલ દેશની એક તવારીખ લખી. આ બધી બાબત તદ્દન ગપ છે એવું આપણે માનીએ તો કેરલોત્પત્તિ ગ્રંથ તદ્દન જૂઠો અને કોઇ શાંકરમત વિરોધીએ લખ્યો છે એમ લખવાને બીલકુલ બાધ નથી.[5]

---

૧ જુઓ આગળ આપેલી ચર્ચા, પૃષ્ઠ ૮૫.

૨ પુસ્તક ૨, પૃષ્ઠ ૧૪૧.

૩ ભટ્ટિકાવ્યના છેલ્લા શ્લોક ઉપરથી માલુમ પડે છે કે તે વલ્લભીપુરના સુદર્શન રાજાની સભામાં આશરે ૪ થા સૈકાની મધ્યમાં રહેતો હતો. રાજેંદ્રલાલ મિત્રના કહેવા પ્રમાણે (સંસ્કૃત હસ્તલેખોની નોંધ, પુસ્તક ૬, પૃષ્ઠ ૧૪૮) પ્રો. માક્ષ મૂલર એને ૭ મા સૈકામાં થયો ગણે છે,—જુઓ ઇંડિયાઃ આપણને તે શું કહે છે? ૩૪૮–૩૫૩. ભર્તૃહરિ જે વાકયપદીયનો કર્તા હતો તેણે પતંજલિના મહાભાષ્ય અને બીજાં પુસ્તકો ઉપર ટીકા કરી છે. તે વસુરાતનો શિષ્ય હતો એવું પોતે વાકયપદીયમાં કહે છે. આ વસુરાત જે પ્રખ્યાત ચંદ્રાચાર્ય અભિમન્યુની સભામાં હતો તથા જે અભિમન્યુએ ઈ. સ. ૪૦ મા રાજ્ય કર્યું કહેવાય છે તે વખતમાં થયો. તેથી ભર્તૃહરિ ૧ લા સૈકામાં થયો. માક્ષ મૂલર એને ૭ મા સૈકામાં મુકે છે—જુઓ ઇંડિયાઃ તે આપણને શું શિખાવે છે? પૃષ્ઠ ૩૪૮.

૪. જુઓ આગળ, પૃષ્ઠ ૧૩.

૫. સીવેલકૃત દક્ષિણ હિંદુસ્થાનના વંશો, પૃષ્ઠ ૫૭.

(ઘ.) સ્કંદપુરનો રાજા પહેલો ત્રિવિક્રમદેવ ઇ. સ. ૬૭૮ માં રાજ્ય કરતો હતો. સને ૧૮૪૮ માં પ્રો. ડાઉસનને માલુમ પડયું કે એ નામના બે રાજા થઇ ગયા છે. જેમાંનો ૧ લો છઠ્ઠા સૈકામાં અને બીજો આઠમા સૈકામાં થયા છે. કેટલાક લેખને આધારે પ્રો. ભાંડારકર કહે છે કે એ રાજાઓ અનુક્રમે ૪ થા અને ૬ ઠ્ઠા સૈકામાં[1] થયા છે. આ વિષે મિ. ફ્લીટ કહે છે કે આ બધી બનાવટ[2] છે એટલું જ નહિ પણ તેમાં બિલકુલ સત્યતા સમાઈ નથી.

(ઙ.) ઇ. સ. ૧૬૦૮ માં તારાનાથે બૌદ્ધધર્મનો ઈતિહાસ લખ્યો છે. તે વખતે તેની ઉમ્મર આશરે ૩૦ વર્ષની હતી. તેને કેટલીક બાબતોની માહીતી નહિ હોવાથી તેણે કેટલીક ભૂલો પણ કરી છે. જેમકે શંકર કુમારિલભટ્ટ પહેલાં થયા છે. કુમારિલભટ્ટ એ એક આખું નામ છતાં એ આખા નામમાંથી ભટ્ટ શબ્દ જુદો પાડી કહે છે કે ભટ્ટ શંકરનો શિષ્ય હતો. વાચકોના જાણવા બહાર નહિ હોય કે શંકરની પહેલાં કુમારિલભટ્ટ થયેલ છે. તેમ જ ભટ્ટ નામનો શંકરનો કોઈ શિષ્ય પણ થયો નથી. ડા. બર્નેલ તારાનાથના ગ્રંથ ઉપર ઘણો વિશ્વાસ રાખે છે તેથી શંકર ઇ. સ. ૬૫૦–૭૦૦ માં[3] થયાનું સ્વીકારે છે. પ્રો. માક્ષ મૂલરનો વિચાર પણ આને માટે ઘણો કીમતી[4] છે.

(ચ.) પ્રો. માક્ષ મૂલર કહે છે કે મિ. પાઠકે છેવટનો નિર્ણય કર્યો છે કે શંકર ઇ. સ. ૭૮૮ માં જન્મ્યા હતા. મિ. પાઠક જેનો આધાર બતાવે છે તે ત્રણ પાનાનું નાનું પુસ્તક છે જે અમોએ આગળ પૃષ્ઠ ૬૫ મે પુરે પુરૂં આપ્યું છે. પાશ્ચિમાત્ય વિદ્વાનોને આપણા આર્યાવર્તની બિનાઓનો પૂર્વાપર સંબંધ શો છે તેની ખબર નહિ હોવાથી તેઓ ગમે તે બાબતોને ગમે તેવી કહે તે ઉપર અમુક વિદ્વાને અમુક કહ્યું છે તે ખરૂં જ છે એવું ન માનવું જોઇએ. આવી જ સ્થિતિ શંકરના સમય માટે થઈ છે. પ્રો. માક્ષ [5]મૂલર, ડા. [6]ટીલી, અને [7]બાર્થ, પાઠકે બતાવેલા આધાર ઉપર આધાર રાખી જાણે એમણે ભારે શોધ કર્યો હોય એવું માની લે છે.

(છ.) ઈ. સ. પહેલાં ૧૭૧૨ માં સૂર્યવંશી રાજાઓ નેપાળમાં રાજ્ય કરતા હતા. એ વંશના ૧૮ મા રાજા વૃષદેવવર્માએ વિહારો બંધાવ્યાં અને લોકેશ્વર અને બૌદ્ધપ્રતિમાઓનું સ્થાપન કર્યું. એનો ભાઈ બાલાર્ચન પણ બૌદ્ધસંપ્રદાયી હતો. શંકર દક્ષિણમાંથી આવ્યા અને બૌદ્ધધર્મનો નાશ

---

૧. જર્નલ રો. એ. સો. બો. બ્રેંચ, પુસ્તક ૧૦, પૃષ્ઠ ૮૯.

૨. ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૨, પૃષ્ઠ ૧૧૧.

૩. દક્ષિણ હિંદુસ્થાનના પ્રાચીન લેખોનાં મૂળતત્ત્વો, પૃષ્ઠ ૩૭, પૃષ્ઠ ૧૧૧ માં લખ્યું છે કે એ ઈ. સ. ૭૦૦માં થયો. સામવિધાન બ્રાહ્મણ પૃષ્ઠ ૬ માં એણે ઉપોદ્‌ઘાત લખ્યો છે તેમાં આ પ્રમાણે કહે છે. તારાનાથ કહે છે કે ન્યાય ઉપર લખનાર ધર્મકીર્તિ બૌદ્ધ ધર્મનો હતો. તેના વખતમાં કુમારિલ હયાત હતો. ટીબેટના લોકો કહે છે કે આ ધર્મકીર્તિ, સ્રોત્સંગંપો જે ચારલેંગનો રાજા હતો ને જે ઈ. સ. ૬૧૭ માં જન્મ્યો હતો અને ૬૨૯ થી ૬૯૮ સુધી જેણે રાજ્ય કર્યું હતું તેના વખતમાં હતો. એ રાજા ચીન દેશના એક રાજાની કુંવરી જોડે પરણ્યો હતો; અને તે સમય ચોકસ છે. હુયાનથ્સંગે. ઈ. સ. ૬૪૫ માં હિંદુસ્થાન છોડયું અને એણે બૌદ્ધમતની એક મોટા ભયભરેલા બ્રાહ્મણ શત્રુ વિષે લખ્યું છે એ ઉપરથી કુમારિલ એ સમય પહેલાં થયો એ સંભવિત નથી અને બીજા ઘણાંક કારણોથી જણાય છે કે એ ઈ. સ. ૭૦૦ પછી થયો નથી. આથી બીજે શંકરાચાર્ય અને કુમારિલ એકી વખતે થયા એમ જે કહેવામાં આવે છે તે ખરૂં નથી.

૪. ઇંડિયા, પૃષ્ઠ ૩૦૩. નિઃસંદેહ આ એક અર્વાચીન પુસ્તક છે તે ઉપર ભરોસો રખાય એમ નથી છતાં એમાં લખેલી બાબત ઉપર વિચાર કરવાની જરૂર છે.

૫. ઇંડિયા, પૃષ્ઠ ૩૬૦.

૬. હિંદુસ્થાનના ધર્મની રૂપરેખાઓ, ઈ. કર્પેંટરે ડચ ભાષામાંથી કરેલું ભાષાંતર.

૭. હિંદુસ્થાનના ધર્મો (Religions of India), પૃષ્ઠ ૮૯ માં કહે છે કે શંકરાચાર્ય વિષ્ણુનો અવતાર હતો! કેવી નવાઈ જેવી વાત !

કર્યો. વૃષભદેવવર્મા ઇ. સ. પહેલાં ૬૯૪—૫૫૩ માં હતો. એણે ૬૧ વર્ષ રાજ્ય કર્યું છે. આ ઉપરથી વિચાર કરતાં કલિયુગ ૨૫૪૭ અથવા એ અરસાના શંકર નેપાળ ગયા હોય એમ જણાય છે.

વળી આ વિષે મિ. ફ્લીટ કહે છે કે વૃષદેવવર્માએ ઇ. સ. ૬૩૦ થી ૬૫૫ સુધી રાજ્ય કર્યું છે.—જુઓ આગળ, પૃષ્ઠ ૬૩.

(ज.) ડાબીસ્તાન કહે છે તે કેટલું ખરૂં છે તે વગર વિવાદે સમજી શકાય એમ છે.

(झ) આનંદગિરિ અને ચિદ્વિલાસકૃત શંકરવિજયમાં શંકર કયા સમયમાં થયા એ વિષે કાંઇ લેખ મળી આવતો નથી. આનંદગિરિ જે શંકરનો મુખ્ય શિષ્ય હતો તેણે પોતાના ગુરુના સંબંધમાં કાંઇ પણ લખ્યું હોય એવું માનવાને આપણી પાસે સાધન નથી. જે ગ્રંથવિષે આપણે બોલીએ છીએ તે કોઇ નામધારી[1] આનંદગિરીએ લખ્યો છે એવું એ ગ્રંથની વર્ણન કરવાની પદ્ધતિ અને શૈલી કહિ આપે છે. શંકરના પ્રખ્યાત શિષ્ય આનંદગિરીની ભાષા કયાં અને આ નામધારી આનંદગિરીની ભાષા કયાં? નામધારી આનંદગિરી એ કોઈ આધુનિક માણસ હોવો જોઇએ કે જેણે શંકરના મહાન શિષ્યનું માન ખાટી જવા માટે પોતાનું નામ ઘુસાડી દિધું હોય. ગમે તેમ હોય પણ પેલા પ્રખ્યાત આનંદગિરીની કૃતિ નથી એવું સર્વત્ર મનાયું છે. આ ગ્રંથનો સાર આગળ આપવામાં આવેલ છે.[2]

## ચિદ્વિલાસકૃત શંકરવિજયવિલાસ

વાંચી જોતાં પણ શંકરના સમય માટે તેમાં કોઇ લેખ નથી. એના ગ્રંથનો સાર પણ આગળ આપવામાં આવ્યો છે.[3] આનંદગિરિ અને ચિદ્વિલાસના શંકરવિજયમાં શંકરના માતાપિતાનાં નામ, તેમના રહેઠાણનું નામ માધવ કિંવા વિદ્યારણ્ય અને સદાનંદ કૃત શંકરવિજય કરતાં જૂદાં છે પણ બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય કર્યું; મંડન પંડિત સાથે વાદ કર્યો, પરકાયા પ્રવેશ કર્યો વગેરે હકીકત ચારે શંકરવિજયમાં છે. એકના બીજાં પણ નામો હોય છે, તેવી રીતે આ ચાર જૂદા જૂદા લેખકોના ગ્રન્થમાં જૂદાં જૂદાં નામ છે તેથી નીચે પ્રમાણે કલ્પના પણ કરી શકાય. આનંદગિરિકૃત શંકરજયમાં શંકરના પિતાનું નામ વિશ્વજિત્ છે અને માધવના ગ્રંથમાં શિવગુરુ છે. વિશ્વને જીતે એટલી શક્તિ હોય તો પછી તેનું ગમે તે નામ હોય છતાં કોઇ આલંકારિક ભાષામાં વિશ્વજિત્ પણ તેને કહે તેમ જ શિવગુરુ નામ પણ એ વિશ્વજિત્ કે જે શિવભક્ત હોવાથી તેને શિવગુરુ પણ કહે. તેવી જ રીતે બીજી બાબતનું પણ સમજી લેવું.

## સદાનંદકૃત શંકરજય

નામના પુસ્તકમાં લખ્યું છે કે યુધિષ્ઠિર શકના ૨૦૨૨ માં વિશ્વજિત સંવત્સરના પોસ મહિનાની પાંચમને દિવસે, સુમુહૂર્તે, શુભલગ્ને, અને પાંચ ગ્રહ ઉચ્ચ હતા તે વખતે સતિએ જગદ્ગુરુ શંકર નામના બાલકને જન્મ આપ્યો. આ ઉપરથી વિચાર કરતાં આજથી ૨૨૮૯ વર્ષ ઉપર શંકર જન્મ્યા હશે એમ જણાય છે. આ જન્મસમય માટે જ્યોતિષનો આધાર એવો નિકળે છે કે પોસ માસમાં પાંચમને દિવસે પાંચ ગ્રહ ઉચ્ચ હોઇ શકે નહિ. તેમ જ કયા ગ્રહ ઉચ્ચ હતા તે પણ જણાવ્યું નથી તેથી એ ગ્રહસ્થિતિ ઉપર ભરોસો રાખી શકાય એમ નથી.

## માધવ કિંવા વિદ્યારણ્યનો સંક્ષેપશંકરજય

વાંચી જોતાં તેના બીજા સર્ગના ૭૧ મા શ્લોકમાં લખ્યું છે કે, "શુભ ગ્રહોયુક્ત—શુભ ગ્રહોની દૃષ્ટિયુક્ત શુભ લગ્નમાં તથા જ્યારે સૂર્ય, ભૌમ અને શનિ પોતાના ઉચ્ચસ્થાનમાં રહ્યા હતા અને ગુરુ કેંદ્રસ્થાનમાં હતો ત્યારે શિવગુરુની પત્ની સતીએ ........સુખરૂપપણે પુત્રનો પ્રસવ કર્યો."

માધવે આપેલી ગ્રહસ્થિતિ "જો કે અપૂર્ણ છે છતાં તે ઉપરથી કાળનિર્ણય કરવામાં સહાય મળી શકે તેમ છે. એમાં શુક્ર, બુધ, અને ચંદ્રની તે વેળાની રાશી જણાવેલી નથી છતાં નીચે પ્રમાણેની બે કુંડલિયો વાચકોના સંમુખ મુકવામાં આવે છે.—

૧. જુઓ આગળની ચર્ચા, પૃષ્ઠ ૫, ટીકા ૪; પૃષ્ઠ ૬૯, ટીકા ૬. ૨. જુઓ પૃષ્ઠ ૨૯. ૩. જુઓ પૃષ્ઠ ૩૨.

**કલિગત વર્ષ ૬૦૫.** **કલિગત વર્ષ ૨૮૧૫.**







"આ જન્મકુંડલિયો ખરી માનીએ અને શંકરાચાર્યના જન્મ વખતે આપણા આર્યાવર્તમાં રાશિગણના પ્રચારમાં હતી એ કબૂલ કરીએ તો એ સ્થિતિ જે વર્ષમાં હતી તેમાં શ્રીમાન્ શંકરાચાર્યનો જન્મ થયેલ માનવો જોઇએ."

શંકરના જન્મગ્રહની સ્થિતિ એવી હોવી જોઇએ કે તે ઉપરથી અલ્પાયુનો, ચક્રવર્તિપણાનો અને સંન્યાસ લેવાનો યોગ આવે. આ સઘળા યોગ ઉપરના ગ્રહયુક્ત કુંડલિયોમાં આવે છે.

એક અગત્યનો પ્રશ્ન એ થાય છે કે આ બેઉ કુંડલિયો પૈકી કયા વર્ષની કઇ કુંડલિવાળા ગ્રહમાં જે શંકરે બૌદ્ધધર્મને નિર્મૂલ કરી સદ્ધર્મનું સંસ્થાપન કર્યું, જે શંકરે મંડન અને તેની સ્ત્રી સરસ્વતી જોડે વાદ કર્યો, જે શંકરે અનેક પાખંડમતોનો પરાભવ કર્યો તથા જે શંકરે પુરકાયા પ્રવેશ કર્યો તે થયા?

આ પ્રશ્નનું સમાધાન કરવું ઘણું કઠિન કામ છે. આજે કલિયુગનું ૪૯૯૮ મું વર્ષ ચાલે છે તેમાંથી કલિગત વર્ષ ૬૦૫ બાદ કરતાં ૪૩૯૩ અને જો ૨૮૧૫ વર્ષ બાદ કરીએ તો ૨૧૮૩ વર્ષ રહે છે. તે જો આપણે જ્યોતિષશાસ્ત્રની ગણત્રી ખરી માનીએ તો શંકરનો જન્મસમય છે એમ કબૂલ કરવું પડે.

આ વિષે એવું પણ અનુમાન કરવામાં કાંઇ બાધ જણાતો નથી કે માધવ જેવો સર્વ શાસ્ત્રમાં નિપુણ પુરુષ, પોતે જે ગ્રંથ લખવાને આરંભે તેમાં જેમ કવિયોને આલંકારિક ભાષા વાપરવાની છૂટ હોય છે તેમ શંકર જેવા મહાન પુરુષનો જન્મ ગમે તે સમયે કે ગ્રહમાં થયો હોય તેની પોતાને ખબર ન હોય છતાં અમુક સારા ગ્રહમાં જન્મ થયો એમ લખવા ધારે તો તે બનવા જોગ છે.

ઐતિહાસિક બાબતો સાથે સંબંધ ધરાવતી બાબતોથી જે સમય ઠરાવવામાં આવ્યો છે તે જોતાં આ સમય કેવળ ખોટો છે એમ માનવું પડે છે પણ એવો પણ બચાવ કરાય કે "માળવા દેશમાં પ્રસિદ્ધિ પામેલા બાણ, મયૂર, અને દંડી આદિ વિદ્વાનોને પણ શંકરાચાર્યે પોતાનાં ભાષણોથી શિથિલ થયેલા દુર્મતના અભિમાનવાળાઓને પોતાના શારીરક ભાષ્યનું શ્રવણ કરવાના ઉત્સાહવાળા કર્યા" તે બાણ, મયૂર અને દંડી ૬ ઠ્ઠા અને આઠમા સૈકાવાળા નહિ પણ શંકર જે સમયમાં થયા તે સમયના કેમ ન હોય? જેમ બીજી કેટલીક બાબતોનો પુરાવો આપણી પાસે નથી તેમ આ વિષે પણ આપણી પાસે પુરાવો નથી. ફક્ત તેને પુષ્ટિ મળે એવો એક જ બચાવ છે તે એ જ કે જેમ કાલિદાસ ઘણા થઇ ગયા છે. જેમ વિક્રમ ઘણા થયા છે તેવીરીતે બાણ, મયૂર અને દંડિ પણ થયા હશે. આ તો ફક્ત આનુમાનિક બચાવ છે.

વળી એવી પણ કલ્પના કરવી પડે છે કે મૂળ શંકરાચાર્યની ગાદીએ જે જે તેમના શિષ્યો આવ્યા તે સર્વે શંકરાચાર્યના અભિધાનથી જ ઓળખાય છે અને દરેક શંકરાચાર્યના ઘણા ઘણા શિષ્યો પણ થયા છે. શિષ્ય અને ગુરુ એ બેઉનો સંબંધ જોતાં ગુરુ ઉપર શિષ્યનો અનન્ય ભક્તિભાવ હોય જ અને એ ગુરુભક્તિથી મોહ પામેલા શિષ્યો કે કાંતો એવા ગુરુના સંબંધમાં આવનારા, પોતાના ગુરુનું ચરિત લખે તો તે ચરિતમાં મૂળ શંકરે જે જે કૃત્ય કર્યાં હોય તે સઘળાને તેમાં નિયોજે તો તેઓ ભક્તિભાવમાં તલ્લીન હોવાથી અને તાત્ત્વીક દૃષ્ટિયે જોતાં એમને દ્વૈતનો ભાસ બીલકુલ થાય જ નહિ અને તેથી કરીને અમુક અમુક વર્ષમાં થયેલા શંકરાચાર્યની ગાદીએ આવનારા શંકરાચાર્યને માટે ગમે તે લખવા ધારે તો લખી શકે. ત્યારે એક એવી પણ શંકા થાય કે જે શંકરની માનું નામ અને પિતાનું નામ છે

તે શંકર અને તેમની પછી ગાદીએ આવનાર શંકરના માતા પિતાનું નામ એક જ કલ્પવાની કાંઇ જરૂર ખરી કે? તો એને માટે શું, એમ ન કહિ શકાય કે મૂળ શંકરની ગાદી ઉપર આવનારને પણ એ જ નામ તેમના ચરિત્રે લખનારા લાગુ કરે તો તેમ નહિ કરવાને કાંઇ કારણ છે? ગમે તેમ હશે પણ જ્યાંસુધી શંકરનો વિશ્વાસ પાત્ર સમય હાથ લાગે એવો કોઇ પણ ચોકશ પુરાવો હાથ ન લાગે ત્યાંસુધી ગમે તેવી કલ્પના કરવાની છૂટ સર્વને હોવી જોઈએ.

શંકર કલિગત વર્ષ ૬૦૫ માં થયા છે એવું માનવાને ભાસ્કરરાયકૃત દીક્ષામીમાંસા નામના પુસ્તકમાં એક શ્લોક નીચે પ્રમાણે છેઃ—

वर्षेष्वतीतेषु शतेषु षट्सु तिष्येऽवतीर्णो मुनिशंकरार्यः ।
शिष्यैश्चतुर्भिः सहितं शिवादिपारंपरीकावधिमानमामः ॥

ઉપરનના શ્લોકમાં કલિયુગના ૬૦૦ વર્ષ વ્યતીત થયા પછી શંકરાચાર્યનો જન્મ થયો છે એવું લખ્યું છે. માધવે બતાવેલી ગ્રહસ્થિતિ ઉપરથી શંકરનો જન્મ કલિગત ૬૦૫ માં આવે છે તેથી આ દીક્ષામીમાંસાનું પ્રમાણ તેને પુષ્ટિ આપે છે.

(ज.) શંકરે સ્થાપેલા ચાર મઠ છેઃ તેમાં ૧ લો શૃંગેરી, બીજો મઠ જગન્નાથ, ત્રીજો દ્વારકા, અને ૪ થો મઠ બદરિકાશ્રમ. એ પ્રત્યેક મઠના અનુક્રમે સુરેશ્વર, પદ્મપાદ, હસ્તામલક, અને ત્રોટક એ પ્રમાણે ચાર અધિપતિ ઠરાવ્યા. પછી તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી, પુરી એવા મઠપર્યાય કરીને એ ચાર મઠને નીચે પ્રમાણે વહેંચી આપ્યા. શૃંગેરી મઠને સ-. સરસ્વતી, ભારતી અને પુરી; જગન્નાથજીના મઠને વન અને અરણ્ય; દ્વારકાના મઠને તીર્થ અને આશ્રમ; બદરિકાશ્રમવાળા મઠને ગિરિ, પર્વત અને સાગર. આ પ્રમાણે અદ્યાપિ પર્યંત હજુ ચાલે છે આ સંજ્ઞાઓ તે તે મઠની ગાદી ઉપર બેસનારા શંકરાચાર્ય પોતાના નામને છેડે વાપરે છે. આવી સંજ્ઞાઓ રાખવાનું શું પ્રયોજન હશે તે સમજાતું નથી પણ વિચાર કરતાં જણાય છે કે એ સર્વ સંજ્ઞાઓ સ્થળસૂચક છે. એ ઉપરથી એવું અનુમાન થઇ શકે કે તે તે સંજ્ઞાવાળાઓએ તે, તે સ્થળનો અધિકાર ચલાવવો.

ઉપર બતાવેલા ચાર મઠ પૈકી દ્વારકા[1] અને શૃંગેરી[2] મઠમાંથી શંકરના સમયસંબંધી જે હકીકત મળી આવી છે તે આગળ આપવામાં આવી છે પણ તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

## દ્વારકાનો શારદા મઠ.

દ્વારકામઠમાંથી મળેલી હકીકતમાં એવું છે કે યુધિષ્ઠિર શક ૨૬૩૧ના વૈશાખ સુદ ૫ મે શંકરનો જન્મ થયો. યુધિષ્ઠિર શક આશરે ૩૦૫૦ વર્ષ સુધી ચાલ્યો છે તેમ જ એ શક કલિયુગ પહેલાં ૧૦ વર્ષને સુમારે શરૂ થયો છે. એ હિસાબે ઉપરની કુંડલિમાં બતાવેલા વર્ષની લગભગ આ સમય પણ આવે છે પણ એ વર્ષમાં અર્થાત્ યુધિષ્ઠિર શક ૨૬૩૧ ના વૈશાખ સુદ ૫ મે માધવે બતાવેલા શંકરના જન્મગ્રહની સ્થિતિ આવતી નથી. માટે એ સમય ખરો છે એમ કહેતાં અચકાવું પડે છે.

## શૃંગેરી મઠ.

શૃંગેરી મઠની ગુરુપરંપરા અને ત્યાંથી મળેલી હકીકત પણ આગળ આપેલી છે. પરંપરા જોતાં વિક્રમ શક ૨૨ ના પાર્થિવ સંવત્સરમાં વૈશાખ શુદ ૩ ને દિવસે શંકરે સંન્યાસ ગ્રહણ કર્યાનું લખ્યું છે. વળી ત્યાંના જુના કડત ઉપરથી હમણાના શંકરાચાર્ય તરફથી અંગ્રેજીમાં લખાઇ આવેલી હકીકત સાથે મેળવતાં એ પરંપરા ખરી છે એમ માનતાં અટકાવું પડે છે. તેમાં એવો ભાવાર્થ છે કે વિક્રમ શક ૭૫ માં આભીર વંશનો પૂર્ણવર્મા રાજ્ય કરતો હતો તે વખતે શંકરનો જન્મ થયો. મિ. તેલંગ જે પૂર્ણવર્માના વખતમાં શંકર હતા એમ કહે છે તે પૂર્ણવર્માએ ઇ. સ. ૫૯૭ માં રાજ્ય કર્યું છે. અત્યાર સુધી બે પૂર્ણવર્મા થયા છે, એક જાવાનીસ લેખમાં વર્ણવેલો અને બીજો ઇ. સ. ૫૯૦ માં હતો તે. આ બે પૈકી ત્રીજા પૂર્ણવર્માનું નામ શૃંગેરી મઠમાંથી મળેલી હકીકતમાં છે. તેથી એવું અનુમાન થાય છે કે આ કોઇ બીજો જ પૂર્ણવર્મા છે.

---

૧. જુઓ પૃષ્ઠ ૭૮. ૨. જુઓ પૃષ્ઠ ૮૧,૮૨.

**જ્યોતિષના પ્રમાણથી ગણિત કરતાં વિક્રમ સંવત્ ૭૫ માં શંકરનો જન્મ હોય એ મનાતું નથી.** આ વિશે બીજી પણ કેટલીક પરચુરણ હકીકત આગળ આપવામાં આવી છે પણ તે સર્વમાં વિશ્વાસ રાખવા લાયક કાંઇ પણ સાધન જણાતું નથી. તેથી હવે આપણે

## બીજાં સાધનો તપાસીએ.

**ફાહીઅન,**[1] **હુયાનથ્સંગ,**[2] ઇત્સિંગ,[3] **આલ્બરૂની,**[4] **રામાનુજકૃત વેદાંતસૂત્રભાષ્ય, શાં**કરવેદાંતસૂત્રભાષ્ય ઉપરની **ભામતી** નામની ટીકા, **સંક્ષેપશારીરક** અને **પુરાણો** એ સર્વે શું કહે છે તે જોઇ જઇએ.

**ફાહીઅન, હુયાનથ્સંગ અને આલ્બરૂની, શંકરના** સમય માટે કાંઈ પણ કહેતા નથી. **ભામતી** અને **રામાનુજના** ભાષ્યનું અવલોકન કરતાં જણાય છે કે **રામાનુજનું** ભાષ્ય જેના ઉપર વિશિષ્ટાદ્વૈત ટીકા છે, તેમાં **શાંકરભાષ્યની** અદ્વૈતપ્રતિપાદક ટીકાની વિરુદ્ધ લખેલું છે. તેમ જ **ભામતી, પંચપદિકા** અને **વિવરણની** વિરુદ્ધ પણ એમાં લખેલું છે. **રામાનુજ** આશરે ઇ. સ. ૧૦૭૦ માં થયેલ છે. તેમણે પોતાનું ભાષ્ય આશરે ૧૦૫૦ માં લખ્યું હોવું જોઇએ. શિષ્યોની પરંપરા જોતાં ફક્ત **વાચસ્પતિમિશ્રનું** એક જ નામ જણાય છે તેથી એ **શંકર** પહેલાં, ૧ સૈકા અગાઉ એ થયો હોય એમ જણાતું નથી પણ **રામાનુજ** પહેલાં બે કે ત્રણ સૈકા અગાઉ થયો હોય એમ જણાય છે તથાપિ એ વિષે ચોકશ પુરાવો નથી. તેમ જ એ કહે છે કે એણે પોતે **નૃગ** નામના રાજાના વખતમાં પોતાનો ગ્રંથ[5] લખ્યો છે પણ **નૃગ** રાજા કયા સમયમાં થયો તે માલુમ પડતું નથી.

**સંક્ષેપશારીરક સર્વજ્ઞાત્માએ** લખેલ છે. તે પોતે **શંકરનો** મહાન શિષ્ય હતો એમ કહે છે. એના ગ્રંથોમાના કેટલાંક વાક્યો[6] ઉપરથી માલુમ પડે છે કે એ **આદિત્ય** રાજાના વખતમાં હતો. ઈ. સ. ૧૮૮૨-૮૩ માં **પ્રો. ભાંડારકરે** પ્રકટ કરેલા આવેદનપત્ર ઉપરથી જણાય છે કે આ રાજા **ચાલુ**કય રાજા પૈકીનો હોવો જોઇએ, જે નામના અંત્યાક્ષર "આદિત્ય" છે એવા ચાર રાજા થયા છે. આ ઉપરથી **મિ. તેલંગ** વિવાદ કરે છે કે[7] આ **આદિત્ય** કોણ અને એ ચારે પૈકી કયા **આદિત્ય** માટે **પ્રો. ભાંડારકર** કહે છે તે નક્કી નથી. આ વિષે આપણી પાસે કાંઈ સાધન નથી તેથી જેની ચર્ચા ચાલે છે એ **આદિત્ય** પહેલો **વિક્રમાદિત્ય** છે એવું માનીએ તો તે એક ઘણો જ પ્રખ્યાત રાજા થઇ ગયો છે અને એના સમયમાં **શંકરનો** જન્મ છે એમ કહિયે તો તે માની શકાતું નથી. કેમકે એના વખતમાં જે જે સમર્થ વિદ્વાનો થઈ ગયા છે તે પૈકી કોઈએ પણ આપણા આ મહાન અને અદ્વિતીય તત્ત્વજ્ઞાની માટે કાંઈ પણ કહ્યું નથી. તેમ જ આગળ બતાવેલા **બાણ, મયૂરાદિ** વિદ્વાનોએ પણ એને માટે કાંઇ પણ કોઈ પણ ઠેકાણે લખ્યું નથી.

સર્વજ્ઞાત્મા કહે છે કે **પુલકેશીના** પુત્રના વખતમાં **શંકર** થયા છે અને વળી કહે છે કે એ રાજા

---

૧. ફાહિઅન આશરે ઈ. સ. ૪૦૦ માં હિંદુસ્થાનમાં આવ્યો હતો.

૨. હુયાનથ્સંગ ચીનથી ઈ. સ. ૬૨૯ માં હિંદુસ્થાનમાં આવ્યો અને આશરે ૬૪૫ માં પાછો ગયો. એ ખાસ સંસ્કૃત ભાષામાં બૌદ્ધ સંપ્રદાયનો અભ્યાસ કરવા આવ્યો હતો. એની મુસાફરી તથા જીવનના અંગ્રેજીમાં ભાષાંતર પ્રો. બીલે કર્યાં છે.

૩. ચીનથી ઈત્સિંગ ઇ. સ. ના ૭ મા સૈકાના છેલ્લા પા ભાગમાં હિંદુસ્થાનમાં આવ્યો હતો.

૪. આલ્બીરૂની આશરે ઈ. સ. ૧૦૩૧ માં અરબસ્થાનથી હિંદુસ્થાનમાં આવ્યો. એણે લખેલી હકીકતનું અંગ્રેજીમાં ભાષાંતર સ્કાઉએ બે ભાગમાં કર્યું છે.

૫. પૃષ્ઠ ૭૬૬, કલકત્તાની આવૃત્તિ. આ વાકયનું આ પ્રમાણે ભાષાંતર થઈ શકે. "જે રાજાના કૃત્યોનું અનુકરણ કરવાને ઘણા રાજા પ્રયત્ન કરતા છતા પણ તેઓ ફતેહમંદ થયા નહિ એવા પ્રસિદ્ધ રાજા નૃગના રાજ્ય સમયમાં મેં આ ભામતી રચેલ છે."

૬. પૃષ્ઠ ૫૨૨, કાશીની આવૃત્તિ, એનું આ પ્રમાણે ભાષાંતર છે. જેની આજ્ઞા કદી અનાજ્ઞા થતી નથી, જે ક્ષત્રિય વંશમાં જન્મેલ છે જે મનુના વંશનો છે એવા આદિત્ય રાજાના વખતમાં આ સંક્ષેપશારીરક મેં રચ્યો છે.

૭. જુઓ પૂર્ણવર્મા અને શંકરાચાર્ય નામનો વિષય, પૃષ્ઠ ૧૧.

ક્ષત્રિય હતો. તેથી આપણે એવું અનુમાન કરી શકિયે કે એનું નામ આદિત્યવર્મા જેવું કાંઇક હશે. એ[1] નામનો એક રાજા બીજા પુલકેશીના વખત પછી ઈ. સ. ૬૨૪-૬૫૮ માં રાજ્ય કરતો હતો. આની જોડે સંક્ષેપશારીરકને મુકીએ તો શંકર છઠ્ઠા સૈકાના છેલ્લા ½ વર્ષ પહેલાં થયા હશે એવું જણાય છે પણ આ શંકર તે આપણે જેના જન્મ સમય માટે ચર્ચા કરીએ છીએ તે જ છે એમ કહેવાને કાંઈ મજબુત પ્રમાણ છે કે નહિ?

પદ્મપુરાણના ૪૨મા પ્રકરણમાં શંકર સંબંધી હકિકત છે પણ તેમાં તે કયા સમયમાં થયા તેનો ચોક્સ દાખલો નથી.

શિવરહસ્ય, ૯-૧૬ માં ઈશ્વર પાર્વતીને કહે છે કે "હે દેવી, કલિયુગમાં થનારા મારા ભ-
"ક્તોનાં ચરિત્ર સાંભળો.........આ કલિયુગને વિષે પણ મારા અંશથી ઉત્પન્ન થયેલા અને તપરૂપ
"ધનવાળા બ્રાહ્મણને કેરલ દેશમાં ઉત્પન્ન કરીશ...........આ કલિયુગને વિષે બે હજાર વર્ષ ગયા
"પછી આર્યાવર્ત ખંડને વિષે રહેનારા સારસ્વત, ગૌડ, મિશ્ર અને કારણાંજિન બ્રાહ્મણો માંસ
"અને મચ્છ ખાનારા અને ઉત્તર વિંધ્યાલયમાં રહેનારા થશે. તેઓ શબ્દાર્થજ્ઞાનમાં કુશળ અને
"તર્કમાં કઠિન બુદ્ધિવાળા થશે. કલિયુગમાં જૈનો અને બૌદ્ધો બુદ્ધિવાળા મીમાંસામાં કુશળ થશે
"તેમ જ તેઓ વેદના અદ્વૈત બોધદાયક વાક્યોને અન્ય રીતે માનનારા થશે.....................
"માટે ઘોર કુલાચારવાળા તથા કર્મના ભારવાળા થયેલા તેઓના ઉચ્છેદને અર્થે મારા અંશરૂપ ઈ-
"શ્વરને સર્જુ છું.........કેરલ દેશમાં શશલ નામના ગામમાં બ્રાહ્મણની સ્ત્રીને પેટે મારા અંશ થકી
"શંકર નામનો બ્રાહ્મણ ઉત્પન્ન થશે..............."

કલિગત વર્ષ ૨૦૦૦ હજાર વર્ષ ઉપર વર્ણવેલી વર્ણસંકર પ્રજા ધીમે ધીમે થવા માંડી અને તેમને ઠેકાણે લાવવા માટે શંકરનો જન્મ થયો. હવે આમાં મુદ્દાની બાબત એ છે કે શંકર ૨૦૦૦ વર્ષ ઉપર થયા એનો અર્થ તે કલિગત ૨૦૦૦ વર્ષ પછી તુરત થયા કે ૨૦૦૦ વર્ષ પછી એટલે બે હ-જાર અને ત્રણ હજાર વર્ષના અંતરમાં થયા? જો પહેલો અર્થ કબૂલ રાખીએ તો માધવે આપેલા જન્મગ્રહ સાથે એ સમય મળતો આવતો નથી અને જો બીજો અર્થ કબૂલ કરીએ તો ૨૦૦૦ હજાર અને ૩૦૦૦ વર્ષની વચ્ચેનો સમય અર્થાત્ કલિગત ૨૮૧૫ અથવા એની આસપાસના વર્ષમાં જન્મ થયો એમ કહિ શકાય. પણ આ બધું આનુમાનિક છે તથાપિ આપણે

## શંકરે લખેલા ગ્રન્થોને તપાસી જોઇએ

કે એમાં એમના જન્મ સમય ઉપર અજવાળું પડે એવું કાંઈ છે કે નહિ. શંકરે નાના મોટા ઘણા ગ્રંથો લખ્યા છે, જેની યાદી આગળ પૃષ્ઠ ૮૮ માં આપી છે. તે પૈકી (૧) બ્રહ્મસૂત્ર ઉપરનું ભાષ્ય, (૨) ઉપનિષદ્ ભાષ્ય, (૩) ગીતાભાષ્ય, (૪) સનત્સુજાતીય ઉપરની ટીકા વગેરે જોવાથી ઉપવર્ષ,[2] શબર સ્વામી,[3] ભર્તૃહરિ,[4] દ્રવિડાચાર્ય,[5] વૃત્તિકાર,[6] કુમારિલ ભટ્ટ,[7] પ્રભાકર,[8] ઉ-

૧. રાઈસ કૃત મ્હૈસૂરના લેખ, પૃષ્ઠ ૭૧.

૨. બિબ્લીઓથિકા ઇંડીકા આવૃત્તિમાં પ્રગટ થયેલ વેદાંતસૂત્ર ભાષ્ય, પૃષ્ઠ ૨૯૧,૯૫૩.

૩. ક્રીતા, પૃષ્ઠ ૫૮,૯૫૩.

૪. બૃહદારણ્યકોપનિષદ-મદ્રાસી આવૃત્તિ-પૃષ્ઠ ૧, ૩૭૩, ૩૭૫.

૫. ક્રીતા, પૃષ્ઠ ૧,૮૭,૮૯.

૬. બિબ્લીઓથિકા ઇંડિકા આવૃત્તિમાં પ્રકટ થયેલ વેદાંતસૂત્ર ભાષ્ય, પૃષ્ઠ ૫૭,૩૪૩; બાબુ ભુવનચંદ્રવાળું ગીતા ભાષ્ય, પૃષ્ઠ ૭,શ્લોક ૯૩૮

૭. ક્રીતા, પૃષ્ઠ ૫૦,૫૩,

૮. ક્રીતા, પૃષ્ઠ ૫૭.

ધોતકર,[1] પ્રશસ્તપાદ,[2] અને ઈશ્વરકૃષ્ણની[3] સહાયતા લીધી છે. આ સઘળા કયા સમયમાં થયા તે આપણે જોઈએ.

ઉપવર્ષનું નામ ગુણાઢ્ય નામ કવિયે પૈશાચી ભાષામાં લખેલા એક મહાન ગ્રંથ ઉપરથી સોમદેવ નામના કવિયે સાતવાહન રાજાના વખતમાં સંક્ષેપ રીતે સંસ્કૃતમાં લખેલા એક ગ્રંથમાં આવે છે. ઉપવર્ષે જૈમિનીના મીમાંસાસૂત્ર તથા બાદરાયણના વેદાંતસૂત્ર ઉપર ટીકા કરેલી છે. એ યોગાનંદના વખતમાં હતો. આ યોગાનંદ ગમે તે હો પણ એટલું તો નક્કી છે કે તે ઈ. સ. પહેલાં થયો છે. વળી જૈમિનીના મીમાંસાસૂત્ર ઉપર શબરસ્વામીએ ટીકા કરી છે. એની તવારીખ ઈ. સ. પૂર્વે ૪ થા અને ઇ. સ. ના બીજા સૈકાની વચમાં હોવી જોઇએ. એણે પોતાના ગ્રંથમાં મીમાંસાસૂત્રની વૃત્તિ ટાંકી છે. વળી ભર્તૃહરિ પોતાના વાક્યપદીયમાં મીમાંસાની કેટલીક ગુંચવડોનો ખુલાસો કરે છે. આ ખુલાસા શબરસ્વામીના છે પણ બીજા કોઇના નથી. ભર્તૃહરિનો સમય પહેલા સૈકામાં અને વાક્યપદીય ઉપરથી શબરસ્વામીનો સમય ઇ. સ. ની શરૂઆત પહેલાં હોવો જોઇએ. ગમે તેમ હોય, પણ એ ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકા પછી થયો. ભર્તૃહરિપ્રપંચ એ ભર્તૃહરિને મળતો છે. એણે વેદાંતસૂત્ર, ઉપનિષદ અને ભગવદ્ગીતા ઉપર સૂત્રો લખ્યાં છે. શંકરાચાર્યની ટીકા ઉપરથી તથા બૃહદારણ્યક ઉપનિષદ્‌ની કણ્વશાખા ઉપરના આનંદગિરીના વાર્તિકથી માલુમ પડે છે કે એણે પણ એ જ ઉપનિષદ્ ઉપર ટીકા લખી છે પણ એ માધ્યંદિન શાખાની છે. ભર્તૃહરિપ્રપંચ એ એક મોટો લેખક હતો. કેમકે કેટલાક વિશિષ્ટાદ્વૈતિક તત્ત્વજ્ઞાનીઓએ એના લેખમાંથી ઉતારા કર્યા છે. દ્રવિડાચાર્ય એ દક્ષિણ હિંદુસ્થાનનો રહિશ હતો એવું એના નામ ઉપરથી જણાય છે. વેદાંતસૂત્ર અને ઉપનિષદ્ ઉપરની ટીકાઓનો એ કર્તા હતો. રામાનુજાચાર્યે પોતાના વેદાંતસૂત્રભાષ્ય અને વેદાર્થસંગ્રહમાં એ લેખના ઉતારા લીધા છે. એનો સમય નક્કી થઈ શકે એમ નથી પણ એ આશરે ઇ. સ. પહેલાં થયો હોવો જોઈએ. વામનાચાર્ય નામના એક માણસે એના પુસ્તકો ઉપર ટીકા કરી છે. આ વામનાચાર્ય તે કાશિકાવૃત્તિનો લેખક વામનાચાર્ય નહિ. વૃત્તિકાર સૂત્રનો કર્તા એ વૃત્તિનો પણ કર્તા હોવો જોઇએ અથવા તેનો શિષ્ય હોવો જોઈએ. વૃત્તિકારનો સમય સૂત્રના કર્તાનો સમય ઉપર આધાર રાખે છે અને તેથી કરીને ઘણા જુના વખતને લીધે તેનો સમય આપણે નક્કી કરી શકતા નથી. રામાનુજે વેદાંતસૂત્રના કેટલાંક લખાણ કબૂલ રાખ્યાં છે પણ શંકરનાં લખાણ કબૂલ રાખ્યાં નથી. એની ટીકા ૩૨ અક્ષરના ૧૦૦૦૦૦ શ્લોકની હતી. એની પછી દ્રવિડાચાર્ય, બ્રહ્મનંદી, આચાર્ય કપર્દિ અને ભારૂચી થયા. એ રામાનુજના વેદાર્થસંગ્રહ ઉપરથી સિદ્ધ થઇ શકશે. પ્રભાકર શબરસ્વામીના સંપ્રદાયનો હતો અને એને ગુરુ કહેતા હતા; તેથી એના અનુયાયીઓને પ્રભાકર કહેતા હતા તથા એના સંપ્રદાયને ગુરુસંપ્રદાય કહેતા. એને માટે કુમારિલભટ્ટ પોતાના તંત્રવાર્તિક, તંત્રરત્ન, વાર્તિક, તન્ત્રિકામાં સખત ટીકા કરી છે. આ બે ગ્રંથ કર્તા વચ્ચે એક સૈકાનો ફેર હશે.

કુમારિલના તંત્રવાર્તિકમાં કાલિદાસનું નામ આવે છે. તે ઉપરથી જણાય છે કે કાલિદાસની પછી કુમારિલ થયો હશે. મેઘદૂત ઉપરથી માલૂમ પડે છે કે દિગ્નાગ કાલિદાસનો સમકાલિન હતો ન્યાયતત્ત્વજ્ઞાનને દિગ્નાગ ધિક્કારતો હતો અને એ વિષેની ટીકા ઉદ્યોતકરાચાર્યે પોતાના ન્યાયવાર્તિકમાં કરી છે. આ હકિકત વાચસ્પતિમિશ્રની ન્યાયતાત્પર્ય નામની ટીકા ઉપરથી મેળવેલી ખબર છે. ઉદ્યોતકરનો સમય ૪ થા સૈકામાં મુકી શકાય અને તેથી કરીને કાલિદાસ ત્રીજા સૈકામાં અને કુમારિલ ૪ થા સૈકાની શરૂઆતમાં થયાં, એમ ધારી શકાય છે. સાંખ્યકારિકાનો કર્તા ઈશ્વરકૃષ્ણ છે. તેનું બીજું નામ તત્ત્વસંગ્રહ પણ કહેવાય છે. એનું શંકરાચાર્યે સ્પષ્ટ રીતે નામ લખ્યું નથી. અથવા તો એના ગ્રંથમાંથી કોઈ ભાગ ટાંકી બતાવ્યો નથી. પણ કેટલાક તત્ત્વજ્ઞાનના પ્રશ્નના સંબંધમાં સાંખ્યકારિકા શું કહે છે તેનો હેવાલ આપેલો છે. આ ઉપરથી ઈશ્વરકૃષ્ણ આપણા અદ્વૈત તત્ત્વજ્ઞાની પહેલાં થયો હોવો જોઈએ. કેમકે એમના પરમ ગુરુ ગૌડપાદાચાર્યે એના ઉપર ટીકા લખી છે જેનું

૧. વેદાંતસૂત્રભાષ્ય, પૃષ્ઠ ૫૭.

૨. અધ્યાય બીજો ને બીજું પદ.

૩. „ „ „

**ચીની** ભાષામાં **ચંગ** વંશના વખતમાં એટલે ઇ. સ. ૫૫૭-૫૮૩ માં[1] ભાષાંતર થયું છે. **ગૌડપાદ** એ ભાષાંતરની પહેલાં એક સૈકું આગળ થયો હોય એ શકય છે. એમ કહિયે કે એ ખરૂં છે અને વધારે વહેલામાં વહેલી સાલ છે તો પણ એ તારીખને માટે નક્કી કહિ શકાય તે ઇ. સ. ૫૫૦ છે. આ ઉપરથી એમ કહિ શકાય કે ઇ. સ. ૩૫૦ ને સુમારે **શંકરાચાર્ય**નો સમય આવે છે.

**વેદાંતસૂત્ર** ભાષ્યમાં કણાદસૂત્રોનો ઉતારો છે અને વળી **પ્રશસ્તપાદાચાર્ય**ની ટીકા પણ છે. **પ્રશસ્તપાદાચાર્ય** તથા ઉદ્યોતકરાચાર્ય બેઉ એક જ સમયમાં થયા એવું સાધારણ રીતે જાણવામાં આવ્યું છે. જો ઉદ્યોતકર ૪ થા સૈકામાં થયા એમ માનીએ તો **પ્રશસ્તપાદ** પણ એ જ સૈકામાં થયા હોવા જોઈએ.

આપણને **શંકરાચાર્ય**ના **વેદાંતસૂત્ર** ભાષ્યમાંથી કેટલાંક વાકયો જડે છે તે નીચે પ્રમાણે છે:—

'[2]**नहि देवदत्तः स्रुघ्ने सन्निधीयमानस्तदहरेव पाटलिपुत्रे सन्निधीयते युगपदत्रानेकवृत्तावनेकत्र-प्रसंगाद्देवदत्तयज्ञदत्तयोरिव स्रुघ्नपाटलिपुत्रनिवासिनो।**'—દેવદત્ત જે હાલ [3]**શ્રૂઘ્ન**માં છે તે **પાટલિપુત્ર**માં[4] સાથે અને એક જ દિવસે હોઇ શકે નહિ, તેમ છતાં કોઈ માણસ જૂદી જૂદી જગોએ હોય તો એ જૂદા જૂદા માણસો હોવા જોઈએ. જેમ કે દેવદત્ત અને **યજ્ઞદત્ત** એક જ વખતે **શ્રૂઘ્ન** અને **પાટલિપુત્ર**માં રહેતા હતા.

વળી '[5]**योपि हि स्रुघ्नानां मथुरां गत्वा मथुरायाः पाटलिपुत्रं व्रजति। सोपि स्रुघ्नात्पाटलिपुत्रामयातीति शक्यते कथम्।**'—જે **શ્રૂઘ્ન**થી **મથુરા** અને ત્યાંથી **પાટલિપુત્ર** જાય છે તે **શ્રૂઘ્ન**થી **પાટલિપુત્ર** જાય છે એવું ધારી શકાય.

તેમ જ '[6]**यथा पूर्णवर्मणास्त्येव भक्तपरिधानमात्रफला राज्यवर्मणस्सैव राज्यतुल्यफलेति**'—**પૂર્ણ**વર્માની સેવાથી જેમ અન્ન અને વસ્ત્ર મળે છે તેમ **રાજ્યવર્મા**ની સેવાથી તેની કૃપા પ્રાપ્ત થાય છે.

'[7]**सतोर्हि द्वयोः संबन्धः संभवति न सदसतोरसतोर्वा। अभावस्य च निरुपाख्यत्वात्प्रागुत्पत्तेरिति मर्यादाकारणमनुपपन्नम्। सतां हि लोके क्षेत्रगृहादीनां मर्यादा दृष्टा नाभावस्य। न हि वन्ध्यापुत्रो राजा बभूव प्राक्पूर्णवर्मणोभिषेकादित्येवं जातीयकेन मर्यादाकारणेन निरुपाख्यो वन्ध्यापुत्रो राजा बभूव भवति भविष्यति इति वा विशेष्यते**'—કોઇ પણ બે વસ્તુનો સંબંધ હોઈ શકે પરંતુ સત્ય અને અસત્યનો અથવા બન્ને અસત્ય વસ્તુનો સંબંધ હોઇ શકે નહિ. અભાવ એ જ અસત્ય વસ્તુ હોવાથી 'ઉત્પત્તિ પહેલાં' આવી જે મર્યાદા દર્શાવી છે તે આને માટે યોગ્ય નથી. કારણ આપણે હમેશાં જોઇએ છીએ કે, સત્ય વસ્તુ જેમ કે ક્ષેત્ર, ગૃહ ઈત્યાદિને મર્યાદા હોય છે પણ અસત્ય વસ્તુ–અભાવજ–ને હોય જ નહિ. આવી રીતે વંધ્યાપુત્ર, **પૂર્ણ**વર્માના અભિષેક પહેલાં રાજા હતો, છે અથવા થશે એ કહેવું અયોગ્ય છે.

આ ઉપરથી જણાય છે કે **પાટલિપુત્ર** એક વખતે **હિંદુસ્થાન**ની રાજધાનીનું મોટું શહેર હતું. **પતંજલિ** વગેરેના લખવા પ્રમાણે એ આશરે ઇ. સ. ૭૫૦ માં **સોન** અને **ગંગા** નદીના મોટા પૂરને લીધે તણાઈ ગયું. કારણ કે એ શહેર એ બે નદીના સંગમ ઉપર આવેલું હતું.[8] હાલનું **પટણા શીરશાહ**(ઈ. સ. ૧૫૪૧)ના વખતથી છે. ત્યાં એક સાદી બાંધણીની મસીદ છે. તેમાં **શીરશાહ**નો એક લેખ છે. **શ્રૂઘ્ન** ઘણું જુનું શહેર છે, જે **યમુના** નદીને કાંઠે **થાણેશ્વર**માં આવેલું છે. હાલમાં તેને **સુઘ**[9] કહે છે. એમાં આશરે ૨૦૦[10] ઘર છે. આ શહેરની આવી દશા કયારે થઈ તે જણાતું નથી. એમ.

1. જર્નલ રોયલ એશિયાટિક સોસાઇટી, પુસ્તક ૧૨, નવી આવૃત્તિ.
2. વેદાંતસૂત્રભાષ્ય, પૃષ્ઠ ૪૬૭ (બીબ્લીઓથિકા ઇંડિકા સીરીઝ).
3. ઉત્તરમાં મથુરા પાસે છે.
4. હમણા ખંડેર થઈ ગયું છે. તે પટણા પાસે છે.
5. વેદાંતસૂત્ર ભાષ્ય, પૃષ્ઠ ૧૦૯૩.
6. છાંદોગ્યઉપનિષદ્ ભાષ્ય, ૨,૨૩, પૃષ્ઠ ૭૧, મદ્રાસી આવૃત્તિ.
7. વેદાંતસૂત્ર ભાષ્ય, પૃષ્ઠ ૪૬૫, બ્રહ્મસૂત્ર ૨,૧,૧૮ ઉપર.
8. આર્કિયોલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૮, ટીપણ પૃષ્ઠ ૧૨ અને ૧૩.
9. આર્કિયોલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્ત ૨, પૃષ્ઠ ૨૨૯.
10. " " "

છતાં તોમર અને ચોહાણ રાજાઓના દાટેલા શિક્કાની ખોળ ઉપરથી એમ જણાય છે કે એ ઇ. સ. ૧૧૯૩ની મુસલમાનોની જીત સુધી હશે. જનરલ કનીંગહામ ધારે છે કે પીરોજ તઘલખના વખત પહેલાં ત્યાં કોઇ હશે. આને માટે હુયાનત્સંગ કહે છે કે એનો ઘણોખરો ભાગ પડી ગયો હતો તો પણ નિશાનીઓ રહિ હતી. તેમાં પાંચ મઠ હતા. દરેક મઠમાં એક હજાર સાધુઓ હતા જે વિદ્વત્તભરેલા સવાલો ઉપર ચર્ચા ચલાવતા હતા. તેમાં બ્રાહ્મણોના સો દેરાં–મંદિર–હતાં અને એને ઘણા લોકો માનતા હતા.

શંકરાચાર્યે આ બે શહેરોને માટે એક કરતાં વધારે વાર લખેલું છે તે ઉપરથી એવું સાબીત થાય છે કે એ બે ઘણાં મોટાં અને પ્રખ્યાત શહેર હશે. પાટલિપુત્ર ઇ. સ. ૭૫૦ પહેલાં સારી સ્થિતિમાં હતું અને શ્રુઘ્ન શહેર હુયાનથ્સંગે ઈ. સ. ૬૩૫ માં જોયું ત્યાર પહેલાં સારી સ્થિતિમાં હતું. આ આધારે જોતાં શંકરાચાર્ય સાતમા સૈકા પહેલાં થયા હોય એમ જણાય છે.

પૂર્ણવર્માના સંબંધનો એક લેખ આગળ આપવામાં આવેલો છે. શંકરાચાર્ય એના સમયમાં હતા એવું ઉપલા ફકરા ઉપરથી જણાય છે. તેમ જ પૂર્ણવર્મા કાંઈ ખોટો પુરુષ હતો નહિ પણ એનો રાજ્યાભિષેક ખરેખર થયો હતો એવું શંકરાચાર્યે કહે છે.

ઉપરના ૪ થા ફકરામાં રાજ્યવર્માનું નામ આવે છે. તેના સંબંધમાં કોઈ પણ ઠેકાણેથી ઐતિહાસિક પુરાવો મળી આવતો નથી.

ગમે તેમ હોય પણ શંકરાચાર્યનો સમય નક્કી કરવાનું કામ ઘણું કઠિન છે. જ્યોતિષશાસ્ત્રને આધારે જે સમય આવે છે તેની જોડે ઐતિહાસિક બાબતો મળતી આવતી નથી. તેમ જ ઐતિહાસિક બાબતો જોડે જ્યોતિષની બાબત મળતી આવતી નથી. વળી બીજી આસપાસની બાબતો એક બીજા સાથે મળતી આવતી નથી. ઐતિહાસિક રીતે સિદ્ધ થતા જૂદા જૂદા સમય આગળ આપેલા છે. જેમને જે સમય ખરો લાગે તે માનવાને કાંઇ હરકત નથી. હવે આપણે સંક્ષેપશંકરજયના કર્તા

## માધવ કિંવા વિદ્યારણ્ય

વિષે થોડુંક લખવા માંગીએ છીએ. એણે પારાશરસૂત્ર ઉપર ભાષ્ય કર્યું છે જે પારાશર માધવીય કહેવાય છે. એ ગ્રન્થને આરંભે એણે પોતાનો ઇતિહાસ નીચે પ્રમાણે આપ્યો છેઃ—

**श्रीमती जननी यस्य सुकीर्तेर्मायणः पिता । सायणो लोकनाथश्च मनोबुद्धिसहोदरः ॥**
**यस्य बौधायनं सूत्रं शाखा यस्य च याजुषी । भारद्वाजकुलं यस्य सर्वज्ञः सहि माधवः ॥**

શ્રીમતી જેની માનું નામ છે, સુકીર્તિવાળો જેનો માયણ નામે પિતા છે, સાયણ તથા લોકનાથ નામે મન અને બુદ્ધિરૂપ બે ભાઇઓ છે, જેનું બૌધાયન નામે સૂત્ર છે અને એ જ નામની યજુર્વેદની જેની શાખા છે તથા ભારદ્વાજ નામનું જેનું ગોત્ર છે તે જ સર્વજ્ઞ માધવ છે.

એ તુંગભદ્રા નદીને કાંઠે પંપાનામનું ક્ષેત્ર છે ત્યાં રહેતો હતો. એનો જન્મ શાલિવાહન શકના ૧૩ મા સૈકામાં થયો હતો. એનો ભાઈ સાયણ દક્ષિણના સંગમ નામના રાજાનો મંત્રી હતો. સાયણાચાર્યે ધાતુવૃત્તિ નામનો એક ગ્રંથ લખ્યો છે તેમાં લખ્યું છે કે '**इति पूर्वदक्षिणपश्चिमसमुद्राधीश्वरकस्य राजसुतसंगमराजमहामंत्रिणा सायणपुत्रेण माधवसहोदरेण सायनाचार्येण विरचिता माधवीया धातुवृत्तिः ।**'

સંગમ રાજાના પુત્ર હરિહર અને બુકરાયે વિજયનગર વસાવ્યું. ઈ. સ. ૧૮૦૦ માં ચિત્રદુર્ગમાંથી ત્રણ પિતલપત્ર[1] મળ્યાં હતાં તેમાં સંગમ રાજા અને તેના પુત્રોનાં નામો લખ્યાં છે તે આ પ્રમાણે છેઃ—

૧. એશિયાટિક રીસર્ચીઝ, પુસ્તક ૯, પૃષ્ઠ ૪૧૬.

अभूदस्य कुले श्रीमान् भूयो गुरुगुणोदयः । अपास्तदुरितासंगः संगमो नाम भूपतिः ॥
आसन् हरिहरः कंपो बुक्करायो महीपतिः । मारपो मुद्रपंचेति कुमारास्तस्य भूपतेः ॥

હરિહર રાજાએ જમીનનું દાન કર્યું હતું તે વિષે એ પિતલપત્રમાં આ પ્રમાણે છે:—

ऋषिभूवह्निचंद्रे तु गणिते धातवत्सरे । माघमासे शुक्लपक्षे पौर्णमास्यां महातिथौ ॥
नक्षत्रे पितृदैवत्ये भानुवारेण संयुते ।

શાકે ૧૩૧૭(ઇ. સ. ૧૩૯૫)ના ધાત સંવત્સરના માઘ શુદ પુનમને દિવસે મઘા નક્ષત્ર અને રવિવારે.[1]

એલગોલ પર્વતમાં એક શિલાલેખ છે તેમાં શાકે ૧૨૯૦ માં બુક્વ રાજાએ જૈન અને વૈષ્ણવોનો વિવાદ તોડીને એક બિન્તમાં સલાહ કરાવ્યાની હકીકત છે.[2] આ ઉપરથી જણાય છે બુક્વ રાજા શાકે ૧૨૯૦ માં અને હરિહર રાજા શાકે ૧૩૧૭ માં ગાદીએ બેઠા. આ ઉપરથી તેના પિતા સંગમ રાજાનો મંત્રી સાયનનો ભાઇ માધવ શકાબ્દ ૧૩ અથવા ઇ. સ. ના ૧૪ મા સૈકાના મધ્ય ભાગમાં જીવતો હતો એમ જણાય છે. એને માટે

## લોકવાર્તા

એવી છે કે એ ચાળીશ વર્ષનો થયો ત્યાંસુધી કંગાલ હાલતમાં હતો તથા એને બહુ છોકરાં હતાં. તેમનું પોષણ કરવા માટે તેમે ભિક્ષા માંગવી પડતી હતી. તે ક્ષેત્રમાં એક દિવસે કોઇ મહાત્મા, વિરૂપાક્ષેશ્વરના દર્શન કરવા માટે આવ્યો. એ મહાત્માએ એક સ્તોત્ર તેને આપીને કહ્યું કે આનો તું નિત્ય પાઠ કરજે એટલે ઇષ્ટની સિદ્ધિ થશે. તેથી માધવે એ સ્તોત્ર-ગાયત્રીમંત્ર-ના ૨૪ પુરશ્ચરણ સાંગ કર્યાં છતાં ઇષ્ટની પ્રાપ્તિ થઇ નહિ તેથી તે કંટાળીને સંન્યાસી થયો, એટલે તેને ગાયત્રી પ્રસન્ન થઈ અને કહ્યું કે 'વરદાન માંગ.' ત્યારે તે ઘણો ગુસ્સે થઈને બોલ્યો કે હવે મારે કશાની ઈચ્છા નથી. તો પણ તે પ્રસન્ન થઈ અને એને ચૌદે વિદ્યા આપીને એનું નામ વિદ્યારણ્ય પાડયું તથા એના સંતોષને માટે હોન્નનો[3] વર્ષાદ વર્ષાવ્યો.

## માધવે લખેલા ગ્રન્થો.

એણે સર્વ શાસ્ત્રો ઉપર ગ્રન્થ લખ્યા છે. એટલે વૈદકશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર અને વેદાંતશાસ્ત્ર ઉપર ગ્રન્થો લખ્યા છે—તેમાંના કેટલાક ગ્રન્થોનો સાર ટૂંકામાં નીચે આપ્યો છે.

**નિદાનમાધવ:**—આ ગ્રન્થમાં દરેક રોગ શા શા કારણથી ઉત્પન્ન થાય છે ને તે સાધ્ય કે અસાધ્ય છે તથા તેના કેટલા પ્રકાર છે તેની વિગત છે.

**કાલમાધવ:**—આ ગ્રન્થ ધર્મશાસ્ત્ર ઉપર છે અને ધર્મશાસ્ત્રનું વ્યાખ્યાન કરનારાઓને ઉપયોગી છે.

**સંક્ષેપશંકરજય:**—આ એક રસિક કાવ્ય છે.

**પંચદશી:**—આ ગ્રન્થ વેદાંત ઉપર છે. આ ગ્રન્થ સર્વત્ર પ્રસિદ્ધ છે.

**બ્રહ્મગીતા:**—એમાં મધ્વ, શંકર અને રામાનુજ મતોનું પ્રતિપાદન કરીને શ્રુતિસંમત જે અદ્વૈત સિદ્ધાંત તેનું નિરૂપણ કરેલું છે.

**શતપ્રશ્નકલ્પલતિકા:**—આમાં દરેક પ્રશ્નના ઉત્તરરૂપ દશ દશ શ્લોક કર્યા છે, તેમાં પંચદ્રવિડ અને પંચગૌડ કોને કહેવા વગેરેની હકીકત છે.

**સર્વદર્શનસંગ્રહ:**—એમાં ન્યાય, વેદાંત, મીમાંસા, સાંખ્ય, કણાદાદિ શાસ્ત્રોનું સંક્ષેપમાં વર્ણન છે.

**વિદ્યારણ્ય કાલજ્ઞાન:**—એમાં તૈલંગણ દેશ યવનોને તાબે થતાં સુધીની રાજ્યમર્યાદા તથા તે રાજ્ય ઉપર જે રાજાઓએ અધિકાર ભોગવ્યો તેનું વર્ણન છે.

**માધવવૃત્તિ:**—આ ગ્રંથ વ્યાકરણ ઉપર છે. એની શ્લોક સંખ્યા ૨૫૦૦૦ છે.

---

૧. એશિયાટિક રીસર્ચિઝ, પૃષ્ઠ ૪૧૭,૪૨૧.

૨. જુઓ એ જ, પૃષ્ઠ ૨૭૦,

૩. આ એક ૪–૫ રૂપીઆની કીમતનું નાણું છે જે દક્ષિણમાં ચાલે છે.

**ન્યાયમાલાઃ**—જૈમિનીસૂત્રના ૧૨ અધ્યાય ઉપર વ્યાખ્યા છે.

**વેદાન્તમાલાઃ**—વ્યાસે કહેલા વેદાંતસૂત્રો ઉપર ટીકા છે એમાં શાંકરભાષ્યનો સિદ્ધાંત સંક્ષેપરૂપે આવ્યો છે.

**પારાશરૢ માધવીયઃ**—પારાશરસૂત્ર ઉપર ભાષ્ય છે.

અવકાશને વખતે વિદ્યારણ્ય શિષ્યોને ભણાવતો. એની સારી સલાહથી હરિહરરાયની સંપત્તિમાં ઘણો વધારો થઈને તેનું રાજ્ય સારી પેઠે જામ્યું. તેણે તીર્થયાત્રા કરી અને છેવટે પોતે જીતેલાં લોકોને સાથે લઈને પંપાક્ષેત્રમાં આવ્યો. એ લોકો પછી એના શિષ્ય થયા. તેણે પોતાના ૬૦ મે વર્ષે સર્વ વેદો ઉપર ભાષ્ય કર્યા જે મોટા અને સ્વયંપ્રકાશ છે.

સંક્ષેપશંકરજયનો લખનાર આ માધવ નથી એમ કેટલાકનું કહેવું છે. તેનું કારણ એવું બતાવવામાં આવે છે કે માધવે જે બીજા ગ્રંથો લખ્યા છે તેમાં તેના વંશ વગેરેનું ટૂંકમાં વર્ણન છે અને આ ગ્રન્થમાં તેમ કરેલું નથી. તેમ જ આ ગ્રન્થની ભાષા તેણે લખેલા બીજા ગ્રંથો કરતાં જૂદી છે. આ અનુમાન સંક્ષેપશંકરજયનો એ કર્તા નથી અને બીજો કોઇ છે એમ કહેવાને પૂરતું કારણ નથી. આ ગ્રન્થની શૈલી અને તેની રચના જોતાં તે ઘણી જ ઉત્તમ ઢબ ઉપર લખેલ માલુમ પડે છે. આવી ઉત્તમતા વાળો ગ્રંથ અન્ય માધવની કૃતિ છે એમ માનવાને જ્યાંસુધી પૂરતું સાધન આપણી પાસે નથી ત્યાંસુધી આ આપણા સર્વશાસ્ત્રવિશારદ માધવ કિંવા વિદ્યારણ્યની જ કૃતિ છે એમ માનવાને કાંઇ હરકત જણાતી નથી.

શંકર જેવા અદ્વિતીય પુરુષનું વૃત્તાંત લખવા માટે તૈયાર થનાર માધવ પોતાના ગ્રંથના પ્રારંભમાં કહે છે કે '**प्रणम्य परमात्मानं श्रीविद्यातीर्थरूपिणम् । प्राचीनशंकरजये सारः संगृह्यते स्फुटम् ॥**'—મારા ગુરુ શ્રીવિદ્યાતીર્થરૂપી પરમાત્માને પ્રણામ કરીને પ્રાચીન શંકરજયમાંનો સાર સ્પષ્ટપણે ગ્રહણ કરીને તે હું આ ગ્રન્થદ્વારા પ્રકટ કરૂં છું. આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે માધવના ગુરુ શ્રીવિદ્યાતીર્થ છે. આ વિદ્યાતીર્થ તે કોણ એવો એક પ્રશ્ન ઉભો થાય છે તેનું સમાધાન શૃંગેરી મઠની ગુરુપરંપરા જોતાં જણાય છે કે શ્રીશંકરની ગાદીએ જેઓ આવ્યા તે પૈકી દશમો પુરુષ તે વિદ્યાતીર્થ છે. એમણે શાકે ૧૧૫૦ના કાર્તિક શુદ ૧૧ ને દિવસે સંન્યસ્ત ગ્રહણ કરેલું છે અને ૧૨૫૫ ના કાર્તિક શુદ ૭મે દિવસે તેઓએ સમાધિ લીધી છે. જો માધવના ગુરુ આ જ વિદ્યાતીર્થ છે એમ માનીએ તો તે પોતે સર્વશાસ્ત્રવિશારદ હોવાથી તેમને એ ગાદી ઉપર આવનાર ભારતી કૃષ્ણતીર્થ પછી એટલે શાકે ૧૨૫૭ માં ગાદીએ બેસવાનું મળ્યું હોવું જોઇએ. માધવનું બીજું નામ વિદ્યારણ્ય છે એ આપણા જાણવામાં છે અને એમણે જો ૧૨૫૩ માં સંન્યસ્ત દીક્ષા લીધી અને શાકે ૧૩૦૮ માં સમાધિસ્ત થયા એવું માનીએ તો એમની ઉમર આશરે ૮૦—૮૫ ની ધારી શકાય. તે ક્યારે કે તેમણે પોતાની ૨૦ વર્ષની ઉમ્મરે સંન્યાસ ગ્રહણ કર્યો હોય તો જ.

માધવ સર્વ શાસ્ત્રમાં નિપુણ ગણાય છે, તેમ જ તે વિજયનગરની પાસેના સ્થળમાં રહેનાર મનાય છે તેથી ત્યાંથી થોડે દૂર આવેલ શૃંગેરી મઠમાં ગયા હોય અને તેમણે ત્યાં આગળ જ સંન્યસ્ત લીધું હોય ને તેમની વિદ્વત્તા જોઇ તેમને જ એ મઠમાં શંકરની ગાદી મળી હોય તો તેમ ન માનવાને કાંઇ સબળ કારણ જણાઈ આવતું નથી. જો શંકરની ગાદીએ એ આવ્યા એમ આપણે માનીએ તો તે એક સારા વિદ્વાન હોવાથી તેમનું મન શંકરાચાર્યનું ચરિત લખવા માટે લલચાય એમાં કાંઈ નવાઇ જેવું નથી. પોતે સંન્યસ્ત લીધેલું છે અને વળી જગદ્ગુરુની મહાન પદવી ઉપર આવ્યા છે તેથી તેમણે જેમ પોતાના બીજા ગ્રંથોના આરંભમાં પોતાની અને પોતાના વંશની જે થોડીક હકિકત આપી છે તેવી હકીકત ગ્રંથમાં લખતી વખતે આપવાનું મન ન થયું હોય અને તેથી ન આપ્યું હોય તો તે બનવાજોગ છે. અત્ર એક બીજું પ્રશ્ન ઉઠું થાય છે. એમણે સંક્ષેપશંકરજય સંન્યાસ લીધા પહેલાં લખ્યો કે સંન્યાસ લીધા પછી? સંન્યાસ લીધા પછી લખ્યો એમ માનીએ તો તેમણે સંક્ષેપશંકરજયનાં પ્રત્યેક સર્ગના વલણમાં "**इतिश्रीमाधवीये**" એમ લખીને પોતાના નામનું સૂચન કર્યું છે તે કરે નહિ. માટે એવું અનુમાન કરી શકાય કે એ સર્વશાસ્ત્રવિશારદ હોવાથી તેમ જ અદ્વૈત ઉપર પ્રીતી હોવાને લીધી તેમણે સંન્યાસ લેતાં પહેલાં લખ્યું પણ હોય પણ અદ્વૈત સિદ્ધાંતિયો અદ્વૈતદષ્ટિથી નામ લખે

અથવા ન લખે તો પણ તેને કાંઇ બાધ-હોતો નથી. તેમ જ આ ગ્રંથની શૈલી પણ જૂદી પડવાને માટે એક સબળ કારણ જણાય છે. તે એ જ કે **શંકર** જેવા અદ્વિતીય તત્ત્વજ્ઞાનીનું વૃત્તાંત લખવામાં પોતાની બુદ્ધિનો સારી પેઠે ઉપયોગ કરીને જેમ બને તેમ ઉત્તમ રીતે ગ્રંથ લખાય એમ કરવાનો પ્રયત્ન કર્યો હોય ને તેથી જ તેમના બીજા ગ્રંથો કરતાં આ ગ્રંથની શૈલી જૂદી પડતી હોવી જોઇએ.

ઉપરના અનુમાનને **માધવા**ના પોતાના શબ્દોથી જ ટેકો મળે છે. જુઓ સર્ગ ૧ લો; શ્લોક ૧૨ અને આગળ.

## સંક્ષેપશંકરજય.

આને કોઈ '**શં**કરદિગ્વિજય' કહે છે અને કોઈ '**શં**કરવિજય' કે '**શં**કરજય' તેમ જ **સંક્ષેપ**-શંકરજય કહે છે. **માધવે** આ ગ્રંથ તો પ્રાચીન **શં**કરજયને આધારે લખેલો છે તેથી દરેક સર્ગના વલણમાં '**સં**ક્ષેપશંકરજય' નામથી પોતાના ગ્રંથનું નામ બતાવે છે પણ વાચકોમાં **શં**કરદિગ્વિજય નામ પ્રસિદ્ધ થયેલું છે તેથી જેને જે ફાવે તે નામથી આ ગ્રંથને ઓળખી લે. મૂળ મતલબ તો બધા ગ્રંથકારોની એક જ છે.

---

# શ્રીમચ્છંકરાચાર્યના સમયની ચર્ચા.

પ્રો. વેબર[1] ૮મા સૈકામાં શંકરાચાર્ય થયા એમ કહેતાં કહે છે કે શંકરનો સમય કમનસીબે હજુ સુધી ચોકસ રીતે નિર્ણય થયો નથી. બીજા કેટલાક પૂર્વદેશીય વિદ્વાનો શંકરાચાર્ય ૭મા[2] અથવા ૯મા સૈકામાં થયા એમ કહે છે. દક્ષિણમાં આવેલા શૃંગેરીજેવા સ્થળમાંથી મળી આવતી હકીકતને આધારે આ અચોકસતા, અત્યંત અગત્યતા ધરાવનારા મુદ્દાથી ગણી કાઢી શકાય કે જ્યાં ઘણી વિદ્વત્તા ભરેલા (લેખનો) ભંડાર છે અને જેને વિદ્વાનોએ હજુ સુધી તપાસી જોયો નથી.

થોડા વખત ઉપર મારા જોવામાં એક હસ્તલેખ–હસ્તલિખિત–પ્રતિ–આવેલ છે જેમાં શંકરાચાર્યના સમય માટે લખેલું છે. એ પ્રતિ[3] બેલગામ નિવાસી ગોવિંદ ભટ્ટ ચેરલેકરની છે. તે ઘણી નાની, ત્રણ પૃષ્ઠની અને બાલબોધ લીપિમાં છે.

તે આ પ્રમાણે શરૂ થાય છેઃ—

श्रीत्र्यम्बकेश्वराय नमः ।

नमामि शंकराचार्यगुरुपादसरोरुहम् । यस्य प्रसादान्मूढोऽपि सर्वज्ञोऽहं सदास्म्यलम् ॥ १ ॥
श्रीशंकराचार्यनवावतारं वेदान्तशारीरकभाष्यकारम् ।
चकोरचाकोरकचन्द्रिकाणां श्रीशंकराचार्यगुरुं नमामि ॥ २ ॥

आदौ शिवस्ततो विष्णुस्ततो ब्रह्मा ततः परम् । वसिष्ठाख्यस्तथा शक्तिस्ततः पाराशरः स्मृतः ॥ ३ ॥
ततो व्यासः शुकः पश्चाद् गौडपादाभिधस्तथा । गोविन्दार्यगुरुस्तस्मात् शंकराचार्यसंज्ञकः ॥ ४ ॥

આ પ્રતિમાં બીજું એવું છે કે શંકરાચાર્યે તુંગભદ્રાના તીર ઉપર પોતાનો મઠ સ્થાપ્યો, પૃથ્વીધરને એ મઠનો અધિપતિ ઠરાવ્યો, ભારતી નામની સંજ્ઞા આપી, અને

आगत्य स्वेच्छया काञ्चीं पर्यटन्पृथिवीतले । तत्र संस्थाप्य कामाक्षीं जगाम परमं पदम् ॥ ५ ॥

પછી એની પાછળ ગાદી ઉપર આવનારનાં નામો એમાં છે. હવે આપણે આર્યાવર્તના જૂદા જૂદા ભાગમાં જે મઠો સ્થપાયા તેની સૂક્ષ્મ હકીકત ઉપર આવીએ.

પછી ગુરુપરંપરા કે જેમાં આચાર્યે કુષ્માંડ જાતના જેવું વર્ણન કર્યું છે. એમણે એવું શા સારૂ કર્યું છે તેનું કારણ સર્વે વિદિત છે, જેના ખુલાસાની અત્ર જરૂર નથી. આ આસપાસની–લગતી–હકીકત શંકરાચાર્યના મહાન શિષ્ય આનંદગિરિ પોતાના લખેલા શંકરવિજયમાં અમાન્ય કરી શક્યો નથી પણ એવિષે ખાત્રી ભરેલી રીતે ભાર દઈને કહે છે એવું ધારી શકાય છે.

तादृशीमपि संत्यज्य ययौ विश्वजिदद्भुतम् । अरण्ये तपसे कृत्वा मनो निश्चयतां गतम् ॥ ६ ॥

પણ માધવ અથવા માધવનો અનુયાયી મણિમંજરિમાં આપણને કહેતાં અચકાતો નથી કે,—

तमेव समयं दैत्यो मणिमाननप्यजायत । मनोरथेन महता ब्राह्मण्यां जारतः खलात् ॥ ७ ॥

ગુરુપરંપરામાં વળી આપણને એવું કહે છે કે,—

श्रीयादवप्रकाशस्य शिष्यो रामानुजो यतिः । तेन वैष्णवसिद्धान्तः स्थापितो गुरुसंमते ॥ ८ ॥
अच्युतप्रेक्षनाम्नस्तु शिष्यो मध्वाभिधो यतिः । तेनैव भेदसिद्धान्तः स्थापितो गुर्वसंमतः ॥ ९ ॥

---

૧. હિસ્ટ્રી ઑફ ઇંડિયન લિટરેચર, પૃષ્ઠ ૫૧–ટિપ્પણ.

૨. પ્રો. ટીલકૃત આઉટલાઈન્સ ઑફ ધી હિસ્ટ્રી ઑફ એન્શીન્ટ રિલીજિઅન્સ, પૃષ્ઠ ૧૪૦ માં કહે છે કે ઈ. સ. ૭૮૮ શંકરાચાર્યનો જન્મ સમય છે. (જો તેઓ શક ૭૪૨ અથવા ઈ. સ. ૮૨૦–૨૧ માં કૈલાસવાસી થયા હોય તો તેઓ ફક્ત ૩૨ વર્ષના જ હોવા જોઈએ. આ વય તેમણે જે જે ગ્રંથો કર્યા છે તેને માટે ઘણી જ ઓછી છે. શું જન્મ અને કૈલાસવાસના સમયમાં ભૂલ પણ ન હોય? જન્મ અને કૈલાસવાસનો સમય અસંબદ્ધ હોય અથવા એ સમય શું એમણે ધાર્મિક સુધારા કરવાની શરુવાત કરી તેનો તેમ જ અંતનો પણ ન હોય?— જે. બરજેસ, અધિપતિ, ઇંડિયન એંટીકવેરી.)

3. આ આગળ આપવામાં આવેલ છે તે જુઓ.

ગુરુપરંપરા પછી જે આત્માનંદને લગતું છે તે વાંચીએ છીએ કે,—

**दुष्टाचारविनाशाय प्रादुर्भूतो महीतले । स एव शंकराचार्यः साक्षात्कैवल्यनायकः ॥ १० ॥**
**निधिनागेभवह्न्यब्दे (३८८९[1]) विभवे शंकरोदयः । अष्टवर्षे चतुर्वेदान् द्वादशे सर्वशास्त्रकृत् ॥ ११ ॥**
**षोडशे कृतवान् भाष्यं द्वात्रिंशे मुनिरभ्यगात् । कल्यब्दे चन्द्रनेत्राङ्कवह्न्यब्दे (३९२१[2]) गुहाप्रवेशः॥१२॥**
**वैशाखे पूर्णिमायां तु शंकरः शिवतामगात् ।**

એ હસ્તલિખિત પ્રતિમાં પછીથી **માધવાચાર્યનો** સમય અને **માધવ** સંપ્રદાયની હકીકત આપવામાં આવેલ છે જેમાં **માધવ માધુ** નામના દૈત્યનો પુત્ર છે એવું દર્શાવ્યું છે.—**કે. બી. પાઠક**, બી. એ., **ઈંડિયન ઍંટીકવેરી**, પુસ્તક ૧૧, પૃષ્ઠ ૧૭૪, જૂન સને ૧૮૮૨.

---

**પ્રોફેસર મોક્ષ મૂલરે** *India: What can it teach us?* આ વિષય ઉપર આપેલા ભાષણના પરિશિષ્ટમાં, પ્રાચીન અને મધ્ય કાલના સંસ્કૃત સાહિત્યની કાલગણના કરતાં લખ્યું છે કે "મહાન્ તત્ત્વજ્ઞાની **શંકરાચાર્ય**[3] કયા સમયમાં થયા તે નક્કી થયું છે." આ સંશોધનનું પ્રમાણ જોતાં એમ જણાય છે કે આ વિદ્વાને એક ગ્રંથ–જે કયા સમયમાં લખાયો, તેમ જ કોણે લખ્યો છે તે જાણવામાં નથી–તેવા અપ્રસિદ્ધ ગ્રંથના એક શ્લોક ઉપર આધાર રાખ્યો છે. આવા અપ્રસિદ્ધ ગ્રંથને પ્રસ્તુત કાર્યને અર્થે ઐતિહાસિક પ્રમાણ ગણવું કે કેમ એ સહજમાં નક્કી કરી[4] શકાય એમ નથી. આ ગ્રંથને પ્રસિદ્ધિમાં લાવનાર **કે. બી. પાઠકને** એમ માલમ પડે છે કે આ ગ્રંથ **માધવાચાર્યના** પછી ઘણા વર્ષે–એટલે ઈ. સ.[5] ૧૨મા સૈકાના અંતમાં લખાયો હશે. આ શ્લોક ઉપરથી એવું જણાય છે કે **શંકરાચાર્ય** ઈ. સ. ૭૮૮ માં થયા; તો બારમા સૈકાની અંતે લખાયેલા ગ્રંથ ઉપરથી આ જ સમય ખરો છે એમ સિદ્ધ થતું નથી.[6] જે જે કારણોથી આ સમય નક્કી કર્યો છે તે તે કારણો સત્ય છે વા નહિ તેના ઉપર વિચાર કરી નિર્ણય કરવાને આપણી પાસે પૂરતાં સાધન નથી અને ત્રણસો પચાસ વર્ષનું અંતર એટલું મોટું છે કે આપેલાં કારણોનું પૃથક્કરણ કર્યા વગર ચાલે એમ નથી.

ઈંડિયન[7] **ઍંટીકવેરીમાંના મિ. પાઠકના** નિબંધમાં તે જ પત્રના અધિપતિએ ટિપ્પણમાં જણાવ્યું છે કે આ શ્લોકમાં જણાવેલો સમય ૧૮૭૭ માં પ્રસિદ્ધ કરેલા *History of Ancient Religions* ના પુસ્તકમાં **પ્રોફેસર ટીલે** પણ આપ્યો છે. **પ્રોફેસર ટીલે** આ ખબર કયાંથી મેળવી છે તે એ અધિપતિ જાણતો ન હોતો; પરંતુ **પ્રોફેસર મોક્ષ મૂલરે** પ્રસિદ્ધ કરેલા 'પૂર્વના[8] પવિત્ર પુસ્તકો'માં **ભગવદ્ગીતાના** ભાષાંતરની ટીપ્પણીમાં એમ જણાવ્યું છે કે, આ પ્રમાણનું ઉત્પત્તિસ્થાન **યજ્ઞેશ્વર શાસ્ત્રી**કૃત **આર્યવિદ્યાસુધાકર**[9] હશે. એમના શબ્દો અને **મિ. પાઠકે** પ્રકટ કરેલા શબ્દો ઘણાખરા મળતા આવે છે, **યજ્ઞેશ્વર શાસ્ત્રીએ** આ શબ્દો અમુક ગ્રંથકારના જ લીધા છે એમ નથી પણ સંપ્રદાયવિદના કહેવા પ્રમાણે દંતકથા જેવા છે. આ ઉપરથી આ શ્લોકને કોઈ પણ રીતે ઐતિહાસિક પ્રમાણ

---

૧ આ સાલ શક ૭૧૦ સાથે મળે છે.

૨ આ સાલ શક ૭૪૨ અથવા ઈ. સ. ૮૨૦ સાથે મળે છે.

૩ જુઓ પૃષ્ઠ ૩૫૪, ૩૬૦.

૪ જુઓ *Indian Antiquary*, પુસ્તક ૧૧, પૃષ્ઠ ૧૭૪.

૫ જુઓ યજ્ઞેશ્વર શાસ્ત્રીનુ આર્યવિદ્યાસુધાકર, પૃષ્ઠ ૨૨૬; ગોપાલાચાર્ય કરહાદરનું ભાગવતભૂષણ, પૃષ્ઠ ૩; અને બાર્થનું *Religions of India*, પૃષ્ઠ ૧૯૫; બર્નેલનું *South Indian Palæography*, પૃષ્ઠ ૪૨.

૬ પ્રોફેસર માક્ષ મૂલર આ મુદ્દાના શ્લોકના સંબંધમાં જે મુખ્ય આધાર રાખે છે તેટલો આધાર પાઠક પોતે ધરાવતા નથી એમ કહે છે તેમાં તેઓ બરોબર છે.

૭ જુઓ પુસ્તક ૧૧, પૃષ્ઠ ૨૬૩.

૮ જુઓ પૃષ્ઠ ૨૭, આર્થે વેબરના *Indische Studien*, પુસ્તક ૧૪, પૃષ્ઠ ૩૭૩ ઉપરથી આપ્યું છે, પણ તેમાં આપેલી સાલ આર્યવિદ્યાસુધાકરમાંથી લીધી છે.

૯ જુઓ પૃષ્ઠ ૨૨૬.

ગણવું જ જોઈએ એમ સિદ્ધ થઈ શકતું નથી. ચક્રેશ્વર શાસ્ત્રીએ નીલકંઠભટ્ટના શંકરમંદારસૌરભમાંથી એક શ્લોક લીધો છે; અને એમાં પણ એ જ સમય બતાવ્યો છે પણ આને પ્રમાણ તરીકે ગણી શકીએ એવી રીતે શ્રીમાન્ શંકરાચાર્યના સમય ઉપર આ ગ્રંથ લખાયો હોય એમ ધારી શકાતો નથી.

ધારો કે અન્ય સાધનોને અભાવે આ શ્લોકને પ્રમાણ તરીકે લેખીએ પરંતુ જ્યાંસુધી પ્રમાણો નથી ત્યાંસુધી સંભાળ રાખવાની છે અને આવા પ્રમાણ ઉપર પૂરતો વિચાર કરવાને સાવચેતી રાખવાની કેટલી આવશ્યક્તા છે તે શંકરાચાર્યનો સમય નિર્ણય કરવાના પ્રશ્ન ઉપરથી જ જણાશે. *Indian Antiquary*ના સાતમા પુસ્તકના ૨૮૨ માં પાને કેરલોત્પત્તિમાંથી[1] લીધેલા ફકરામાં શંકરાચાર્યનો સમય ઇ. સ. ૪૦૦નો જણાવ્યો છે. એમાં એમ પણ જણાવ્યું છે કે શંકરાચાર્ય ૩૮ વર્ષની વયે પંચત્વને પ્રાપ્ત થયા ત્યારે મિ. પાઠકના શ્લોકમાં ૩૨ વર્ષનું વય જણાવ્યું છે અને માધવના સંક્ષેપશંકરજયમાં[2] જે વાત આવી છે તે આ ઉપરથી જ છે. આ બન્ને વાતોમાંથી કઇ સત્ય માનવી? કેરલોત્પત્તિ જેવા ગ્રંથમાં આપેલું પ્રમાણ, કયા ઐતિહાસિક કારણોને લીધે આ શ્લોક ઉપર આધાર રાખી, ના કબૂલ કરવું? શંકરાચાર્યના સંબંધમાં આ અને આવી અન્ય દંત-કથાઓ વિષે વિશેષ કહેવાની જરૂર નથી[3] અને પ્રોફેસર માક્ષ મૂલરે આપેલા શ્લોકનું પ્રમાણ ખોટું છે એમ સિદ્ધ કરવાનાં વિશિષ કારણો આપુ છું.

વેદાન્તસૂત્રના ૨-૧-૧૭ માં શંકરભાષ્યમાં આ પ્રમાણે છેઃ-'नहि देवदत्तः स्रुघ्ने संनिधीयमानस्तदहरेव पाटलिपुत्रे संनिधीयते युगपदनेकत्रवृत्तावनेकत्वप्रसङ्गाद्देवदत्तयज्ञदत्तयोरिव स्रुघ्नपाटलिपुत्रनिवासिनोः' (અહિંયા ખપ જોગ જ ઉતારો કર્યો છે)-કારણ કે દેવદત્ત સ્રુઘ્ન અને પાટલીપુત્રમાં એક જ દિવસે હોઇ શકે નહિ. કેમકે એક જ વખતે એક કરતાં વધારે સ્થલમાં હોવાને એક કરતાં વધારે વસ્તુ હોવી જોઈએ; જેમ કે દેવદત્ત અને યજ્ઞદત્ત સ્રુઘ્ન અને પાટલીપુત્રમાં છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે આ ભાષ્ય લખાયું ત્યારે સ્રુઘ્ન અને પાટલીપુત્ર બન્ને હોવાં જોઇએ. એક જ વખતે આ બન્ને સ્થાલોમાં એક જ વસ્તુ હોય તે જ પ્રથમ અસંભવિત છે. કારણ આ બન્ને સ્થલ વચ્ચે અંતર ઘણું છે. અને આ બન્ને નગરો તે સમયે[4] અસ્તિત્વમાં ન હોય તો તે બન્નેની વચ્ચે રહેલા અંતરની ખબર હોય નહિ. પાટલીપુત્ર[5] ઇ. સ. આઠમા સૈકાની મધ્યમાં નદીના

---

૧ કેરલોત્પત્તિ વાસ્તે મિ. સિવેલના *Sketch of the Dynasties of Southern India* જુઓ પૃષ્ઠ ૫૭.

૨ સર્ગ સાતમો, શ્લોક ૫૫, જુઓ આનંદગિરિ, પૃષ્ઠ ૨૩૨-૩. *Indian Antiquary* નો અધિપતિ ૧૧ માં પુસ્તકના ૨૬૩મા પૃષ્ઠમાં જણાવે છે કે-શંકર ૩૨ વર્ષ સુધી કાર્યનિમગ્ન હશે અને પ્રોફેસર માક્ષ મૂલર સૂચવે છે કે જ્યારે સંન્યસ્ત ગ્રહણ કર્યું ત્યારે તેમની ઉમ્મર ૩૨ વર્ષની હતી. ઐતિહાસિક વિવરણ તરીકે આ યોજના સારી છે. પરંતુ એ તો સ્પષ્ટ છે કે શંકરનું આયુષ્ય માત્ર ૩૨ વર્ષનું હતું-જેમાંનાં સોળ તો માત્ર વ્યાસની કૃપાએ જ મેળવ્યાં હતાં.

૩ જુઓ બાર્થનું *Religions of India*, પૃષ્ઠ ૮૯ ટીપ્પણ, અને જુઓ કવિચરિત્ર, પૃષ્ઠ ૬-૭, ત્યાં આપેલી એક સાલ (પૃષ્ઠ ૬) મરહુમ ડા. ભાઉદાજીએ કોઇક શ્લોક ઉપરથી કાઢી છે પણ આ સમજી શકાય એમ નથી.

૪ જુઓ શારીરકભાષ્ય, પૃષ્ઠ ૧૦૯૩, સ્રુઘ્ન પાટલીપુત્ર અને મથુરાનાં નામ આવે છે. ઉપર કહેલી વાતને આથી ટેકો મળે છે-ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૪, પૃષ્ઠ ૨૪૫. આ લૌકિક દાખલો પણ હોય કારણ દાખલા તરીકે પતંજલિ મહાભાષ્યમાં પણ આપ્યા છે જુઓ ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૬, પૃષ્ઠ ૩૫૩. વેબરે મહાભાષ્યમાંથી કરેલો ઉતારો. પણ એક તો શંકરાચાર્યે જે દાખલો આપ્યો છે તે ચોકશ દલીલોને અનુસરે એવી રીતે જ અનુકરણ કર્યો છે પણ પતંજલિમાંથી અક્ષરે અક્ષર કર્યો નથી; બીજું પતંજલિયે આપેલો દાખલો જ્યારે પાટલીપુત્ર અસ્તિત્વમાં હતું ત્યારનો છે-જુઓ ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૧, પૃષ્ઠ ૩૧૧; પ્રો. ભાંડારકરના વિચાર.

૫ જુઓ કનિંગહામનું આર્કિયોલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૮, ૧૩, ૨૦; પુસ્તક ૧૧, પૃષ્ઠ ૧૫૪; જર્નલ, રોયલ એ. સો., પુસ્તક ૬, પૃષ્ઠ ૪૫૯; જર્નલ એ. સો. બેંગોલ, પુસ્તક ૧૭, પૃષ્ઠ ૩૫. વળી પણ જુઓ ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૧, પૃષ્ઠ ૧૯, જેમાં મૂલવાકય જૂદી જ તરેહનું છે. અહિં વિરોધ છે ખરો. ઇંડિયન એંટીકવેરીમાં આવેલો વિષય જ. એ. સો. બેંગાલમાંથી અક્ષરશઃ છે પણ આ વિરોધનું કાંઇ પણ કારણ જણાવ્યું નથી પરંતુ આશા છે કે વિદ્વાનો આનો નિર્ણય કરશે. આનાથી જૂદા વિચાર માટે ડાઉસન અને ઇલિયટનો ઇતિહાસ, પુસ્તક ૧, પૃષ્ઠ ૫૬ અને ઇગેલિંગનું ગણરત્નમહોદધિ, ભાગ ૧ પૃષ્ઠ ૭,૩૯. સ્રુઘ્ન માટે જુઓ કનિંગહામ આર્કિયોલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૧, ૧૬૨; પુસ્તક ૨, પૃષ્ઠ ૨૨૬; પ્રાચીન ભૂગોલ વિદ્યા, પૃષ્ઠ ૩૪૫, ૪૫૨. અને

પૂરથી નાશ પામ્યું હતું અને જો આ વાત સત્ય હોય તો અત્ર આપેલા ફકરાનો લેખક ઈ. સ. ૭૫૬ પહેલાં થયો હોવો જોઈયે. અને ત્યારે ઉપર કહેલા શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે એનો જન્મ ૭૮૮ માં સંભવતો નથી.

પરંતુ શંકરાચાર્યના સમય વિશે આટલો પુરાવો બસ નથી. એ જ સૂત્રના ભાષ્યમાં લખે છે કે-(અહિં પણ કેટલોક ભાગ જે આપણા ખપનો નથી તે આપ્યો નથી.)

**"सतोर्हि द्वयोः संबन्धः संभवति न सदसतोरसतोर्वा । अभावस्य च निरुपाख्यत्वात्प्रागुत्पत्तेरिति मर्यादाकारणमनुपपन्नम् । सतां हि लोके क्षेत्रगृहादीनां मर्यादा दृष्टा नाभावस्य । नहि वन्ध्यापुत्रो राजा बभूव प्राक्पूर्णवर्मणोभिषेकादित्येवंजातीयकेन मर्यादाकरणेन निरुपाख्यो वन्ध्यापुत्रो राजा बभूव भवति भविष्यति इति वा विशेष्यते ॥**[1]

કોઇ પણ બે સત્ય વસ્તુનો સંબંધ હોઈ શકે પરંતુ સત્ય અને અસત્યનો અથવા બન્ને અસત્ય વસ્તુનો સંબંધ કોઈ શકે નહિ. અભાવ એ જ અસત્ય વસ્તુ હોવાથી 'ઉત્પત્તિ પહેલાં' આ જે મર્યાદા દર્શાવી છે તે આને માટે યોગ્ય નથી. કારણ આપણે હમેશા જોઇએ છીએ કે સત્ય વસ્તુ, જેમ કે ક્ષેત્ર, ગૃહ ઇત્યાદિને મર્યાદા હોય છે પણ અસત્ય વસ્તુ-અભાવજને હોય જ નહિ. આવી રીતે વંધ્યાપુત્ર, પૂર્ણવર્માના અભિષેક પહેલાં રાજા હતો, છે અથવા થશે એ કહેવું એ અયોગ્ય છે."

શંકરાચાર્યનું કહેવું શું છે તે અહિં જણાવવાનું પ્રયોજન નથી. માત્ર નીચેનાં બે સિદ્ધાન્તો સરખાવે છે તેટલું જ જણાવવાનું છે. (ક) પૂર્ણવર્માના અભિષેક પહેલાં વંધ્યાપુત્ર રાજા હતો (ખ) ઉત્પત્તિ પહેલાં અભાવનું અસ્તિત્વ હતું.

ઉપર કહેલા ફકરામાં પૂર્ણવર્મા, દેવદત્ત અથવા (Caius) કેયસની માફક એક સાધારણ મનુષ્ય ન હોતો, એ વિશિષ્ટ પુરુષ અને તેમાં પણ રાજા હતો એવું અનુમાન કરવું એ સંભવિત છે. વર્મા અન્ત્યાક્ષરવાળા રાજાઓની વંશાવળી[2] તપાસતાં-વનવાસીના કદંબોની, વેંગીપુરના પલ્લવોની, મહોબાનાં ચાંદેલની, મગધના મૌખરીની, કાશ્મીરના ઉત્પલની અને બીજા વંશોમાં આ નામના રાજાઓની વંશાવળી તપાસતાં 'પૂર્ણવર્મા' નામ માત્ર બે જ ઠેકાણે મળી આવે છે. આમાંના એકનું નામ જાવામાંથી જડેલા લેખમાં આપેલું છે. આ લેખ શોધી કહાડનાર કહે છે કે આ પૂર્ણવર્મા અને બીજો પૂર્ણવર્મા એક જ હોવા જોઇએ અથવા તો એના[3] ઉપરથી આનું નામ પૂર્ણવર્મા પડયું હશે. આમાં

તેની સાથેનો નકશો. વળી બારહુત સ્તૂપ, પૃષ્ઠ ૨ અને ૧૫. એ ઉપરથી જણાય છે કે હુયાનત્સંગના વખતમાં પણ સ્રુઘ્નનું ખંડેર હતું અને તેનો પાયો હજુ પણ નક્કર છે. મથુરા વાસ્તે જુઓ બીલનું ફાહીઅન, પૃષ્ઠ ૫૩; કનિંગહામની ભૂગોલ, પૃષ્ઠ ૩૭૩; જર્નલ રો. એ સો., પુસ્તક ૧૭, પૃષ્ઠ ૧૨૦. સ્રુઘ્ન વાસ્તે જુઓ પાણિનિ, ૧-૩-૨૫;૨-૧-૨૪, પ્રકરણ ૩; ૪,૩,૨૫ અને ૮૬; વરાહમિહિર, બૃહત્સંહિતા, ૧૬,૨૧. હોલની વાસવદત્તા, પ્રસ્તાવના, પૃષ્ઠ ૫૧ બીલનું બુદ્ધિસ્ટ રેકર્ડ ઓફ ધી વેસ્ટર્ન વરલ્ડ, પુસ્તક ૧, પૃષ્ઠ ૧૮૬.

૧ પૃષ્ઠ ૫૩ (બિબ્લિઓથિકા ઇંડિકા આવૃત્તિ.)

૨ જુઓ ઇંડિયન એંટીક્વેરી, પુસ્તક ૩, પૃષ્ઠ ૧૫૨; પુસ્તક ૧૦, પૃષ્ઠ ૨૪૯; પુસ્તક ૧૨, પૃષ્ઠ ૧૬૩; પુસ્તક ૨, પૃષ્ઠ ૩૪; પુસ્તક ૧૧, પૃષ્ઠ ૩૩૨. કનિંગહામકૃત આર્કિયોલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૫, પૃષ્ઠ ૪૪૮; પુસ્તક ૧૫, પૃષ્ઠ ૧૬૪-૬; પ્રિન્સેપકૃત યુઝફુલ ટેબલ (થોમ્સની આવૃત્તિ) પુસ્તક ૨, પૃષ્ઠ ૨૪૫; સીવેલની ઇંડિયન ડીનેસ્ટીઝ, પૃષ્ઠ ૪૩. માક્ષ મૂલરકૃત ઇંડિયા, પૃષ્ઠ ૨૮૮; ઇંડિયન એંટીક્વેરી, પુસ્તક ૧૨, પૃષ્ઠ ૧૧૩; જ. એ સો. બે., પુસ્તક ૩૨, પૃષ્ઠ ૧૦૪, ૧૫૬; પુસ્તક ૪૭. પૃષ્ઠ ૭૫; પુસ્તક ૪૮, પૃષ્ઠ ૨૮૮; બર્જેસકૃત આર્કિયોલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૩, પૃષ્ઠ ૧૦૦ (જુઓ ઇ. એં. પુસ્તક ૬, પૃષ્ઠ ૧૪૮); બર્નેલ કૃત સાઉથ ઇંડિયન પેલિયોગ્રાફી (બીજી આવૃત્તિ), પૃષ્ઠ ૩૬, ૫૩; સીવેલ કૃત લીસ્ટસ્ ઓફ એંટીક્વીટીઝ ઓફ મદ્રાસ, પૃષ્ઠ ૭, ૧૩, ૧૫,૨૭; જ. રો. એ. સો., પુસ્તક ૨૦, પૃષ્ઠ ૮૫૨; જ. બો. બ્રે. રો. એ. સો., પુસ્તક ૧, પૃષ્ઠ ૨૬૩. આમાંનાં કેટલાંકમાં એનું એ જ આવેલું છે પણ દરેકનાં નામ આપવાં જોઈયે એમ સમજી આપેલાં છે.

૩ ઇ. એં., પુસ્તક ૬, પૃષ્ઠ ૩૫૬-૭; ડા. બર્નેલકૃત સાઉથ ઇંડિયન પેલિયોગ્રાફી, પૃષ્ઠ ૧૦૧, એ પૂર્ણવર્માનું નામ પલ્લવ રાજાઓમાંથી લે છે. મારા ધારવા પ્રમાણે જાવાવાળો પૂર્ણવર્મા અને પલ્લવ પૂર્ણવર્મા એક નથી. જે રાજાએ જાવા લીધું, હશે તે રાજાના ઉપરથી આ નામ પડયું હશે. જુઓ ડા. ફરગ્યુસનકૃત ઇંડિયન અને ઇસ્ટર્ન આર્કિટેક્ચર, પૃષ્ઠ ૩૧, ૧૦૩.

ગમે તે હોય તો પણ હું તો એમ ધારૂં છું કે શંકરાચાર્યે જે પૂર્ણવર્મા વિશે કહે છે તે પૂર્ણવર્મા જાણવામાંના લેખમાં દર્શાવેલો તો નથી જ. જે પૂર્ણવર્મા વિશે કહે છે તે હુયાનથ્સંગ[1] કહે છે તે જ હશે. તે પશ્ચિમ મગધનો રાજા હતો, અને માધવાચાર્યના ગ્રન્થ ઉપરથી જણાય છે કે શંકરાચાર્યે ભાષ્ય લખ્યા પહેલાં અને પછી થોડોક સમય કાશીમાં વ્યતીત કર્યો હતો; માત્ર લખવાને વાસ્તે જ બદરીની[2] શાન્ત જગામાં રહ્યા હતા. આ વાત તો સત્ય છે કે શંકરદિગ્વિજયના કર્તા આનંદગિરિએ નીચે પ્રમાણે લખ્યું છે. શંકરાચાર્યે દક્ષિણ[3] છોડ્યા પહેલાં ભાષ્ય લખ્યું છે. પરંતુ ત્યાં દર્શાવેલું શંકરપ્રયાણ તો દિગ્વિજયાર્થે છે અને માધવે કહેલું કાશીગમન તો દિગ્વિજય કરવા ગયા તે પહેલાં અથવા તો આનો વિચાર પણ કર્યો તે પહેલાંનું છે. તેટલા જ માટે કૃત્રિમ[4] નામધારી આનંદગિરીનો ઈતિહાસ માધવના ઈતિહાસથી તદ્દન અસંબદ્ધ નથી. મિ. બાર્થ પણ પોતાના ‘ હિંદુધર્મ ’ના ગ્રન્થમાં કહે છે કે શંકરે દક્ષિણમાં[5] જ ભાષ્ય લખ્યું છે. પણ આમ કહેવાનાં કંઇ પણ કારણ આપ્યાં નથી. હું તો બે કારણને લીધે માધવનું કહેલું સત્ય માનું છું. પ્રથમ તો એ કે કાશી, બુદ્ધના[6] વખતથી તે અત્યાર સુધી ધર્મ અને વિદ્યાનું પ્રથમ સ્થાન ગણાતું આવ્યું છે અને બીજું એ કે શંકરના ગ્રન્થમાં દક્ષિણના કોઈ પણ મનુષ્ય અથવા વસ્તુનું સૂચન નથી અને ઉપર આપેલા ફકરાઓમાં વિંધ્યાચલના[7] ઉત્તરસ્થાનોનું સૂચન છે. આ બધી હકીકતો કદાચ જો કે પુરતી વજનદાર નથી. પણ માધવે કહેલી હકીકત સાથે મળતી આવે છે જે અસંભવિતપણાથી[8] દૂર છે આ ઉપરથી એવો નિર્ણય થાય છે કે શંકરભાષ્ય પૂર્ણવર્માના રાજ્યાભિષેક પછી લખાયું છે અને પૂર્ણવર્મા જે સ્થળે આ ભાષ્ય યોજ્યું અને પ્રસિદ્ધ થયું તે સ્થળનો રાજા હતો. જે સાધનો આપણી પાસે છે તેમાંથી કંઈ પણ ખરો નિર્ણય કરવાને સહાય થાય એવું કાંઇપણ છે નહિ? આના ઉપર વાદ વિવાદ કરવા કરતાં હું એવા નિર્ણય ઉપર આવું છું કે શંકરાચાર્યે અને પૂર્ણવર્મા એક જ સમયે થયા હતા અને ભાષ્યનું પ્રથમ પ્રકરણ તો પૂર્ણવર્માના મૃત્યુ પહેલાં જ લખાયું છે.

પ્રથમ તો પૂર્ણવર્માના નામ ઉપરથી જ આ નિર્ણય કરૂં છું; રાજ્યપદ ભોગવતા રાજાના કરતાં ભૂતકાળમાં થઇ ગયેલા રાજાનું નામ વધારે પસંદ કરવાનું કાંઇ પણ કારણ જણાતું નથી. બીજું—શંકરાચાર્યે જે કાર્યાર્થે ઉદાહરણ આપે છે તે અર્થે તો—જે સમયે લોકોને ઐતિહાસીક જ્ઞાન નહોતું તેવામાં ‘निरुपाख्य’ ન ગણાવા–તે વખતે રાજ્યકર્તાનું નામ આપવું એ મુખ્ય કારણ છે. ત્રીજું—જો પૂર્ણવર્મા તે જ સમયે રાજ્યપદે ન હોય તો આ ઉદાહરણ અર્થે વિશેષ કરીને એનું નામ ન આપવાનું મુખ્ય કારણ હતું—શંકરાચાર્યે બ્રાહ્મણ હતા અને બૌદ્ધધર્મના[9] કટ્ટા શત્રુ હતા. આપણે પૂર્ણવર્મા વિશે જેટલું જાણીયે છીએ તે પ્રમાણે તો તે બૌદ્ધધર્મનો મ્હોટો[10] પક્ષકાર હતો અને બુદ્ધ ગયાના બોધી વૃક્ષના સ્થાપનમાં મુખ્ય ભાગ લઇ પ્રસિદ્ધ થયો છે. અને તે પણ ક્યારે ?—તે જ સમયે. થયેલા બ્રાહ્મધર્મી રાજાએ તેનો નાશ[11] કરવા કોડ ઉપાયો યોજ્યા તે જ સમયે કોઇપણ રીતના સંબંધ

૧ કનિંગહામ, આ. સર્વે રિપોર્ટ, પુસ્તક ૧, પૃષ્ઠ ૭; પુસ્તક ૩, પૃષ્ઠ ૧૩૫.

૨ સર્ગ ૬, શ્લોક ૫૬.

૩ પૃષ્ઠ ૧૯.

૪ ઈંડિયન એંટીકવેરી, પુસ્તક ૬, પૃષ્ઠ ૨૮૭.

૫ પૃષ્ઠ ૧૨૪.

૬ જુઓ કનિંગહામની પ્રાચીન ભૂગોલ વિદ્યા પૃષ્ઠ ૪૩૭; જર્નલ સિલોન એશિયાટિક સોસાઇટી ( ૧૮૪૫ ), પૃષ્ઠ ૨૩; અને જ. એ. સો. બેં., પુસ્તક ૩૪ પૃષ્ઠ ૧; માક્ષ મૂલરકૃત *Chips*, પુસ્તક ૧, પૃષ્ઠ ૨૧૫.

૭ જુઓ વળી બૃહદારણ્યક ઉપનિષદ્ ઉપરનું ભાષ્ય, પૃષ્ઠ ૭૧૯, ૯૦૧, અને તેમાંના બીજા પણ ફકરાઓ.

૮ ઇંડિ. એંટી., પુસ્તક ૭, પૃષ્ઠ ૨૮૬.

૯ જુઓ શારીરક ભાષ્ય પૃષ્ઠ ૫૮૧, બૃહદારણ્યક ઉપનિષદ્ પૃષ્ઠ ૪૦૪, ઇંડિ. એંટીકવેરી, પુસ્તક ૫, પૃષ્ઠ ૨૮૯.

૧૦ કનિંગહામકૃત આર્કિઓલોજીકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૩, પૃષ્ઠ ૮૦; જુઓ રાજેંદ્રલાલમિત્રનું બુદ્ધ ગયા, પૃષ્ઠ ૯૭, ૯૯, ૨૪૭. કનિંગહામે આપેલી સાલ અને રાજેંદ્રલાલમિત્રની સાલ મળતી આવે છે.

૧૧ બ્રાહ્મણધર્મિ રાજાનું નામ આપ્યું નથી પણ. હર્ષચરિતમાં ગૌડરાજાને નામે ઓળખાવ્યો છે, પૃષ્ઠ ૫૪; Hiuen-Tsiang તેને શશાંક કહે છે. પ્રો. પિટરસન કાદંબરીની પ્રસ્તાવના( પૃષ્ઠ ૭૩ )માં એને સાહસાંક ધારે છે. સાહસાંક માટે જુઓ હાલની વાસવદત્તા, પૃષ્ઠ ૧૮.

વિના તે વખતના બ્રાહ્મધર્મી લોકો એક બૌદ્ધમાર્ગી રાજાનું ઉદાહરણમાં પણ નામ આપે એ અસંભવિત છે અને જો સંબંધ હોય તો આટલો જ હોઇ શકે એમ છે કે–આ બ્રાહ્મધર્મી લેખક જે સમયે થયો અને જે સ્થળે ગ્રન્થ લખ્યો તે સમયે અને તે સ્થળે બૌદ્ધધર્મી રાજા રાજ્યપદે હોવો જોઇએ અને આ તર્ક ખરો હોય તો શંકરાચાર્ય મગધના પૂર્ણવર્માના વખતમાં થયા એ સિદ્ધ થાય છે. હુયાનત્સંગ આ દેશમાં ઇ. સ. ૬૨૮–૬૪૫ સુધી હતો અને ૬૩૭–૩૮મા વર્ષમાં મગધમાં[1] હતો; આ સમયે મગધમાં પૂર્ણવર્મા રાજ્ય કરતો હતો અને બોધી વૃક્ષ અહિં જ હતું. એ એમ જણાવે છે કે પૂર્ણવર્મા અશોકના વંશમાં છેલ્લો રાજા હતો. ચીનાઇ પ્રવાસીએ તેને અથવા તેના વંશજને[2] મળવા કાંઈ પણ પ્રયત્ન કર્યો હોય એમ જણાતું નથી. આ ઉપરથી હું એવું અનુમાન કરૂં છું કે હુયાનત્સંગે પૂર્ણવર્મા વિષે કંઈ પણ સાંભળ્યું હશે ત્યારે પૂર્ણવર્મા હયાત નહિ હોય અને આ બનાવ ઇ. સ. ૬૩૭–૩૮ પછી બનવો અશકય છે. ત્યારે પૂર્ણવર્મા ઈ. સ. ના છઠ્ઠા સૈકાના અન્તમાં થયો એમ અનુમાન થાય છે. જનરલ કનિંગહામ ઇ. સ. ૧૮૭૧–૭૨ના *Archæological Servey Report*માં એમ કહે છે કે પૂર્ણવર્મા ૫૯૦ માં[3] થયો. પરંતુ ૧૮૭૯–૮૦ ના રિપોર્ટમાં ઈ. સ. ૬૩૦ માં થયો એમ કહે છે અને વધારામાં લખે છે કે 'ચીનના પ્રવાસી હુયાનત્સંગ[4] ઉપરથી પૂર્ણવર્માનો સમય નક્કી કર્યો છે.' મારા ધારવા પ્રમાણે આ વાત અસંભવિત છે. જ્યારે હુયાનત્સંગ આ દેશમાં પ્રવાસ અર્થે આવ્યો હોય અને તે જ સમયે પૂર્ણવર્મા રાજ્યપદે હોય તો હુયાનત્સંગ તેને મળે નહિ અથવા પોતાના લખાણમાં તેનું કાંઈ પણ સૂચન કરે નહિ એમ ધારવું શું અસંભવિત નથી? જ્યારે પૂર્ણવર્મા અશોક[5] વંશનો છેલ્લો રાજા હતો, તેટલા શબ્દો વગર બીજું હુયાનત્સંગ લખતો નથી ત્યારે હું એમ અનુમાન કરૂં છું કે પૂર્ણવર્મા તે સમયે અસ્તિત્વમાં નહિ હોય અને તેનું રાજ્ય કોઇ અન્યરાજાના હાથમાં હશે. ઉપલાં કારણોથી મ્હારૂં એવું માનવું છે કે જનરલ કનિંગહામની પ્રથમ બતાવેલી સાલ ખરી છે એમ છતાં પણ આ સવાલના છેવટના નિર્ણય માટે જનરલ કનિંગહામે સને ૧૮૭૩ માં વર્મા ગુપ્ત અને પાલનો[6] ઇતિહાસ મેળવવાના સંબંધમાં જે આશા રાખી હતી તેવાં બીજાં સાધનો માટે થોભવું જોઇએ.

પૂર્ણવર્માનો સમય નક્કી કરવાનું બીજું સાધન આ છે–કર્ણસુવર્ણનો રાજા શશાંક[7]–જેણે બોધી વૃક્ષનો બુદ્ધ ગયામાં નાશ કરવા પ્રયત્ન કર્યો હતો અને જે વૃક્ષ પ્રતિષ્ઠિત કરવામાં પૂર્ણવર્મા વિજયી નિવડયો હતો તે શશાંક[8] કયા સમયમાં થયો તે જાણવું જોઇએ. હવે હુયાનત્સંગના કહેવા પ્રમાણે આ શશાંક અને હર્ષવર્ધન શિલાદિત્યના જ્યેષ્ઠબન્ધુ રાજ્યવર્ધનનો[9] વધ કરનાર શશાંક એક જ હતા. ડા. ફર્ગ્યુસન કહે છે કે 'રાજ્યવર્ધન અને તેનો પિતા પ્રભાકરવર્ધન ઈ. સ. ૫૮૦–૬૧૦[10] ની અંદર થયો.' પણ પ્રો. મૅાક્ષ મૂલર

૧ કનિંગહામની ભૂગોલ, પૃષ્ઠ ૩૬૫.

૨ કનિંગહામકૃત આ. સર્વે રિપોર્ટ, પુસ્તક ૩, પૃષ્ઠ ૧૩૫.

૩ કનિંગહામકૃત આ. સર્વે રિપોર્ટ, પુસ્તક ૩, પૃષ્ઠ ૧૩૫ અને પુસ્તક ૧, પૃષ્ઠ ૫.

૪ આર્કિલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૧૫, પૃષ્ઠ ૧૬૬.

૫ જનરલ કનિંગહામ, પુસ્તક ૩, પૃષ્ઠ ૧૩૫, ખરાપણાની ખાત્રી કરવાના આધારથી આ હકીકત નાકબૂલ કરે છે. જો આ ભૂલ હોય તો Hiuen-Tsiang–હુયનત્સ્યંગે એક ગમભરયળી ઉત્પન્ન કરે એવી ભૂલ કરી છે. જો પૂર્ણવર્મા અશોકનો છેલ્લો વંશજ ન હોય તો હુયેનત્સ્યાંગ તેની પછીનાને મળ્યો હશે અને તેને માટે કદાચ તેણે કાંઈ કહ્યું હશે–તે કાંતો તેના વખાણ કરવાને કે કાંતો નિંદા કરવાને.

૬ આ. સર્વ રિપોર્ટ, પુસ્તક ૩, પૃષ્ઠ ૧૩૬.

૭ આ. સર્વે રિપોર્ટ, પુસ્તક ૩, ૧૩૬; કર્ણસુવર્ણ માટે જુઓ જ. એ. સો. બં., પુસ્તક ૧૭, પૃષ્ઠ ૪૨; જ. રા. એ. સો., પુસ્તક ૧૭, પૃષ્ઠ ૧૨૮; (બીલકૃત બુદ્ધિસ્ટ રેકર્ડસ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ, પુસ્તક ૨, પૃષ્ઠ ૨૦૧—અધિપતિ ઇંડિ. એંટીકવેરી.)

૮ જુઓ માક્ષ મૂલરકૃત ભરતખંડ: તે આપણને શું શિખવે છે, પૃષ્ઠ ૨૮૭.

૯ ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૭, પૃષ્ઠ ૧૯૭. આ સાથે હર્ષચરિતમાંની વાત મળતી આવે છે, જુઓ પૃષ્ઠ ૧૫૪. પણ પ્રો. માક્ષ મૂલર રાજવર્ધન માટે કહે છે કે શશાંકે રાજ્યવર્ધનને લઢાઇમાં હરાવ્યો અને માર્યો હતો (ઇંડિયા, વગેરે, પૃષ્ઠ ૨૮૭). (જુઓ બીલ કૃત બુદ્ધિસ્ટ રેકર્ડસ ઓફ વેસ્ટ. કાઉંટ., પુસ્તક ૧, પૃષ્ઠ ૨૧૦–એડિટર, ઇંડિયન એંટીકવેરી.)

૧૦ જ. રો. એ. સો. (N. S.) પુસ્તક ૪, પૃષ્ઠ ૮૫.

આ બેઉ રાજાઓ ઈ. સ. ૬૦૦–૬૧૦ થયાનું કહે છે.[૧] ઉપર જણાવ્યા પ્રમાણે શશાંક ઇ. સ. ૬૦૫ માં તો હોવો જોઈએ. શશાંકે કરેલા વધ વિશે હુયાનત્સંગનું કહેવું જો સત્ય હોય અને આપણે આપેલી ટીપ્પણી પણ સત્ય હોય તો જેને શશાંક પોતે જ 'બુદ્ધિમાન રાજા'[૨] ગણે છે એવા પાડોશના રાજ્યાધિપતિનો વધ કરી–દુશ્મનાવટ ઉભી કરી–બોધી વૃક્ષનો નાશ કરવા તત્પર થાય એ સંભવિત લાગતું નથી. જો પ્રો. માક્ષ મૂલરનું કહેવું સત્ય હોય તો પૂર્ણવર્માએ કરેલું બોધી વૃક્ષનું પ્રતિસ્થાપન સાતમા સૈકાની શરૂઆતમાં હોવું જોઈએ અને જો ડા. ફરગ્યુસનનું કહેવું સત્ય હોય તો છઠ્ઠા સૈકાના અન્તમાં થયું હોય એમ સંભવે છે. ગમે તેમ હોય, આ સવાલમાં ઊંડા ઉતરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. હુયાનત્સંગે બતાવેલા હર્ષવર્દ્ધનનો સમય અને પ્રો. માક્ષ મૂલર[૩] અને ડા. ફરગ્યુસને જણાવેલા સમય વચ્ચે પાંચ કે દશ વર્ષનું અન્તર છે. આ વિશે વધારે તકરાર કરવાની જરૂર નથી અને પ્રસ્તુત કાર્યને અર્થે પાંચ દશ વર્ષનો ફેર એ કાંઈ વધારે નથી. મ્હારૂં માનવું એવું જ છે કે પૂર્ણવર્મા મગધમાં સાતમા સૈકાની શરૂઆતમાં જ રાજ્ય કરતો હતો અને શંકરાચાર્યે શારીરક ભાષ્ય પણ તે જ સમયે લખ્યું હશે.

આ સમયને અનુમોદન આપનાર બીજું સાધન મળી આવે છે; અને જો કે તે આપણે કરેલા સિદ્ધાન્તને સહજ હાનિકારક છે તો પણ તેનું ટુંકામાં સૂચન કરૂં છું. મેકેન્ઝીના સંગ્રહમાં કોંગુદેશરાજાકલ નામના તામીલ ઇતિહાસમાંથી જણાય છે કે શંકરાચાર્યે પહેલા[૪] તિરુવિક્રમદેવ ચક્રવર્તિને શૈવ ધર્મમાં આણ્યો હતો. ૧૮૪૮ માં પ્રો. ડાઉસને આના ઉપર ટીકા કરતાં જણાવ્યું હતું કે–બીજા[૫] તિરુવિક્રમને બદલે પહેલો તિરુવિક્રમ કહ્યો છે તે સત્ય નથી. આ ઇતિહાસમાં આવેલા રાજાઓને છેલ્લેથી ગણતાં અને સામાન્ય રીતે તેઓના રાજ્યનાં વર્ષ ગણતાં પ્રો. ડાઉસન એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે પહેલો તિરુવિક્રમ ઈ. સ. છઠ્ઠા સૈકામાં થયો. અને બીજો તિરુવિક્રમ આઠમા સૈકામાં થયો. જો આ ઇતિહાસમાં કહેલી વાત સત્ય હોય અને પ્રો. ડાઉસનની ગણત્રી ખરી હોય તો આપણે જે નિર્ણય ઉપર આવ્યા છીએ તે નિર્ણય દૃઢ થાય છે. પરંતુ ૧૮૭૪માં પ્રો. ભાણ્ડારકરે આ વિષય ઉપાડી લીધો અને તે જ વખતે મળી આવેલા તામ્રપત્રના લેખ ઉપરથી એવો નિર્ણય કર્યો કે–શિવમાર્ગી થઈ જનાર રાજા જો પહેલો તિરુવિક્રમ હોય તો શંકરાચાર્ય ચોથા સૈકામાં થવા જોઇએ અને જો આ બીજો તિરુવિક્રમ હોય તો શંકરાચાર્ય છઠ્ઠા સૈકામાં હોવા જોઇએ. પ્રો. ભાણ્ડારકરે એમ પણ બતાવ્યું છે કે બીજી ગણત્રી–એટલે ૬ ઠ્ઠો સૈકો–ઇ. સ. ૫૨૬–આ સાલ તામીલ ઇતિહાસમાંની સાલને મળે છે પરંતુ ચોથા સૈકાની

૧ ભરતખંડ: તે આપણને તે શું શિખવે છે, પૃષ્ઠ ૨૮૯–૯૦. પ્રો. માક્ષ મૂલરે કોરૂરની લઢાઈની સાલ ઉપર મત બાંધ્યો છે. આ લઢાઈ ઈ. સ. ૫૪૪માં થઈ, પણ ડા. ફરગ્યુસન ઈ. સ. ૫૨૪ માં કહે છે, જુઓ તે તેણે રચેલા 'શક અને બીજા સંવત', પૃષ્ઠ ૧૮, જુઓ બર્જેસ કૃત આ. સર્વે રિપોર્ટ, પુસ્તક ૩, પૃષ્ઠ ૨૮. M. Reinaud-એમ. રીનાડે હર્ષવર્ધન ઈ. સ. ૬૦૭માં ગાદી ઉપર આવ્યો કહે છે. વળી જુઓ Yale કૃત Cathay, પુસ્તક ૧, પૃષ્ઠ ૧૯.

૨ જુઓ ઈંડિયન એંટીકવેરી, પુસ્તક ૭, પૃષ્ઠ ૧૯૭. શશાંક રાજ્યવર્ધનના યુદ્ધકૌસલ્યનો અદેખો હતો જુઓ ડા. બર્જેસ કૃત આ. સ. રિપોર્ટ, પુસ્તક ૩, પૃષ્ઠ ૨૭

૩ હર્ષવર્દ્ધનનો ઉદ્યોગ (ઈ. એ., પુસ્તક ૭, પૃષ્ઠ ૧૮૮માં વર્ણવ્યા પ્રમાણે) ૩૦ વર્ષ કરતાં વધારે રહ્યો હતો. ડા. બર્નેલના કહેવા પ્રમાણે પુલકેશી બીજો ઈ. સ. ૬૧૦માં થયો—જુઓ સ. ઇંડ. પેલિયોગ્રાફી, પૃષ્ઠ ૧૮, અને પુલેકશીએ હર્ષવર્દ્ધનને છઠ્ઠા શૈકાની અન્તે અને સાતમાની શરૂઆતમાં હરાવ્યો એવું કહે છે. જનરલ કનિંગહામ ને M. Reinaud પોતાની પ્રાચીન ભુગોળ વિદ્યા, પૃષ્ઠ ૩૭૮માં દેખાડેલો સમય જ બતાવે છે. અને વળી જુઓ જ. એ સો. બી., પુસ્તક ૩૩ પૃષ્ઠ ૨૩૧, તેમજ જ. એ. સો. બી. પુસ્તક ૧૭, પૃષ્ઠ ૩૮. જનરલ કનિંગહામના પ્રથમ બતાવેલા અભિપ્રાય માટે જુઓ. જનરલ કનિંગહામે બતાવેલો સમય જે સાતમા શૈકાની શરૂઆતમાં બોધી વંશના ( જુઓ પ્રાચીન ભુગોળ, પૃષ્ઠ ૫૦૯; આ. સ. રિપોર્ટ, પુ. ૩, પૃષ્ઠ ૮૦ ) સંબંધમાં શશાંકનો વિશ્વાસ ન રાખી શકાય એવી બાબત છે જે હુયેનત્સિયાંગે સ્પષ્ટ રીતે બતાવેલી હકિકતને આધારે છે. જુઓ જ. રૉ. એ. સો., N. S., પુસ્તક ૬, પૃષ્ઠ ૨૪૮, જેમાં આ સમય "૬૦૫ ?" આ પ્રમાણે બતાવ્યો છે.

૪ આ હકીકત કેવેલ્લી વેંકટ રામસ્વામી કૃત કવિચરિત્રમાં દક્ષિણના કવિયોની બાબતમાં પૃષ્ઠ ૭માં ઘણા વખત ઉપર લખેલું છે.

૫ જ. રૉ. એ. સો., પુસ્તક ૮, પૃષ્ઠ ૮, ૧૬, ૧૭.

સાલ મળતી નથી.[૧] જે તામ્રપત્ર ઉપરથી પ્રો. ભાણ્ડારકર કહે છે તે તામ્રપત્રને પ્રમાણરૂપ માનીયે તો પ્રો. ડાઉસનું કહેવું આપણે જે નિર્ણય ઉપર આવ્યા છીએ તેને મળે છે.[૨] હવે આને નિર્ણયરૂપ માનવામાં જે જે હરકતો વિશે ઉપર કહ્યું છે તેનો વિચાર કરવો જોઇએ. ડા. બર્નેલ પોતાના (દક્ષિણ હિંદુસ્થાનના પ્રાચીન લેખનાં મૂળતત્ત્વો) *Elements of South Indian Palæography* નામના ગ્રંથમાં લખે છે કે કોંગુદેશરાજાકલમાં કહેલા જે રાજાને શંકરાચાર્યે શૈવમાર્ગી કર્યો તે રાજા ચાલુક્ય[૩] વંશનો હતો. આ વંશની વંશાવળી આપતાં ડા. બર્નેલ હુયાનત્સંગના જ સમયમાં થયેલા બીજા સત્યાશ્રય પુલકેશીના પુત્ર વિક્રમાદિત્યના નામ આગળ આ પ્રમાણે ટિપ્પણી આપી છે. "કોંગુદેશરાજાકલ પ્રમાણે શંકરાચાર્ય આ સમયે થયાએ ઘણું ખરૂં સત્ય છે." આ ટિપ્પણી ઉપર વિચાર કરતાં વિસ્મય થાય છે. કે ડા. બર્નેલે આ વિશે આટલામાં જ પતાવ્યું છે. જ્યારે પ્રો. ડાઉસન (કોંગુદેશરાજાકલનો ઇતિહાસ આપનાર પ્રથમ હતો તે) કહે છે કે–તે ચાલુક્ય વંશનો નહોતો, પરંતુ ચેર અથવા ગંગ વંશનો[૪] હતો. આ ઉપરથી એમ માનવાનું નથી કે પ્રો. ડાઉસનનું કહેવું સત્ય છે. પરંતુ જ્યાંસુધી ડા. બર્નેલે પોતાનાં કારણ દર્શાવ્યાં નથી ત્યાંસુધી પ્રો. ડાઉસન ખોટો છે એમ કહેવાનું કાંઈ પણ કારણ નથી; કેમકે ડા. બર્નેલે આનાં કારણ આપ્યાં નથી. હવે એની બીજી ટીકા તપાસતાં એનું કહેવું એમ છે કે–"ઘણું ખરૂં સત્ય છે"; શંકરાચાર્ય ઇ. સ. ૬૫૨–૮૦ માં થયા. ડા. બર્નેલ સામવિધાન બ્રાહ્મણના ઉપોદ્‌ઘાતમાં કુમારિલ ભટ્ટ વિશે લખતાં કહે છે કે–તે ઇ. સ. ૬૫૦–૭૦૦માં થયા એમાં કોઈ પણ તરેહની શંકા નથી અને ભવિષ્યમાં રહેશે પણ નહિ.[૫] આ ઉપરથી શંકરાચાર્ય ક્યા સમયમાં થયા તે સહજમાં જણાય છે; કારણ દંતકથા ઉપરથી જાણીયે છીએ કે શંકરાચાર્ય કુમારિલ ભટ્ટના આત્મોત્સર્ગના[૬] સાક્ષીભૂત હતા. કુમારિલ ભટ્ટનો સમય, ૧૬૦૮માં લખાયેલા ગ્રંથ ઉપર નક્કી થયો છે અને એ ગ્રંથના લેખકની વય[૭] એ સમયે ૩૦ વર્ષની હતી. ડા. બર્નેલનું કહેવું માની શકાતું નથી, કારણ ૧૬૦૮ની સાલમાં લખાયેલા ગ્રંથને પ્રમાણ તરીકે ગણાય નહિ; આ સાલ અને પ્રસ્તુત સમયની વચ્ચે ૧૦૦૦ વર્ષનું અન્તર છે. આ વાત પડતી મુકી, આપેલાં કારણો તપાસતાં, વધારે હરકતો દૃશ્યમાન થાય છે. ટિબેટમાંથી મળેલાં સાધનો ઉપરથી એવું જણાય છે કે કુમારિલ ભટ્ટ અને ધર્મકીર્તિ એક જ વખતે થયા. ધર્મકીર્તિ સ્રોંગત્સંગપોના રાજ્યમાં પ્રસિદ્ધ થયા અને એ રાજ્ય ૬૨૯ થી ૬૫૮ સુધી રહ્યું હતું. આ ઉપર ડા. બર્નેલ કહે છે કે હુયાનત્સંગ (જેણે ૬૪૫માં હિંદુસ્થાન

૧ જ. બોંબે બ્રેંચ રા. એ. સો., પુસ્તક ૧૦, પૃષ્ઠ ૮૯.

૨ કૉંનિકુલમાંની મતિકુલ ગણત્રી માટે જુઓ બર્નેલ કૃત સાઉથ ઈંડિયન પલિઓગ્રાફી–પ્રાચીન લેખ, પૃષ્ઠ ૩૩ બર્નેલ, પૃષ્ઠ ૮૬ માં કેવલી રામસ્વામીના ગ્રંથને 'હાસ્યજનક પુસ્તક' કહે છે.

૩ જુઓ પૃષ્ઠ ૪૮, (બીજી આવૃત્તિ) અહિં જણાવવું જોઈએ કે આ અવલોકન લખાઈ રહ્યા પછી અમારા જોવામાં મિ. ટેલરના મદ્રાસ જર્નલ ઓફ લિટરેચર અને સાયન્સમાં આ બાબત આવી છે, પુસ્તક ૧૪, એ ઉપરથી જણાય છે કે (જુઓ પૃષ્ઠ ૧૪ અને ૬૫) શંકરાચાર્ય સંબંધી કરેલો ઈશારો ભૂલ ભરેલો છે. કોંગુદેશરાજાકલ ઉપરથી કરવામાં આવેલું અનમાન કોઈ પણ રીતે સ્પષ્ટ નથી અને તે ઉપર પ્રો. ડાઉસન અને ડૉ. બર્નેલ એ બેઉ હજુ સુધી પણ વિશ્વાસ રાખી શકતા નથી; જુઓ વળી સીવેલકૃત ડીનસ્ટીઝ ઓફ સધર્ન ઈંડિયા, પૃષ્ઠ ૫૦

૪ જુઓ જ. રો. એ. સો., પુસ્તક ૮, પૃષ્ઠ ૮; અને ઈંડિયન એંટીકવેરી, પુસ્તક ૧, પૃષ્ઠ ૩૬૨.

૫ જુઓ પૃષ્ઠ ૬.

૬ જુઓ માધવકૃત સંક્ષેપશંકરજય, સર્ગ ૭, શ્લોક ૬૦. આનંદગિરિકૃત શંકરવિજય, પૃષ્ઠ ૨૩૬. ડા બર્નેલ ઈ. સ. ૬૫૦ થી ૭૦૦ સુધીમાં થયાનું ખાત્રીથી કહે છે–સાઉથ ઇંડિયન પેલિયોગ્રાફી, પૃષ્ઠ ૩૭, અને આશરે ઇ. સ. ૭૦૦ પૃષ્ઠ ૧૧૧. આગળ દેખાડેલો સમય સીવેલે કબૂલ રાખ્યો છે–જુઓ લીસ્ટર્સ ઓફ એંટીકિવટીઝ ઈન મદ્રાસ, પૃષ્ઠ ૧૭૭.

૭ જુઓ માક્ષ મૂલરકૃત ઇંડિયા: તે આપણને શું શિખવે છે, પૃષ્ઠ ૩૦૩, જેમાં પ્રો. મોક્ષ મૂલર પોતે પોતાની ગણત્રી તારનાથના પુસ્તકથી કરે છે, જુઓ પૃષ્ઠ ૩૦૮; એમાં એ કહે છે કે ડા. બર્નેલને તારનાથ કૃત હિસ્ટ્રી ઓફ ઈંડિયન બુદ્ધિઝમ ઉપર બહુ વિશ્વાસ છે (જુઓ એના ઐંદ્ર ગ્રામેરિયનો, પૃષ્ઠ ૫, ૬) અને જર્નલ રો. એ. સોયાઈટી (N. S.) પુસ્તક ૬, પૃષ્ઠ ૨૫૪. આ મુદ્દાને સંબંધ ધરાવતો આ પુસ્તકમાંનો એ ભાગ જેનું અહિં વિવેચન કરેલું છે તે ઈં. એ., પુસ્તક ૪, પૃષ્ઠ ૩૬૫માં એવું માલુમ પડે છે. એવું જણાય છે કે કુમારિલ પહેલાં શંકર હતા અને જે કુમારિલ અને ભટ્ટ એ નામથી ઓળખાય છે ને જે શંકરનો શિષ્ય કહેવાય છે. આ કાંઈ એવી હકીકત નથી કે જેને નિઃસંશય પ્રમાણરૂપે ગ્રહણ કરી શકાય.

છોડયું) કુમારિલ ભટ્ટના નામનું સૂચન પણ કરતો નથી. ઉપલી દલીલો અને આ કુમારિલ ભટ્ટ જે બૌદ્ધધર્મનો કટ્ટો શત્રુ હતો તે ઇ. સ. ૬૪૫[1] પહેલાં હોય એમ સંભવતુ નથી. આ ઉપરથી સહજ જણાય છે કે આવાં આવાં કારણોને લીધે એક સૈકાની ભૂલ થાય; જેવી રીતે કુમારિલને બદલે નાના ફડનવિસ, ધર્મકીર્તિને બદલે લૉર્ડ લિંડહર્સ્ટ અને સ્રોંગત્સંગંપોને બદલે વિક્ટોરિયા મુકયાં હોય તેવી રીતે એ નિરર્થક છે. આવો ફેરફાર સારી રીતે થઇ શકે, તો પણ ડા. બર્નેલના કહેવા પ્રમાણે, ભૂલભરેલો નિર્ણય થાય છે જેમ કે નાના ફડનવિસ (સત્યતઃ જોતાં ૧૮૦૦માં ગુજરી ગયા) ૧૯મા સૈકાના અન્તમાં થયો છે. જેમ જેમ વખત જશે તેમ તેમ આ ભૂલ મોટી જ થશે. ડા. બર્નેલની બીજી દલીલ વિશે અહિં કાંઇ પણ કહેવાનું નથી. પરંતુ આવી ભૂલો થાય એ અસંભવિત નથી એમ ધારીયે તો ડા. બર્નેલનું કહેવું આપણે કરેલા નિર્ણયથી વિરુદ્ધ નથી, એટલું જ નહિ પણ એનું દ્રઢીકરણ કરે છે. એ નિર્ણય આ જ છે કે ઇ. સ. છઠ્ઠા સૈકાના પૂર્વ ભાગમાં જ કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય થઇ ગયા. ગેર વંશના તિરુવિક્રમદેવની સાથે શંકરાચાર્યના સંબંધમાં બર્નેલ શંકા લાવે છે, તો પણ આપણે જે નિર્ણય કર્યો છે તેને આ વધારે દ્દઢ કરે છે.

આથી બીજું એમ થાય છે કે કોંગુદેશરાજાકલનો ઇતિહાસ સત્ય હશે યા અસત્ય? એવી શંકા ઉત્પન્ન થાય છે અને તેને ટેકો[2] મળે છે. જે તામ્રપત્ર ઉપરથી કોંગુદેશરાજાકલ સત્ય ઠર્યો હતો અને જેનાવડે શંકરાચાર્યનો સમય નક્કી થયો હતો તે તામ્રપત્રો બનાવટી[3] છે એમ મિ. ફ્લીટ જણાવે છે. મિ. ફ્લીટે ઉઠાવેલા આ સવાલ વિશે વધારે કહેવાનું કંઇ પ્રયોજન નથી. આ નિર્ણય[4] સત્ય હો વા અસત્ય હો, પરંતુ એટલું તો સત્ય છે કે જ્યારે આ લેખોની સત્યતા વિશે મિ. ફ્લીટ જેવા પ્રસિદ્ધ પુરુષ શંકા રાખે છે ત્યારે તેમને પ્રમાણ તરીકે ગણવામાં સહજ વાંધો ખરો અને અન્ય સ્થળેથી મળી આવેલાં પ્રમાણોને કદાપી મળતાં આવે તો પણ આને પ્રમાણ તરીકે લેઇ શકાય નહિ.

બીજે સ્થળે એમ પણ જણાવવામાં આવ્યું છે કે માધવના સંક્ષેપશંકરજયમાંથી એવું નિકળે છે કે-બાણ, દંડી, મયૂર અને શંકરાચાર્ય[5] એક જ સમયે થયા. અત્ર આણેલો નિર્ણય અને ઉપર કહેલી વાત મળે છે. પ્રો. વેબર, બ્યુલર, અને માક્ષ મૂલરના કહેવા પ્રમાણે દંડી ઇ. સ. છઠ્ઠા[6] સૈકામાં થયો. બાણ અને મયૂર સાતમા સૈકાની શરૂઆતમાં હશે અને છઠ્ઠા સૈકાના અન્તમાં પણ થોડોક સમય હશે. આ સર્વ વિદ્વાનો—બાણ, મયૂર, દંડી અને શંકરાચાર્ય છઠ્ઠા[7] સૈકાના અન્તમાં હતા એમ અનુમાન કરીયે તો આપણે નક્કી કરેલો સમય અને અહિં દર્શાવેલો સમય બેઉ મળતા આવે છે. પ્રો. માક્ષ મૂલરના કહેવા પ્રમાણે કહિએ-એ કહે છે કે-"હિંદુ લેખકો આપણા મન ઉપર એવું ઠસાવા માગે છે કે દરેક વસ્તુ જેમ પ્રાચીન તેમ સારૂં."[8] શંકરાચાર્ય, બાણ, દંડી, મયૂર વગેરે લેખકોને તત્ત્વજ્ઞા-

---

૧ આહિં એમ જ માનવાનું છે કે કુમારિલે કરેલા ઉપદ્રવની વાત સત્ય છે. હું એ વાત માનતો નથી. જુઓ એ વિષે આગળ વિવેચન કરેલું છે. માધવના પુસ્તક (જેમાં એમ છતાં જૈનોએ ઉપદ્રવના ભોગ થઈ પડયા હતા એવું કહ્યું છે) શિવાય બીજા કોઈએ પ્રથમ લખેલું મારા જાણવામાં નથી. અને એ આનંદગિરિકૃત શંકરવિજય કહેવાય છે, પૃષ્ઠ ૨૩૫.

૨ જુઓ પ્રો. ઇગેલિંગનો 'ગેર અને ચાલુકય' વિષેનો નિબંધ જે લંડનની ઓરીએન્ટલ કોંગ્રેસની સમક્ષ વાંચવામાં આવ્યો હતો. (જુઓ ટ્રુબનરનો સંગ્રહ.) અને ઇંડિયન એન્ટીકવેરી, પુસ્તક ૩, પૃષ્ઠ ૧૫૨.

૩ કેનરીસ વંશો—કેનરીસ ડિનેસ્ટીઝ—ઉપર જુઓ મિ. ફ્લીટનો નિબંધ, પૃષ્ઠ ૧૧, જે ઉપરથી આ વિષયોને મળતી હકીકતનો સારાંશ ઈંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૪, પૃષ્ઠ ૧૧૧માં આવેલ છે.

૪ જુઓ બર્નેલકૃત દક્ષિણ હિંદુસ્થાનનો લેખ, પૃષ્ઠ ૩૪.

૫ જુઓ ઈંડિયન એન્ટીકવેરી, પુસ્તક ૧, પૃષ્ઠ ૨૯૯.

૬ જુઓ ઈંડિયન એન્ટીકવેરી, પુસ્તક ૩, પૃષ્ઠ ૮૨, અને ઈંડિયાઃ તે આપણને શું શિખવે છે, પૃષ્ઠ ૩૧૪ અને વળી પૃષ્ઠ ૩૩૨, ૩૫૮. પ્રો. વિલસન એને ૪થા અથવા પાંચમા સૈકામાં થયાનું કહે છે.

૭ બાણે હર્ષના રાજ્યના પાછળનો હેવાલ આપ્યો નથી એ ઉપરથી જણાય છે કે હર્ષના પહેલાં તે ગુજરી ગયેલો, એટલું જ નહિ પણ હર્ષને રાજ્ય કરતે થોડાંક વર્ષ વીત્યાં હશે ત્યારે જ. જુઓ પ્રો. પિટરસને લખેલી કાદંબરીની પ્રસ્તાવના, પૃષ્ઠ ૫૫.

૮ ઇંડિયાઃ તે આપણને શું શિખવે છે, પૃષ્ઠ ૩૫૬. ડા. બ્યુલર, જ. બોંબે બ્રેંચ રો. એ. સો., પુસ્તક ૧૧, પૃષ્ઠ ૨૮૩, બધી રીતે ઠરાવ્યું છે કે માધવનું પુસ્તક કાળની ગણત્રી કરવાના બધા સવાલો માટે નકામું છે પ્રો.

નના વિવાદમાં પરાજય કર્યો હશે અને આ સર્વ શંકરાચાર્યના જ સમયમાં હતા એવું અન્યસ્થળેથી મળેલાં સાધનથી નક્કી થાય છે.

**માધવ** વળી એવું જણાવે છે કે **ખણ્ડનના** કર્તા **શ્રીહર્ષને** **શંકરાચાર્યે** પોતાના મતમાં[1] આણ્યો હતો. **ડૉ. બ્યુલરે**[2] **નૈષધીયના** કર્તાને જે સમયમાં મુક્યો છે તે સાલને સત્ય ગણિયે તો **શંકરાચાર્યને** જે સમયમાં આપણે મુક્યા છે તે સમયને કંઈ પણ સંબંધ રહેતો નથી. જો **ડા. બ્યુલરનું** કહેવું સત્ય હોય તો પ્રસ્તુત પ્રશ્નનો પૂર્ણ વિચાર કરવો જોઇએ. એનું સમાધાન માત્ર આટલું જ છે—જે **શ્રીહર્ષ** સાથે **શંકરાચાર્યનો** સંબંધ દંતકથા આપે છે તે **શ્રીહર્ષ** અને **બાણ, મયૂરના** વખતમાં થઈ ગયેલા **હર્ષવર્ધન શિલાદિત્ય** એક જ હશે. અને આ દંતકથા **નૈષધીય** અને **खण्डनखण्डखाद्य** પુસ્તકના તત્ત્વજ્ઞાન વિષેના નિબંધના કર્તા **શ્રીહર્ષને** ભૂલથી લાગુ પાડવામાં આવી હશે. આ બન્ને એકજ સમયે થયા એવી દંતકથા પછીથી પ્રમાણરૂપ ગણાઈ હશે અને **શંકરાચાર્યના** પ્રસંશકોએ "એ જ સમયે થયેલા તત્ત્વજ્ઞાનીને **શંકરાચાર્યે** વિવાદમાં જીત્યા વગર ન રહે" એવા વિચારથી આ દંતકથાને અનુમોદન આપ્યું હશે. આ ભૂલ થવાનું કારણ મારા ધારવા પ્રમાણે હવે એમ છે કે **શ્રીહર્ષે** પણ તત્ત્વજ્ઞાન સંબંધી લખ્યું છે અને બાકીની બાબતો મને લાગે છે કે આપણા સાધારણ અનુભવમાં મોઢેથી બોલાતી દંત કથાને મળતી આવે છે.

છેલ્લે મેં એવું સાંભળ્યું છે કે **પ્રો૦ ભાણ્ડારકરે** તદ્દન બીજાં જ કારણો વડે જે સમય આપણે ઠરાવ્યો છે તે જ સમય નક્કી કર્યો છે. એમના કહેવામાં અને **કોન્ગુદેશરાજ્યકલના** વિશેની **ડૉ. બર્નેલની** ટીકામાં સહજ ફેર છે. પરંતુ **પ્રો૦ ભાણ્ડારકરનાં** પ્રસિદ્ધ કારણો જાણવાથી કંઇ પણ શંકા નહિ રહે એટલા જ વાસ્તે તે વિશે વધારે વિવેચન કરવાની જરૂર નથી.

રેવરન્ડ **બીલે ચીન** દેશના સાહિત્યનો ઇતિહાસ પ્રકટ કર્યો છે. **મિ. બીલના**[3] કહેવાથી જણાય છે કે—**ચીનમાં** **ચેનવંશ** ૫૫૭–૫૮૩ સુધી ચાલ્યો તે વંશમાં ઈશ્વરકૃષ્ણના **સાંખ્યકારિકા** ઉપર **ગૌડપાદના** ભાષ્યનું સંસ્કૃતમાંથી **ચીની** ભાષામાં ભાષાંતર થયું હતું. **કોલબ્રૂકના** કહેવા પ્રમાણે આ **ગૌડપાદ વેદના ઉપનિષદ્‌નો** પ્રસિદ્ધ ભાષ્યકાર હતો અને **શંકરાચાર્યના** ઉપદેશક **ગોવિન્દનો** પણ ગુરુ હતો. આ **ગોવિન્દનો** ગુરુ હતો પરંતુ **શંકરાચાર્યનો**[4] પોતાનો નહિ. **મિ. બીલના** કહેવામાં ભૂલ છે. **માંડૂક્યોપનિષદ્‌ના** **શંકરભાષ્યમાં**—જે **ઉપનિષદ્‌માં** **ગૌડપાદની** કારીકાના ભાષ્યનો સમાવેશ થાય છે તે ભાષ્યમાં **શંકરાચાર્ય**, **ગોવિન્દયતિના** ગુરુ **ગોડપાદને** **પરમગુરુ**[5] અને **પૂજ્યાભિપૂજ્ય** સંબોધીને પ્રણિપાત કર્યો છે. તે જ સમયના ગ્રંથકર્તાના પુસ્તકનું ભાષાંતર **ચીનનો** ભાષાન્તરકાર કરે એ સંભવિત નથી. ઇ. સ. ૫૭૦માંના અરસામાં થયેલા ભાષાન્તર અને **ગૌડપાદના** મૃત્યુની વચ્ચે કેટલોક કાલ ગયો હોવો જોઇએ. આ સમયે જો **ગોવિન્દ** યતિ ગુજરી ગયા ન હોય તો તેમના સુપ્રસિદ્ધ શિષ્ય **શંકરાચાર્યને** શિક્ષણ દેતા હોવા જોઇએ. આવી રીતે ગણત્રી કરતાં પણ **શંકરાચાર્યનો**

---

માક્ષ મૂલરના વિચારો કરતાં આ વિષયનાં સારાંશમાં જણાવેલા વિચારો કેટલા નિર્મળ છે એ વિષે અમે હિમ્મતથી વિચાર કરીએ છીએ. સરખાવો પિટરસનની કાદંબરીની પ્રસ્તાવના પૃષ્ઠ ૫૮.

૧ જુઓ શંકરવિજય, સર્ગ ૧૫, શ્લોક ૧૫૭; ઇડિયન એન્ટીકવેરી પુસ્તક ૧, પૃષ્ઠ ૨૯૯; પુસ્તક ૩, પૃષ્ઠ ૮૧.

૨ જ. બોમ્બે બ્રેંચ રા. એ. સો., પુસ્તક ૧૦, પૃષ્ઠ ૩૦; પુસ્તક ૧૧, પૃષ્ઠ ૨૮૦. હું ડા. બ્યુલરના વિચારો સાચા માનતો નથી, પણ કાંઇક વજનદાર તો છે. જુઓ વળી શ્રીહર્ષના સમય માટે જ. એ. સો. બી., પુસ્તક ૩૩, પૃષ્ઠ ૩૨૭. ડા. રાજેંદ્રલાલ, ડા. બ્યુલરના કરતાં મમ્મટનો સમય તદ્દન સ્વતંત્ર આધારથી સમજાવે છે.

૩ જ. રો. એ. સો., (N. S.) પુસ્તક ૧૨, પૃષ્ઠ ૩૫૫.

૪ નિબંધ, પહેલી આવૃત્તિ, પુસ્તક ૧, પૃષ્ઠ ૨૩૩; જ. એ. સો. બો., પુસ્તક ૨૦, પૃષ્ઠ ૪૦૩.

૫ જુઓ પૃષ્ઠ ૫૯૭, શંકર ગૌડપાદને બતાવે છે અને વળી બીજે ઠેકાણે માંડુક્યઉપનિષદ ઉપર આ બેમાંની કારિકાઓ ટાંકે છે. જુઓ શારીરિક ભાષ્ય, પૃષ્ઠ ૩૭૫ અને ૪૩૨; આ કારિકાઓ માંડૂક્યઉપનિષદ્‌ના પૃષ્ઠ ૩૮૪, ૪૧૯માં જણાય છે.

સમય ઇ. સ. ૫૯૦ થી આગળ ધારી શકાતો નથી. પ્રો. વિલસનની,[1] શંકરાચાર્યના સમય સંબંધી સૂચનાઓ ઉપર આધાર રાખી મિ. બીલે કંઈ પણ નિર્ણય કર્યો નથી. જે જે વિષય ઉપર તકરાર કરવામાં આવી છે તે જોતાં શંકરાચાર્ય છઠ્ઠા સૈકાની અન્તે થયા હોવા જોઈએ. એ નિર્ણય જોતાં મિ. બીલે આપેલો પુરાવો અમૂલ્ય થઇ પડે છે; અને શંકરાચાર્યનો સમય નક્કિ કરવામાં કોઇ પણ રીતનો વાંધો રહ્યો હોય એમ જણાતું નથી.

આપણા દેશના પ્રાચીન અને મધ્યકાલના ઈતિહાસ સંબંધી વિચારો શંકરાચાર્યના સમય ઉપર જણાવવાથી શી અસર થાય છે તેનું વધારે સૂચન કરવાનું આ સ્થળ નથી. આટલી વાત તો સિદ્ધ છે કે બૌદ્ધમાર્ગીઓને પીડવામાં શંકરાચાર્ય અથવા કુમારિલ ભટ્ટે કઈ પણ ભાગ લીધો ન હોતો. ડા. બર્નેલનો મત ન માનતા આ બન્ને નામ ન બતાવવાનું હુયાનત્સંગનું કારણ ખુલ્લું છે. આવી રીતે પીડા કરવામાં આ બન્નેમાંથી કોઈએ પણ ભાગ લીધો ન હોતો એમ માનીયે તો બૌદ્ધધર્મીને પીડા કરવાની વાત પણ મળતી નથી. કારણ કે આ ઐતિહાસીક બનાવ ન ગણાતાં બન્ને તત્ત્વજ્ઞાનઓની જીવનકથાઓમાંની એક ગણાય છે. આ વાતની સાબીતીમાં ડા. કર્ન ' મારી માતુશ્રી, ચક્રવાકી'ની[2] વાતની હારમાં આને મુકે છે. એ ખરૂં છે કે ડા. ફરગ્યુસન 'પીડાની વાતને માને છે અને હર્ષવર્ધનના[3] મૃત્યુસમયથી જ આ ઉપદ્રવ થવા માંડયો એમ જણાવે છે. અનુગ્રહ અને ક્ષમાની વૃત્તિમાંથી એકદમ પીડાકારવૃત્તિ થવાથી ઇતિહાસના સંબંધમાં હરકતો આવે છે. ડા. ફરગ્યુસનના[4] ગ્રંથમાં મળી આવતા પુરાવાથી અને અન્ય પુરાવાથી સિદ્ધ થાય છે કે તે સમયની ક્ષમાવૃત્તિ ઇ. સ. ૬૫૦ માં બંધ પડી નહોતી એટલું જ નહિ પણ તેરમા સૈકા સુધી એ જ વૃત્તિ રહિ હતી.[5] એટલી પીડનવૃત્તિ નહોતી એમ માની મ-ત્વાન-લીનનો હિંદુસ્થાનની સ્થિતિનો હેવાલ સહજ સમજાય છે. દંતકથા વિચારતાં તો તે અગમ્ય છે.—કે. ટી. તેલંગ, ઈંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૧, પૃષ્ઠ ૯૫.

---

## પૂર્ણવર્મા અને શંકરાચાર્ય.

સન ૧૮૮૪માં ઇંડિયન એંટીકવેરીમાં આપેલા વિષયમાં પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની શંકરાચાર્ય પૂર્ણવર્માના રાજ્યમાં થઈ ગયા એમ સિદ્ધ કરવાનો મેં પ્રયત્ન કર્યો છે; ચીનના પ્રખ્યાત પ્રવાસી હુયાનત્સંગે પૂર્ણવર્માને મગધના રાજ્યકર્તા તરીકે લેખ્યો છે. પૂર્ણવર્મા મોડામાં મોડો ઈ. સ. ૬ ઠ્ઠા સૈકાના અન્તમાં રાજ્ય કરતો હોવો જોઇએ અને તેટલા જ માટે શંકરાચાર્ય પણ તે જ અરસામાં થવા જોઇએ. તે જે કારણોથી આ નિર્ણય ઉપર આવ્યો હતો તે કારણો પણ એમાં મેં દર્શાવ્યાં છે. મુંબઈની સંસ્કૃત સાહિત્યમાલામાંના ગઉડવહો નામના સને ૧૮૮૭ માં લખાયેલા પુસ્તકમાંના ઉપોદ્ઘાતની[7] નોંધમાં મારા મિત્ર મિ. શંકર પાંડુરંગ પંડિતે શંકરાચાર્ય અને પૂર્ણવર્મા સમકાલિન હતા એવા મારા મતને સ્વીકાર્યો છે એટલું જ નહિં પણ ત્હેને અનુમોદન આપ્યું છે; પરંતુ મેં જે

---

૧ પ્રો. વિલસન મલયાલમના ચેરમાન પેરૂમાલને બતાવે છે. તેને માટે સીવેલકૃત દક્ષિણ હિંદુસ્થાનની વંશાવળી, પૃષ્ઠ ૫૫ અને ઈંડિયન એંટીક્વેરી જુઓ.

૨ બાર્થના હિંદુસ્થાનના ધર્મો, પૃષ્ઠ ૧૩૪ આ અભિપ્રાય ટાંકેલો છે તે જુઓ.

૩ જુઓ ફરગ્યુસનકૃત ઇંડિયન અને ઇસ્ટર્ન આર્કિટેક્ચર, પૃષ્ઠ ૧૫૮, ૨૦૯. ૨૧૯.

૪ જુઓ ફરગ્યુસનકૃત ઇંડિયન અને ઇસ્ટરન આર્કિટેક્ચર, પૃષ્ઠ ૬૯, ૧૨૭, ૧૩૨, ૧૬૧, ૧૬૩, ૩૧૯, ૪૪૮, ૪૫૪; વળી બર્નેલકૃત દક્ષિણ હિંદુસ્થાનના લેખ, પૃષ્ઠ ૪૬, ૧૧૧, ૧૧૪; કનીંગહામ—ભીલસા ટોપ્સ પૃષ્ઠ ૧૬૪, ૧૬૭.

૫ બુદ્ધિઝમની છેલી હયાતિ માટે છેલી ટીકામાં જે આધાર આપ્યા છે તે ઉપરાંત જે. એ. સો. બો., પુસ્તક ૧૭, પૃષ્ઠ ૫૯, ૪૯૮, ૪૯૯ અને કનિંગહામ, આ. સર્વે રિપોર્ટ, પુસ્તક ૧૬, પૃષ્ઠ ૪૯ માં છે.

૬ મુદ્રારાક્ષસ (મુંબઈની સંસ્કૃત સાહિત્યમાલા) માં એ નિબંધ પ્રકટ કર્યો છે.

૭ જુઓ આ વિષય પૂરેપૂરો આગળ આપેલો છે.

સમયમાં તેમને[1] મુક્યા છે તે સમય ખરો નથી એમ તેમનું કહેલું છે. જે વખતે મેં તે વિષય લખ્યો તે વખતે હુયાનથ્સંગના લખાણનો જોઇએ તેવો ઉપયોગ કરવાને શક્તિમાન્ નહોતો અને મ્હારા વિદ્વાન્ મિત્ર મિ. પી. બી. મહેતાએ કૃપા કરી જુલીઅનના હુયાનથ્સંગમાંથી કેટલાક ચૂંટી કહાડેલા ફકરાઓ સમજાવ્યા હતા તેમાંથી જે કાંઈ જ્ઞાન મળ્યું હતું ત્હેના ઉપર જ આધાર રાખવો પડયો હતો. મ્હારો નિબંધ પ્રસિદ્ધ થયો કે તરત જ મિ. બીલનું (Si-Yu-Ki) સી-યૂ-કી- *Buddhist Records of the Western World* નું ભાષાંતર ટ્રૂબનરે પ્રસિદ્ધ કર્યું. પરંતુ એના એ જ વિદ્વાને હુયાનથ્સંગનું ચરિત્ર લખ્યું છે એમ સાંભળીને પૂર્ણવર્મા અને શંકરાચાર્યના સમય નિરૂપણ કરવાની મારી ઇચ્છા હતી તે આ ગ્રંથ પ્રસિદ્ધ થાય ત્યારે કરવું ઉચિત છે એમ માની તે કાર્ય મુલતવી રાખ્યું. મુંબાઈમાં આ મહિનાની[2] શરૂઆતમાં આપણી પુસ્તકશાળામાં એ ગ્રંથ આવી ચુક્યો છે. પૂર્ણવર્માના સમય સંબંધે મિ. બીલનાં ત્રણ કીમતી પુસ્તકોના ઉપન્યાસ વિશે આ વખતે વિચાર કરવાને અને એની સહાયતાથી મ્હારા પૂર્વે કહેલા નિર્ણયો અને મિ. પંડિતની તેના ઉપરની ટીકાઓનું નિરૂપણ કરવાને ઈચ્છું છું.

આ વખતે પૂર્ણવર્મા વિશેના જ પ્રશ્ન શિવાય અન્ય ઉપર તકરાર કરવા માંગતો નથી. શંકરાચાર્ય સંબંધે હાલમાં કોઈ પણ પ્રમાણોપન્યાસ કરવાનો નથી અને એટલા જ માટે ઉપર જણાવેલી મિ. પંડિતની નોંધમાં તેમણે ઇ. સ. ૫૫૭ થી ૫૮૩[3] સુધી ચાલેલા ચેન વંશના સમયમાં ગૌડપાદની કારીકાનું ચીનાઈ ભાષામાં થયેલા ભાષાન્તર ઉપરથી બતાવેલા મ્હારા વિચારો ઉપર કંઈ પણ લક્ષ આપ્યું નથી એટલું કહિ શાંત રહિશ.

આજના વિષયને લાગુ પડતા હુયાનથ્સંગના ફકરાઓના બે વિભાગ થાય છે; એકમાં પૂર્ણવર્માના સંબંધના તમામ ફકરાનો સમાવેશ થાય છે અને અન્યમાં કર્ણસુવર્ણના રાજા શશાંક-જે પૂર્ણવર્માનો સમકાલિન હતો એમ દર્શાવ્યું છે-તેના સંબંધના ફકરાઓ છે. વિવાદ-વિષયમાં આનાથી કેટલું અજવાળું પડે છે તેનો વિચાર કર્યા પહેલાં પ્રથમ તો પહેલા વિભાગના ફકરાઓનો સંગ્રહ કરવો અનુકૂલ થઈ પડશે. સંભારી રાખવા લાયક વિવાદ-વસ્તુ આ છે-જે હુયાનથ્સંગના ચરિત્ર અને લખાણમાંથી આ ફકરાઓ ઉતાર્યા છે તે હુયાનથ્સંગના હિંદના પ્રવાસ પહેલાં કેટલા વખત ઉપર પૂર્ણવર્મા રાજ્ય કરતો હતો? *Buddhist Records of the Western World* તપાસતાં મિ. બીલના ભાષાંતરમાં પૂર્ણવર્મા વિશેનો પહેલો ફકરો નીચે પ્રમાણે છે:-અશોકના વખતમાં બુદ્ધ ગયામાં આવેલા બોધી વૃક્ષનો નાશ અને પુનઃસ્થાપન વિશે, અને બીજી વખત કેટલાંક વર્ષ પછી એ વૃક્ષનો શશાંકે નાશ કર્યો તે વિશે કેટલુંક કહિને હુયાનથ્સંગ કહે છે કે—(૧) કેટલાક માસ પછી અશોક રાજાના વંશના છેલ્લા મગધાધીશ પૂર્ણવર્માએ એ સાંભળીને નિશ્વાસ નાંખ્યો અને બોલ્યો કે-'જ્ઞાનનો સૂર્ય અસ્ત પામવાથી બુદ્ધ વૃક્ષ શિવાય હવે કાંઇ પણ અવશેષ રહ્યું નથી. તે પણ તેઓએ નષ્ટ કર્યું ત્યારે અધ્યાત્મ જીવન સાધન હવે શું છે?' પછી કષ્ટથી વ્યથિત થઈ પોતાનું શરીર ભૂમી સાથે અફાળ્યું, એક સહસ્ર ગાયના દૂધથી તે વૃક્ષમાં મૂળ ધોયાં તેથી એક રાત્રીમાં તે વૃક્ષનું પુનરૂજ્જીવન થયું અને ઉગીને દસ ફીટ ઊંચું ગયું. રખેને ત્હેને કોઈ કાપી નાંખે એ બીકથી તેની આગળપાછળ ચોવીશ ફીટ ઊંચી પથ્થરની ભીંત બાંધી દીધી. તેટલા માટે એ વૃક્ષની આગળપાછળ ૨૦ ફીટ ઊંચી[4] ભીંત છે. બુદ્ધિસ્ટ રેકર્ડસમાં પૂર્ણવર્મા વિશે મારા સાંભરવા પ્રમાણે એક બીજો ફકરો છે. (૨) એમાં એમ જણાવે છે કે-નાલંદ મઠની બહાર આવેલી બુદ્ધમૂર્તિના રક્ષણાર્થે પૂર્ણ-

૧ જુઓ પા. ૨૦૯-૨૨૫.

૨ ફેબ્રુવારી ઈ. સ. ૧૮૮૯ માં આ નિબંધ લખવો શરૂ કર્યો હતો.

૩ જે ગ્રંથનું પ્રો. મા. મૂલરે (*India: What it can teach us,* પા. ૩૬૦-૧) સૂચન કર્યું છે તે આ જ હશે તેની મ્હને પહેલાં ખબર નહોતી. મરહુમ પંડિત ભગવાનલાલે જણાવેલી નેપાળદંતકથામાં એમ જણાવ્યું છે કે શંકરાચાર્યે નેપાલની યાત્રા કરી હતી. ભગવાનલાલના કહેવા પ્રમાણે જે કૃષ્ણદેવવર્મા ૨૬૦ માં થયા તેના રાજ્યમાં બુદ્ધધર્મનું ખંડન કર્યું હતું.

૪ જુઓ પુસ્તક ૨, પૃષ્ઠ ૧૧૮.

૫ જુઓ પુસ્તક ૨, પૃષ્ઠ ૧૭૪.

વર્માએ પહેલાં છ કોઠાનો મંડપ કરાવ્યો હતો. હુયાનથ્સંગના જીવનચરિત્રમાં પણ નીચેના શબ્દોમાં એ જ કાર્યનું સૂચન છે. (૩) પુરાતન[1] કાલમાં આ કામ પૂર્ણવર્મા રાજાનું હતું. આજના વિષયને લાગુ પડે એવો એક[2] ફકરો એ ચરિત્રમાં છે. અને તે યષ્ટિવાનના જયસેન સંબંધે છે, (૪) એમાં જણાવ્યું છે કે-મગધાધિપતિ પૂર્ણવર્મા રાજા વિદ્વાનોને ઘણું સન્માન આપતો અને જયસેનના પોષણાર્થે મ્હોટા વીસ શહેરની ઉપજ આપી હતી પણ જયસેને તે સ્વીકારી નહોતી. ત્યારપછીની વાત આ પ્રમાણે છેઃ—પૂર્ણવર્માની ઉત્તરક્રિયા પછી શિલાદિત્યરાજે જયસેનને દેશનો અધિપતિ થવા આમંત્રણ કર્યું હતું અને ઓરીસાના એંશી શહેરની ઉપજ આપી હતી પણ જયસેને તે પણ લેવા ના પાડી હતી. એમાં એમ પણ જણાવે છે કે—તે વખતથી જયસેન હમેશાં યષ્ટિવાન પર્વત ઉપર રહેતો અને ઘણા શિષ્યો કર્યા હતા. આવી રીતે પૂર્ણવર્માના સંબંધના ચાર જુદા જુદા ફકરાઓ મિ. બીલના ભાષાંતરમાં છે અને બધાએ સાથે લેતાં તેમાંથી નીચેના નિર્ણય મળી આવે છે.

**પહેલો**—હુયાનથ્સંગ હિંદુસ્થાનની મુસાફરી માટે આવ્યો તે પહેલાં પૂર્ણવર્મા સ્વર્ગસ્થ થયેલો હતો. (ફકરો ૪ થો)

**બીજો**—હુયાનત્સંગની યાત્રા પહેલાં એટલે એટલા વખત ઉપર પૂર્ણવર્મા થવો જોઇએ કે હુયાનથ્સંગ પૂર્ણવર્માએ કરેલા કાર્યને પહેલાં અને પુરાતન કાલમાં થયાં એમ કહિ શકે. (ફકરા ૨-૩)

**ત્રીજો**—હુયાનથ્સંગ અને પૂર્ણવર્માની વચ્ચે એટલું અંતર હોવું જોઈએ કે જેથી બોધી વૃક્ષની આસપાસ બાંધેલી ભીંતની ઊંચાઈમાં જે ફેર પડયો છે તેનું કારણ સમજાઈ શકાય.

**ચોથો**—પૂર્ણવર્મા અને હુયાનથ્સંગની વચ્ચેનું અન્તર એટલું મોટું ન હોવું જોઈએ કે જયસેનના જીવનથી તે પરિમીત થાય. આ જયસેન હુયાનથ્સંગના વખતમાં હયાત હતો અને પૂર્ણવર્માના રાજ્યમાં એટલેઃ નામાંકિત થયો હતો કે તે રાજાએ તેને ૨૦ ગામોની ઉપજ આપવા માંડી હતી. (ફકરો ૪ થો.)

અહિં આપેલા નિર્ણયોમે મ્હારા પહેલાના નિબંધમાં આપેલા નિર્ણયો જોડે સરખાવતાં બન્નેમાં કાંઈ પણ વિરોધ હોય એમ મને લાગતું નથી. મહારા ગયા નિબંધમાં છેલ્લો એવો નિર્ણય હતો કે પૂર્ણવર્મા પ્રાયશઃ ઈ. સ. ૫૯૦માં થયો. અને જો યાદ કરીએ તો-જનરલ કનિંગહામની ગણના પ્રમાણે-હુયાનથ્સંગ ૬૩૭-૩૮[3] માં પૂર્ણવર્માના પશ્ચિમ મગધના રાજ્યમાં હતો. આ ઉપરથી હુયાનથ્સંગ અને પૂર્ણવર્મા વચ્ચે પચાશ વર્ષનું અન્તર હતું એમ જણાય છે. એટલું તો હું હિમ્મતથી કહિ શકું કે આ અન્તર ઉપર કહેલા ચોથા કારણ—નિર્ણય, તરફ જોતાં એટલું બધું મહોટું નથી તેમ જ પહેલાં ત્રણ જોતાં બહુ નાનું પણ નથી.

મ્હારા ગયા નિબંધમાં આપેલી દલીલ અને મિ. પંડિતની ટીકાઓ વિશે હવે વિચાર કરીયે. એ પ્રથમ એવી તકરાર ઉઠાવે છે[4] કે, "હુયાનથ્સંગ * * * પોતે પૂર્ણવર્માની મુલાકાતે ગયો એમ નથી જણાવતો તો પણ આટલા[5] ઉપરથી એમ સિદ્ધ થતું નથી કે એ એ વખતે હયાત ન હોતો.

૧ બીલકૃત હુયાનથ્સંગ ચરિત, પા. ૧૧૯.

૨ સદર પૃષ્ઠ ૧૫૩.

૩ મિ. પંડિતે આ સાલનો સ્વીકાર કર્યો છે. જુઓ પા. ૨૧૯. જુઓ વળી કનિંગહામની પ્રાચીન ભૂગોળ, પા. ૫૬૫.

૪ પૃષ્ઠ ૨૧૯.

૫ 'અશોકના વંશજનો છેલ્લો' આ વાકય જેના ઉપર મેં આધાર રાખ્યો હતો તે વાકયના અર્થ વિશે મિ. પંડિતે બરોબર વિચાર કર્યો નથી. આ વિષે જુઓ જનરલ કનિંગહામની ટીકા—આર્કિયોલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૧૫, પૃષ્ઠ ૧૬૪. જુઓ વળી પૃષ્ઠ ૧૬૫-૬. મૌખરી અને મૌર્યની સાયુજ્યતા વિશે કનિંગહામના વિચાર શંકાસ્પદ છે. કનિંગહામના કહેવા પ્રમાણે જો પૂર્ણવર્મા મૌખરી હોય તો અને મૌખરી—સ્પષ્ટ છે—ક્ષત્રિય હોય તો પૂર્ણવર્મા અશોકનો વંશજ કદી પણ હોઈ શકે નહિ. એ સંભવિત છે કે હુયાનથ્સંગના વખતમાં બુદ્ધદંતકથાએ નાતની દરકાર ન રાખતાં પ્રાચીન બુદ્ધદંતકથામાં જે વંશ મોટો હતો તે વંશનો પૂર્ણવર્માને ગણી તેને મહાનપદવી આપી હોય.

નિયમ પ્રમાણે હુયાનથ્સંગ જે જે મુલકમાં જાય છે તે તે મુલકના બધા રાજાની મુલાકાત લેતો નથી અને જો તેમની લે છે તો દરેકનું નામ આપતો નથી." પંડિતે આ પછી કેટલાક રાજાનાં નામ આપ્યાં છે જેના મુલક હુયાનથ્સંગે જોયા છે પણ જેનાં નામ હુયાનથ્સંગે પોતે આપ્યાં નથી. વાત કબુલ કરવા જેવી છે પણ એમાં એવું કાંઈ પણ જોતો નથી કે જે મારી દલીલ સામે કાંઈ પણ અસર કરી શકે. આ દલીલ ૧૮૮૪ માં કહેલા શબ્દોમાં ફરીથી નીચે કહું છું. મેં કહ્યું છે કે "હુયાનથ્સંગ પૂર્ણવર્માને અશોક વંશનો છેલ્લો વંશજ ગણે છે અને એને પોતાને અથવા એના વંશજને મળવાનો એણે કાંઈ પણ યત્ન કર્યો હતો એમ જણાતું નથી. આ ઉપરથી હું એવા અનુમાન ઉપર આવું છું કે–જ્યારે હુયાનથ્સંગે પૂર્ણવર્મા વિષે કંઈ પણ સાંભળ્યું તે પહેલાં પૂર્ણવર્મા ગત થયો હોવો જોઈએ. જો હુયાનથ્સંગ દેશમાં હોય અને પૂર્ણવર્મા હયાત હોય તો હુયાનથ્સંગ પૂર્ણવર્માને મળવા વિષેની અથવા મુલાકાતની કંઈ પણ નોંધ કરવી ભૂલી જાય તે મ્હને તો વિચિત્ર લાગે છે. અને જ્યારે આ મુલાકાતનું કંઈ પણ સૂચન એ કરતો નથી અને પૂર્ણવર્માને અશોક વંશનો છેલ્લો રાજા હતો એટલું જ કહે છે ત્યારે હું એવું અનુમાન કરૂંછું કે પૂર્ણવર્માને ગુજરી ગયે ઘણો[1] વખત થયો હોવો જોઈએ અને એનું રાજ્ય અન્ય સત્તાધીષ[2] રાજાના કબજામાં હોવું જોઇએ. જેના ઉપર મિ. પંડિત એટલું બધું વૃજન મુકે છે તેવા નામના લોપ સંબંધે આમાંથી કંઈ પણ જણાતું નથી. પરંતુ આ દલીલનું વધારે વિવેચન કરવુ જરૂરનું નથી. મારા નિર્ણયની સત્યતા–જેને વિશે મિ. પંડિત વાંધો ઉઠાવે છે તે–ઉપર આપેલા ચોથા ફકરામાંના "પૂર્ણવર્માની ઉત્તર ક્રિયા" આ શબ્દોથી સિદ્ધ થાય છે.

મિ. પંડિતની બીજી તકરાર એ છે કે–જો કે પૂર્ણવર્મા ઈ. સ. ૬૩૭–૩૮ માં હયાત નહોતો તો પણ એને છેક છઠ્ઠા સૈકાના અન્તમાં મુકવો એ કંઈ જરૂરનું નથી. એણે ઇ. સ. ૬૦૦–૩૫ માં અથવા તો છઠ્ઠા સૈકાના અન્તમાં પણ રાજ્ય કર્યું હોય. મ્હારા પ્હેલા નિબંધમાં કહ્યું નથી તેમ જ હાલ પણ કહેતો નથી કે જનરલ કનિંગહામની આપેલી સાલ–જે મેં કબુલી રાખી હતી–તે જરૂરની હતી. 'સત્ય હોય એમ સંભવે છે' અને 'અનુમાન થઈ શકે' આ બે વાક્યો તે સમયને અનુસરીને વાપર્યાં હતાં. પણ હવે ઉપર કેટલા ફકરા જોતાં અને મુખ્યત્વે કરી બીજો અને ત્રીજો ફકરો જોતાં મ્હારા પ્હેલા નિબંધના કરતાં આમાં એ સમયને વધારે દૃઢતાથી વળગી રહું છું. જો મિ. પંડિતના કહેવા પ્રમાણે પૂર્ણવર્મા ઈ. સ. ૬૩૫માં[3] હયાત હોય તો હું સમજી શકતો નથી કે ૬૩૭–૩૮ માં હુયાનથ્સંગ પૂર્ણવર્માના મંડપના સ્થાપનને પુરાતન કાલમાં થયો એમ કેમ કહિ શકે?

---

૧ બીજો વિચાર કરતાં 'ઘણો વખત' આ શબ્દનો ઉપયોગ આ પુરાવાથી ખરો છે એમ માનવું એ સંદેહની વાત છે. મૂળમાં આવેલા એક જૂદા ફકરામાં (જુઓ. પા. ૨૨૦,–૨૨૩) મિ. પંડિત કહે છે કે "હુયાનથ્સંગની યાત્રા પહેલાં જ શશાંક અને પૂર્ણવર્મા બન્ને મૃત્યુ પામ્યા હતા એ વાત સત્ય છે પણ પૃષ્ઠ ૨૨૩ માં એ કહે છે કે ઘણું કરીને પૂર્ણવર્મા એના પ્રવાસ વખતે હયાત નહોતો."

૨ ઉપર કહેલી બાબત માટે આ માત્ર સૂચના જ હતી. ભગવાનલાલના નેપાલના લેખમાંથી કેટલેક દરજ્જે આ વાતને ટેકો મળે છે. એ લેખ ઉપરથી જણાય છે કે કનુજના હર્ષવર્ધનના વખતમાં આદિત્યસેન મગધાધિપતિ હતો. જે જયદેવે હર્ષની પુત્રી જોડે લગ્ન કર્યું હતું તે જયદેવનો આદિત્યસેન પ્રપિતામહ હતો. આ ઉપરથી સહજ નિર્ણય લાવી શકિયે કે હર્ષના રાજ્યના થોડાક વખત ઉપર મગધનું રાજ્ય વર્માના હાથમાંથી આદિત્યસેનના વંશના હાથમાં આવ્યું? પણ અહિં મ્હારે જણાવવું જ જોઇએ કે આદિત્યસેનનો સમય જેમ અહિં બતાવ્યો છે તેમ–નક્કી કર્યો નથી. જુઓ ભગવાનલાલ, ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૩, પૃષ્ઠ ૪૨૦ અને કનિંગહામકૃત આર્કિ. સર્વે રિપોર્ટ, પું. ૧૫, પૃષ્ઠ ૧૬૩, એમાં જે સર્ગપણ જણાવ્યું છે તેમાં વાંધો છે–જુઓ ઇંડિયન એંટીકવેરી, પુ. ૧૦, પૃષ્ઠ ૧૯૩. આ સમય વિશે મારે જે જે હરકતો છે તે આ છે–જો હર્ષ ઇ. સ. ૬૫૦ માં મૃત્યુ પામ્યો હોય તો તેનો જમાઈ ઈ. સ. ૭૬૦માં હયાત હોય એ સંભવતું નથી. અને જો હર્ષનો જમાઇ જયદેવનો પ્રપિતામહ આદિત્યસેન હોય તો તે ઈ. સ. ૬૭૦–૬૯૦ માં ભાગ્યે જ થયો હોય. આ મર્યાદા માત્ર હર્ષના મૃત્યુ પછી વીશ વર્ષની છે. એ યાદ રાખવાનું છે કે નેપાલના લેખમાં તેમ જ જે કંઈ અન્ય સાધનો મળે છે તેમાં એવું અનુમાન કર્યું નથી કે આદિત્યસેન જે વંશે મગધાધિપતીનું ઉપનામ મેળવ્યું તેનો પ્હેલો રાજા હતો. પણ આ પ્રશ્નનો સહજમાં નિર્ણય થાય એમ એ પ્રશ્ન પૂર્ણ થયો નથી. અહિં આપેલી હરકતનું કાંઈ પણ સૂચન આપ્યા વગર મિ. પંડિતે આદિત્યસેનનો સમય સૂચવ્યો છે. (જુઓ પૃષ્ઠ ૨૧૫–૬.)

૩ જુઓ આર્કિયાલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૧૫, પૃષ્ઠ ૧૬૬.

**મિ. પંડિત** હ્યુયાનથ્સંગના પોતાના પૂર્ણવર્મા વિશેના વિચારો વિશે વિચાર કરે છે. હાલમાં માત્ર ઉપર કહેલા પ્રથમના વિભાગમાં જે વિશે સૂચનાઓ છે તે વિશે યથાસ્થિત વિચાર કરીશ. આમાંથી પહેલું જેને વિશે **મિ. પંડિતે** વિચાર કર્યો છે તેનો સમાવેશ પહેલા ફકરામાં થાય છે. જુલિયનના ફ્રેન્ચ ઉપરથી **મિ. પંડિત** અને **બીલના** ભાષાંતરમાં ઘણો તફાવત છે. **મિ. બીલનું** લખાણ ઉપર આપ્યું છે એને બદલે **મિ. પંડિત** નીચે પ્રમાણે કહે છે. "આ જે બોધી વૃક્ષનું, એ વૃક્ષ કરતાં ૨૦ ફીટ ઊંચી પથ્થરની ભીંતથી રક્ષણ કર્યું છે તેનું કારણ એ છે." આના ઉપર ટીકા કરતાં **મિ. પંડિત** કહે છે કે-જે વખતે હ્યુયાનથ્સંગે લખ્યું તે વખતે વૃક્ષ માત્ર ચાર ફીટ ઊંચું હતું એટલા માટે તે વૃક્ષ માત્ર ત્રણ વા ચાર વર્ષ કરતાં વધારે મહોટું નહિ હોય. અને જો આમ હોય તો પૂર્ણવર્મા જેણે એ વૃક્ષ રોપ્યું હતું......તે હ્યુયાનથ્સંગે લખ્યું તે પહેલાં બે ત્રણ વર્ષ ઉપર હયાત હોવો જોઈએ. આવી રીતે કરેલું અનુમાન જરૂરનું નથી એ વાતનો પરિત્યાગ કરતાં એટલું તો ખુલ્લું છે કે આપણા પક્ષ ઉપર નિઃશંક રીતે આધાર રાખી શકાય એમ નથી. **મિ. પંડિતે** કરેલા જુલિયનના ભાષાન્તરનો અર્થ[1] ખરો છે એમ ધારીએ તો પણ એટલું તો સહજ જણાય એમ છે કે જુલિયનનું ભાષાન્તર **મિ. બીલના** ભાષાન્તરથી તદ્દન ભિન્ન છે. અને અલબત્ત આ તફાવતને લીધે જુદા જુદા ભાષાન્તર ઉપર અનુમાન બાંધવાનો વિચાર હાલમાં કરવાનો નથી.

બીજો ફકરો જેના ઉપર **મિ. પંડિત** આધાર રાખે છે તે ચોથો ફકરો છે. એ ઉપરથી એના વિચાર પ્રમાણે એમ સાબિત થાય છે કે ઉપર કહ્યા પ્રમાણે હ્યુયાનથ્સંગ મગધમાં હતો તે પહેલાં થોડાક વખત એટલે બે કે ત્રણ વર્ષ પહેલાં ગુજરી ગયો હશે. આ નિર્ણયની સાબીતિ નીચે પ્રમાણે છેઃ—૬૦૭ પછીના કેટલાક વર્ષ સુધી એટલે ઈ. સ. ૬૩૭ સુધી શિલાદિત્ય ઓરીસાના એંશી ગામની ઉપજ આપી શકે એમ નુહોતો કારણ કે એ હિંદુસ્થાનનો સત્તાધીશ રાજા એ સમય[2] સુધી થઈ શક્યો નુહોતો. ગમે તેમ હોય તો પણ હર્ષવર્ધન જેના પિતા અને ભાઈ થાણેશ્વરમાં રાજ્ય કરતા હતા તેમને તાબે યમુનાની દક્ષિણે એકે પ્રદેશ હોય એમ જણાતું નથી અને પડોશના રાજ્ય ઉપર કોઈપણ રીતની અસર કરતાં છ વર્ષ લાગ્યાં હતાં-તે હર્ષવર્ધને ઓરીસાનું રાજ્ય વ્હેલામાં વ્હેલું ઇ. સ. ૬૧૩ પહેલાં લીધું નહિ હોય. જો કે હમણાં કહેલાં સાધારણ કારણો વિષે જૂદો મત દર્શાવાય એમ છે છતાં અહિં આપેલા છેલ્લા સિદ્ધાન્તના પહેલા ભાગની સંભાવ્યતા કબુલ કરવા નિર્ણયને પહેલે જ પગલે અટકું છું. **મિ. પંડિત** પછી કહે છે કે-ઓછામાં ઓછું એ વર્ષ સુધી તો પૂર્ણવર્મા રાજ્ય કરતો હતો એ સારી રીતે ધારી શકાય એમ છે. અહિં મારે કબુલ કરવું પડે છે કે **મિ. પંડિત** શું કહેવા માગે છે તે સમજી શકતો નથી. હું જાણતો નથી કે કનોજના શિલાદિત્યની ઓરીસાની જીતથી મગધના પૂર્ણવર્માના રાજ્ય-વર્ષનું પરિમાણ શી રીતે થઈ શકે છે અને 'પૂર્ણવર્માના મૃત્યુ પછી' હ્યુયાનથ્સંગના આવા અપરિચ્છિન્ન વાક્યથી આવું અનુમાન લાવી શકાય એમ પણ નથી. **મિ. પંડિત** વધારામાં કહે છે કે-સંભવ માત્ર એટલો છે કે તે (પૂર્ણવર્મા) ઘણા વર્ષ પછી એટલે ૬૩૫મા વર્ષ સુધી રાજ્ય કરતો હતો કારણ જ્યારે હ્યુયાનથ્સંગે ઇ. સ. ૬૪૩ના વર્ષના અન્તમાં

---

૧ ડા. આર. મિત્ર (બુદ્ધ ગયા, પૃષ્ઠ ૭૯), મિ. પંડિતના કરતાં જુદી જ રીતે જૂલિયન ભાષાન્તર કરે છે અને એ પ્રમાણે જૂલિયન અને બીલનો અર્થ એક જ થાય છે (આ. સ. રિ. પુ. ૩, પૃષ્ઠ ૮૦-૧.) જનરલ કનિંગહામ કહે છે કે હ્યુયાનથ્સંગ પોતાના પ્રવાસ વખતે (ઇ. સ. ૬૩૭) એ વૃક્ષ ચાળીસથી પચાસ ફીટ ઊંચું હતું એમ જણાવે છે, જૂલિયનના ગ્રન્થમાંથી કનિંગહામે આ બિના લીધી હોય એમ જણાય છે. મિ. બીલના ભાષાન્તરમાં (પુ. ૨, પૃષ્ઠ ૧૧૬) પણ એમ જ જણાવ્યું છે. વૃક્ષ માત્ર ચાર ફીટ જ ઊંચું હતું એમ જ્યારે મિ. પંડિત કહે છે ત્યારે એ ખુલ્લું છે કે મિ. પંડિતનું ભાષાન્તર ખોટું છે. જનરલ કનિંગહામના કહેવા પ્રમાણે વૃક્ષનો નાશ ઇ. સ. ૬૦૦ માં થયો અને પૂર્ણવર્માએ એનો પુનરોદ્ધાર ૬૧૦ માં કર્યો. આમ કરવામાં "હ્યુયાનથ્સંગ-નાશ પછી થોડાક માસ પછી-પણ દશ વર્ષ પછી નહિ-પુનરોદ્ધાર થયો એમ કહે છે" એ વાત ભૂલી ગયા હોય એમ દીસે છે. (જુઓ બીલકૃત રેકર્ડસ, પુ. ૨, પૃષ્ઠ ૧૧૮.).

૨ (રેકર્ડ, પુ. ૨, પૃષ્ઠ ૨૧૩) હ્યુયાનથ્સંગ. સી૫. કહે છે કે-"છ વર્ષ પછી પાંચ Indies-ઇંડીઝ જીત્યા." આમાં ઓરીસાનો સમાવેશ થાય છે. (જુઓ કનિંગહામની પ્રાચીન ભૂગોળ, પૃષ્ઠ ૧૨) એના ઉપર જીત મેળવી હતી પણ પંડિતના કહેવા પ્રમાણે પડોશીઓ ઉપર માત્ર સજડ અસર કરી હતી એમ નહિ. પા. ૨૨૪.

હિંદુસ્થાન છોડયું ત્યારે શાસ્ત્રી હયાત હતા અને શિક્ષક તરીકે સાહિત્ય વિષયમાં પુર જોશમાં હતા. એમ પણ કહી શકું છું કે આ નિર્ણય સપ્રમાણ નથી. જે શાસ્ત્રીનું પૂર્ણવર્માએ સન્માન કર્યું હતું તે શાસ્ત્રી ઇ. સ. ૬૪૩માં હતા એમ માનતાં અને સાહિત્ય સંબંધે પૂર જોશમાં હતા એમ માનતાં એમ નથી લાગતું કે પૂર્ણવર્મા પોતે ઇ. સ. ૬૩૫ સુધી હયાત હતો. અર્વાચિન ઈંગ્રેજી ઇતિહાસમાંથી આને મળતો એક દાખલો લઈએ. જો કે Southey-સાઉધીને ત્રીજા જ્યાર્જના વખતમાં ખ્યાતિ મળી હતી છતાં ચોથા જ્યોર્જ અને વિલ્યિમના વખતમાં પણ સાહિત્ય વિષયમાં સાઉધી પૂર્ણ જોશમાં હતો; તેમ જ મહારાણી વિક્ટોરિયાના વખતમાં થોડોક સમય હતો. વિશેષમાં બીજી વાત પણ લક્ષમાં રાખવાની છે. ખરેખર હુયાનથ્સંગના ચરિત્રમાં જણાવ્યું છે કે પ્રવાસીએ જયસેન શાસ્ત્રી જોડે બે વર્ષ ગાળ્યાં હતાં; અને આ બે વર્ષ ઈ. સ. ૬૪૩-૪૪ માંના અથવા તો પ્રો. માક્ષ મૂલરની ગણના[1] પ્રમાણે આશરે ૬૪૦ના અરસાનાં હશે. પરંતુ *Buddhist Records of the Western World*માં હુયાનથ્સંગ પોતે કહે છે કે-'થોડાક વખત ઉપર યષ્ટિવનમાં પશ્ચિમ હિંદુસ્થાનનો[2] જયસેન નામનો એક ક્ષત્રિય ઉપાસક રહેતો હતો.' આ હકીકત ઉપરથી જણાય છે કે *Records*માંના ફકરામાં કહેલો જયસેન અને ઉપર જણાવેલા ચરિત્રમાંનો જયસેન તે એક જ છે. *Records*માં એના વિશે વધારામાં કહ્યું છે કે-જો કે તે આશરે સિત્તેર વર્ષનો હતો છતાં પોતાના શિષ્યોની સાથે ખંતથી અને જરા પણ અટક્યા વગર વાંચી શકતો; તેમ જ જ્યારે તે સો વર્ષની વયનો થયો તે પછી પણ તેનું તન તેમજ મન મજબુત અને ઘણાં ઉત્સાહી[3] હતાં. હુયાનથ્સંગના[4] ચરિત્ર તરફ નજર કરતાં એમાંથી માલમ પડે છે કે જયસેન 'યુવાનની પેઠે અધ્યયનમાં તલ્લીન હતો.' આ બધા ફકરાને સાથે લેતાં શું પરિણામ આવે છે? એ તો સ્પષ્ટ છે કે જયસેન દીર્ઘાયુ હતો અને સાહિત્ય સંબંધનો ઉત્સાહી યુવાવસ્થામાંથી જ હતો. અને તે ઉત્સાહ સિત્તેર વા સો વર્ષનો થયો ત્યાં સુધી એવો ને એવો જ રહ્યો હતો. જે વિષયના સંબંધમાં બેઉ ગ્રન્થમાં આપેલી હકીકતને સરખાવતાં દોષ માલમ પડે છે તે વિષયને ક્ષણવાર બાજુ ઉપર મુકતાં અત્ર આણેલા નિર્ણયમાં વાંધો આવે એમ નથી. અને જો એમ હોય તો એ ઉપરથી એમ પણ જણાય છે કે ઉપર જણાવેલી મિ. પંડિતની દલીલ જો કે ન્યાયતઃ ઉપપન્ન હોય તો પણ ઉપન્યાસની અપૂર્ણ સત્યતાને લીધે ખરી છે એમ મનાય નહિ. કારણ ઈ. સ. ૬૪૩માં જયસેન સિત્તેર વર્ષનો હોય તો માલમ પડશે કે મિ. પંડિતની દલીલને સારી રીતે લાગુ પડે એવી રીતે આ ઉપન્યાસ હું જણાવું છું-જે રાજાનો-રાજ્યનો અન્ત કહો કે ઈ. સ. ૬૦૦ની પહેલાં આવ્યો તેણે અથવા તો જે રાજાએ ઈ. સ. ૬૦૭-૫૦ની વચમાં રાજ્ય કર્યું તેણે એનું સન્માન કર્યું એ વાત કોઈ પણ રીતે અસંભવિત લાગતી નથી. જયસેન શાસ્ત્રીના સંબંધનો ફકરો-જેના ઉપર મિ. પંડિતનો આધાર છે-તે ફકરો 'પૂર્ણવર્મા ઈ. સ. ૬૩૫ના અરસામાં હયાત હતો એમ સાબીત કરે છે.' આવો મિ. પંડિતનો વિવાદ કોઈ પણ રીતે હું સ્વીકારતો નથી. તેટલા માટે અન્યૂન પરિણામ તો એ જ છે કે દલીલના એક ભાગ તરફ વિચાર કરતાં સગવડને માટે હુયાનથ્સંગમાંના ફકરાઓમાંથી પૂર્ણવર્માના સંબંધી ફકરાઓનો સંગ્રહ કરીને તેમાંથી તારવી કાઢેલા સિદ્ધાન્તોમાંના પહેલા અને બીજા સિદ્ધાંત ઉપરથી આ પ્રશ્નનો નિર્ણય લાવવો જોઈએ.

બીજો સંગ્રહ-જેને શશાંક સંગ્રહ કહી શકીએ તે તપાસિયે. પહેલાં બુદ્ધ રેકર્ડસ તપાસતાં (૧) પહેલા સંગ્રહમાં પહેલો ફકરો છે. આમાં થોડાક સમય ઉપરના બોધી વૃક્ષના નાશનું સૂચન છે. (૨) જેના ઉપર તથાગત ચાલ્યો હતો તે મોટા પથ્થરને લગતો પણ ફકરો છે, એને વિશે એમ કહેવામાં આવે છે કે જ્યારે થોડાક વખત ઉપર બુદ્ધધર્મનો પરાવભવ કરી નાશ કરતો હતો

૧ સરખાવો કનિંગહામ, પ્રા. ભૂગોળ, પૃષ્ઠ ૫૬૬-૫૭૦ અને માક્ષ મૂલરકૃત ઇંડિયાઃ આપણને તે શું શિખવે છે, પૃષ્ઠ ૨૮૬. જન. કનિંગ. ની દલીલ, પૃષ્ઠ ૫૭૦ અહિં આપેલી બીના ઈ. સ. ૬૩૮ માં મુકે છે.

૨ પુ. ૨, પૃષ્ઠ ૧૪૫. મ્હને એમ લાગે છે કે ચરિત કરતાં રેકર્ડસ વધારે વિશ્વસનીય છે કારણ રેકર્ડસમાં હુયાનથ્સંગની પોતાની ઉકિતઓ છે ત્યારે ચરિતમાં બીજાની છે, અને ચરિતનો આધાર હુયાનથ્સંગની ટીકા અને અન્ય સાધનો ઉપર છે. જુઓ બીલ કૃત ચરિત, પૃષ્ઠ ૯-૧૦.

૩ જુઓ પુ. ૨, પૃષ્ઠ ૧૪૭.

૪ પૃષ્ઠ ૧૫૩.

ત્યારે શશાંકરાજ જે સ્થળે તે પથ્થર છે તે સ્થળે પવિત્ર ચિન્હ નષ્ટ[1] કરવાની ઇચ્છાએ આવ્યો. (૩) ત્રીજું જે બુદ્ધની મૂર્તિ શશાંકે દૂર કરાવી હતી અને જેને બદલે મહેશ્વરની મૂર્તિને મુકવાનો હુકમ કર્યો હતો તે મૂર્તિને લગતો પણ એક ફકરો છે. જે અધિકારીને આ હુકમ આપવામાં આવ્યો હતો તેણે મૂર્તિને ખસેડવાને બદલે બુદ્ધની આગળ ઇંટની ભીંત ચણાવી લીધી અને મૂર્તિની સાથે એક બળતો દિવો રાખ્યો. આપણા વાંચવામાં આવ્યું છે કે શશાંકના મૃત્યુ પછી તે ભીંત પાડી નાંખવામાં આવી. 'જો કે ઘણા દિવસ થઈ ગયા હતા છતાં દિવો એમને એમ ઓલાયા વગર[2] બળતો હતો.' આગળ એક (૪) ફકરામાં[3] આચાર્યના મતવાળાનું પણ સૂચન છે. એને માટે હુયાનથ્સંગ કહે છે કે–'બુદ્ધધર્મનો શશાંકરાજે નાશ કર્યા પછી પુરોહિત વર્ગને છુટો પાડવામાં આવ્યો હતો અને કેટલાક વર્ષ સુધી એમને કહાડી મુકયા હતા, તો પણ બ્રાહ્મણો તેમને વાસ્તે સારી કાળજી રાખતા હતા.' અને (૫) છેવટે *Records*માં હર્ષવર્ધનના ભાઈ રાજવર્ધનનું શશાંકે કરેલું ખુન તેમ જ બુદ્ધધર્મના[4] નાશના સંબંધનનો ફકરો છે. હુયાનથ્સંગના ચરિત્રમાં (૬) પૂર્વ હિંદુસ્થાનના કુમારરાજે–પણ જેમ અસાવધપણાથી મિ. પંડિત કહે છે તેમ નહિ કે હર્ષવર્ધને–નાલંદના શિલભદ્રને જે સંદેશો મોકલ્યો હતો તેનું સૂચન છે. એમાં કહ્યું છે કે–"થોડાક વખત ઉપર શશાંકરાજ ધર્મનું ખંડન કરે એવો હતો અને એણે બોધી વૃક્ષનું મૂળમાંથી છેદન કર્યું હતું. હે આચાર્ય, આપનું એમ ધારવું છે કે આપના શિષ્યમાં એ શક્તિ નથી?[5]" આ સર્વ ફકરા મળીને ઉપર કહેલો બીજો સંગ્રહ થાય છે. એના ઉપરથી શો નિશ્ચય થાય છે? જેને વિશે ચર્ચા ચાલે છે તે પહેલા બે ફકરામાં થોડા સમય ઉપર અને થોડાક વખત ઉપર આ બે વાકયો જે સંબંધમાં વપરાયાં છે તે રીતે વાંચતાં જે સમયમાં શશાંક થયો તે સમયને લગતો કોઈ પણ નિશ્ચય લાવી શકે એવી રીતે સહાયભૂત થાય એમ નથી. એમાં પહેલાં તો અશોકના વખતના બનાવોનું સૂચન છે–આ બનાવ હુયાનથ્સંગની પહેલાં ૮ મા સૈકા ઉપર બનેલો છે–અને પછી 'થોડાક વખત ઉપર' શશાંકે કરેલાં સુકૃત્યો અથવા દુષ્કૃત્યોનું સૂચન છે. હુયાનથ્સંગની યાત્રાની પહેલાનો અડધો વા આખો સૈકો એટલે સુધી લઈ શકાય કે હું ખાત્રીથી કહી શકું છું કે આઠ સૈકાના બનાવોની સાથે સરખાવતાં તે સમય આધુનિક સમય તેમજ અપ્રાચીન[6] કહી શકાય.

---

૧ પુ. ૨, પૃષ્ઠ ૯૧.

૨ પુ. ૨, પૃષ્ઠ ૧૨૧–૨.

૩ પુ. ૨, પૃષ્ઠ ૪૨. આખો ફકરો એમ બતાવી આપે છે કે એકલા આચાર્ય નહિ પણ તેમના અનુયાયીઓ પણ–જો કે શશાંક રાજાના હુમલા સામે ટકી શકયા તો પણ–હુયાનથ્સંગ તે ગામની યાત્રાએ આવ્યો ત્યાં સુધી હયાત રહિ શકે નહિ. કારણ હુયાનથ્સંગ બન્ને જુના વખતમાં હતા એમ કહે છે અને ઘરને 'પ્રસિદ્ધ આચાર્યનું ઘર' (વંશ–અનુયાયીઓ) એમ કહિ વર્ણવતો નથી.

૪ પુ. ૧, પૃષ્ઠ ૨૧૧–૨.

૫ પૃષ્ઠ ૧૭૧.

૬ હુયાનથ્સંગના બીજા ફકરા ઉપર મિ. પંડિત આધાર રાખે છે તેમાં પણ હર્ષવર્ધનને લગતા "થોડાક વખત ઉપર" એ વાકય છે. એ ફકરો બીલકૃત ચરિત, પૃષ્ઠ ૧૮૩ મે છે. પ્રસ્તુત પ્રશ્નને કંઈ પણ સંબંધ નથી. "થોડાક વખત ઉપર" એટલે પાંચ વર્ષ અથવા એવા કેટલાક કાલને લાગુ પડી શકે છે. પ્રશ્ન એ નથી કે એ વાકયમાંથી કેટલી ટૂંકી મુદત નિકળે છે પણ વધારેમાં વધારે કેટલી મુદત આવે છે એ છે. નં. ૬ શિવાયનાં બધા ફકરામાં એ નોંધ કરવા જેવું છે કે "થોડાક વખત ઉપર" એ વાકય જુના વખતમાં એની વિરુદ્ધમાં છે. જુઓ બીલ કૃત ચરિત, પૃષ્ઠ ૧૮૧. બુદ્ધ ઇતિહાસના વખતમાં જે બનાવ બન્યા તેનાથી તદ્દન જુદા જ હાલના બનાવ બન્યા એમ આ વાકય બતાવવા માંગે છે કે શું? પ્રો. માક્ષ મૂલરકૃત ઇંડિયા: આપણને તે શું શિખવે છે, પૃષ્ઠ ૨૮૭, ટીકા ૬ એ વાકયનો હવાલો આપે છે પણ એનો ચોકસ અર્થ જણાવતા નથી. મિ. પંડિતની આ સૂચનાની વિરુદ્ધમાં હુયાનથ્સંગના કેટલાક ફકરા જેમાં 'પહેલાં' અથવા 'જુના વખતમાં' એ વાકયો વાપર્યા છે તે બતાવું છું. જુઓ બીલ કૃત *Records*માંના બીજા વિષયો, પુ. ૨, પૃષ્ઠ ૧૦, ૧૩, ૨૬, ૧૦૩, ૧૧૩, ૧૧૬. જેટલા બનાવોનાં ત્યાં વર્ણન છે તે બુદ્ધના ઉદ્યોગના વખતમાં અથવા તો નિર્વાણ પછી તરતના જ બનાવોનાં છે. આ ફકરાઓ ઉપરથી એમ નક્કી કરી શકાય નહિ કે એ વાકયનો એ જ અર્થ થાય છે અને હર્ષવર્ધનના સંબંધમાં જે અર્થમાં એ વાકયનો અર્થ કરવામાં આવ્યો છે તે જ અર્થમાં 'થોડાક વખત' ઉપર એ વાકય લઈ શકાતું નથી. જુઓ બુદ્ધિસ્ટ રેકર્ડસ, પુ. ૨, પૃષ્ઠ ૮૧ બીલની ટીકા–એમાં એ પ્રખ્યાત પુરુષ ચીનની ભાષામાં એ વાકયનો અર્થ શો થાય છે એ જણાવે છે. જુઓ આ આખા પ્રશ્ન ઉપર ટીકા નં. ૧. બીલ કૃત ચરિત, પૃષ્ઠ ૧૦.

**મિ. બીલે** કરેલા અર્થ પ્રમાણે ત્રીજો ફકરો **શશાંક**ના રાજ્ય સમય ઉપર કાંઈ પણ અજવાળું પાડતો નથી. **મિ. પંડિતે** કરેલું M. Julienનું ભાષાંતર નિઃસંશય આ ફકરાના પ્રશ્ન સંબંધે પ્રાસંગિક ઠરે છે. પરંતુ હુયાનથ્સંગના અર્થમાંના વિરોધનો પરિત્યાગ કરીને જોઇએ છીએ તો જણાય છે કે **મિ. પંડિત** પોતે કહે છે કે 'બેમાંથી એક પણ બાજુએ આ ફકરાથી પૂરતો નિર્ણય આવતો નથી.' પછી પહેલા સંગ્રહમાંના પહેલા ફકરાની મદદ લે છે પણ એ ફકરાને વિશે વધારે કહેવું અનુચિત છે. ચોથા ફકરા ઉપરથી જણાય છે કે હુયાનથ્સંગની યાત્રા પહેલાં 'ઘણા વર્ષ ઉપર' **શશાંકે** બોધી વૃક્ષનો 'નાશ' કર્યો હતો અને 'નાશ' કર્યા છતાં જે બ્રાહ્મણો આચાર્યના મતાનુયાયી હતા તે બ્રાહ્મણ પણ હુયાનથ્સંગ તેના ગામમાં આવ્યો તે પહેલાં થયો હતો. પાંચમા ફકરાનું જૂદું જ વિવેચન કરવાનું રાખ્યું. છઠ્ઠો ફકરો એમ દર્શાવે છે કે **શશાંક**નો પાપશીલ ઉદ્યોગ હુયાનથ્સંગના વખતમાં 'તાત્કાલિક' ગણાતો હતો. તો પણ હું એમ જાણતો નથી કે પચાસ વર્ષ ઉપર બનેલા ઐતિહાસિક બનાવને (અપ્રાચીનકાલ) જુના વખતનો કહેવો એ ખોટું છે. અલબત, બોલનાર જે પક્ષમાં લે છે તે પક્ષ ઉપર વધારે આધાર રાખે છે. પણ એથી ઉલટું જુના વખતમાં એટલે બે ત્રણ વર્ષ ઉપર વધારે આધાર રાખે છે. પણ એથી ઉલટું જુના વખતમાં એટલે બે ત્રણ વર્ષ ઉપર[1] એમ માનવું મને ઉચિત લાગતું નથી.

આપણા પ્રશ્ન સંબંધે પ્રાસંગિક ફકરાના બે સંગ્રહનું વિવરણ કર્યા પછી એક ક્ષણવાર આ વિવરણના પરિણામ વિશે વિચાર કરવા થોભીએ. મ્હને એમ લાગે છે કે આ ચર્ચાથી જે જે બાબત જણાઇ છે તે અવ્યક્ત છે અથવા તો સંતોષકારક નથી તેને બાજુપર મુકી. ઉપન્યાસમાંથી એવો નિર્ણય આવે છે કે–હુયાનથ્સંગના હિંદુસ્થાનના પ્રવાસ પ્હેલાં જ **શશાંક** અને **પૂર્ણવર્મા** બન્ને ગુજરી ગયા હતા અને તેમનાં પરાક્રમો જો કે થોડાક વખત ઉપર થયા એમ જણાવ્યું છે છતાં તે પ્હેલાં, ઘણા વર્ષ ઉપર અથવા જુના વખતમાં થયા એમ છે. અને પ્હેલાના વાક્યોના સંબંધમાં બીજા વાક્ય–સમૂહ કરતાં પ્હેલા ઉપર પ્રસ્તુત વિષય સંબંધે વધારે વજન મુકાય એમ નથી, અને જો એમ હોય તો એ ઉપરથી સિદ્ધ થાય છે કે જો આપણે **પૂર્ણવર્માં** અને **શશાંક**ને હુયાનથ્સંગના મગધના પ્રવાસ પ્હેલાં અડધા સૈકા ઉપર મુકીયે તો આપણે છેક ખોટા ઠરિયે એમ નથી. વધારામાં એક બીજું અવલોકન કરીએ. અપ્રાચીનકાલ અથવા થોડાક સમય ઉપર આ વાક્યોને ગમે તો આને મારા સૂચવેલા અર્થમાં લો અથવા તો **મિ. પંડિત**ના અર્થમાં લો તો પણ અમારા પ્રમાણ પ્રમાણે તો **શશાંકરાજ**ને[2] અને તેનાં કૃત્યોને લાગુ પડે છે–અને 'પહેલાં' અને 'જુના વખતમાં'. આ વાક્યો **પૂર્ણવર્મા**ને લાગુ પડે છે, જો કે (સ્હેજસાજ કહિયે તો) **પૂર્ણવર્મા** અને **શશાંક** ખરી રીતે સમકાલીન હતા એમ કહી શકીયે તો પણ **પૂર્ણવર્મા**ના રાજ્યનો થોડોક સમય જ **શશાંક**ના વખતમાં હતો એ સંભવિત છે. એટલા માટે જો **શશાંક** સાતમા સૈકાના પહેલા દશકામાં થયો હોય તો **પૂર્ણવર્મા** છઠ્ઠા સૈકાના છેલા દશકામાં થયો એમ કહેવું એ આપણાં પ્રમાણો ઉપરથી ઉચિત જણાશે. ઉત્તરભાગમાં આને વિશે મારે બે બોલ વધારે કહેવા પડશે.

---

૧ મિ. પંડિતની ટીકા સામટી રીતે જોતાં હુયાનથ્સંગના વખતમાં બોધી વૃક્ષની ઉંચાઈના સંબંધના ફકરા શિવાય મિ. પંડિતે પણ એ અર્થ કર્યો હોય એની મને શંકા છે. મિ. પંડિતે એ ફકરો સમજવામાં શી ભૂલ કરી છે તે મેં ઉપર બતાવ્યું છે. જ્યારે જેમ છે તેમને તેમ એ ફકરાનો ખરો અર્થ થાય છે તો તેથી મિ. પંડિતના મતને મદદ કરવાને બદલે મારા મતને અનુમોદન આપે છે. પણ એટલું બધું થતું હોય એમ મને ભાસતું નથી.

૨ શશાંકરાજ–જેના પુત્ર બુદ્ધરાજને ચાલુક્યવંશી મંગલીશે નસાડી મુકયો હતો તે અને આ શશાંક એક હતા એમ ડા. ફર્ગ્યુસનનું કહેવું ખરૂં છે એમ માનીએ (જુઓ. જ. રૈ. એ. સો. (ઉ. ભા.), પુ. ૪, પૃષ્ઠ ૯૩), તો હાલનું કાર્ય આપણને ઘણું જ સહેલું થઇ પડશે કારણ કે મંગલીશનો સમય બદામી લેખથી નક્કી થયો છે. મિ. ફરગ્યુસને કહેલા લેખની પ્રતિલીપી જોતાં એનું સાચુંત્ર્ય વિશ્વસનીય નથી લાગતું. પ્રતિલીપી ઉપરથી જેકબનું शंकरगणपुत्र એ ભાષાન્તર ખરૂં લાગે છે અને એ અક્ષરોમાં શશાંકનું નામ તો જણાતું નથી તો બીજી હકીકતોની તો વાત શી? મિ. પંડિત (પૃષ્ઠ. ૨૧૭, ટીકા) એવી સૂચના કરે છે કે શશાંક અને છાન્દોગ્યઉપનિષદ ઉપરના શંકરભાષ્યના એક ભાગમાં આવેલો રાજવર્મા એક જ હશે. ડા. બુલરના બીજી રીતના સંબંધી જનરલ કનિંગહામના કહેવા પ્રમાણે જો શશાંકનું બીજું નામ નરેન્દ્રગુપ્ત હોય તો આ વાદ સંભવતી નથી. (જુઓ આર્કિયોલોજિકલ સર્વે રિપોર્ટ, પુસ્તક ૯, પૃષ્ઠ ૧૫૭.)

આ વિશયને લગતો એક બીજો પ્રશ્ન છે અને તેને વિશે વિચાર કરવો જોઇએ. બીજા સંગ્રહનો પાંચમો ફકરો–જેનો જુદો વિચાર કરવાને રાખ્યો હતો તે ફકરામાં આનું સૂચન છે. એ ફકરામાંથી જણાય છે કે હર્ષવર્ધન શિલાદિત્યના મ્હોટા ભાઈ રાજ્યવર્ધનનું ખુન શશાંકે કર્યું હતું. મારા પેલા નિબંધમાં રાજ્યવર્ધનના સમય વિશે થોડીક ટીકા કરી છે. એ પ્રશ્ન ઉપર વધારે હકીકત જાહેરમાં લાવું એવી સ્થિતિમાં હું હાલ નથી. હુયાનથ્સંગે એ વિષય ઉપર જે કહ્યું છે તેને તપાસવાની મને પહેલો નિબંધ લખ્યો ત્યારે તક નહોતી મળી અને જ્યારે હવે મળી છે ત્યારે હુયાનથ્સંગના લખાણમાંથી પ્રો. માક્ષ મૂલર અને મિ. ફરગ્યુસને જે નિર્ણય આણ્યો છે તેના સંબંધમાં એકાદ બે વાત કહેવાને ઇચ્છુ છું. ફરગ્યુસન પ્રથમ કહે છે કે માળવાનો શિલાદિત્ય કનુજના[2] હર્ષવર્ધન શિલાદિત્યનો પિતામહ થાય. હુયાનથ્સંગમાં આને વાસ્તે કાંઈ પ્રમાણ નથી. એથી ઉલટું આ કહેવું ખોટું હોવું જોઇએ કારણ કે હુયાનથ્સંગના કહેવા પ્રમાણે માળવાના શિલાદિત્યના ભાણેજનું લગ્ન કનુજના[3] શિલાદિત્યની પૌત્રી જોડે થયું હતું. જો મિ. ફરગ્યુસનનું કહેવું ખરૂં હોય તો આનો એટલો જ અર્થ થાય કે એક માણસ પોતાના ભાઈના પૌત્રની પુત્રી સાથે લગ્ન કરી શકે. આ લગ્નને અનુમોદય તો નહિ પણ અસંભવિત કહિ શકાય. બે નામ એક જ હોવાને લીધે સમજ નહિ પડવાથી મિ. ફરગ્યુસને આ ભૂલ ખાધી છે. અને હિંદુસ્થાનના રાજાઓમાં પિતામહનાં[4] નામ પાડવાનો ચાલ છે. આવો ચાલ એક આ હિંદુસ્થાનના રાજાઓમાં છે પણ આ ચાલ સર્વમાન્ય નથી. હુયાનથ્સંગના કહેવા પ્રમાણે માળવાનો શિલાદિત્ય આની પહેલાં ૬૦ વર્ષ ઉપર થઇ[5] ગયો. એટલે ઈ. સ. ૬૪૦માં થયો. જો પ્રો. માક્ષ મૂલર અને ફરગ્યુસને[6] ઠરાવેલા સમયને પ્રમાણ ગણીયે તો તેનું રાજ્ય પચાશ[7] વર્ષ સુધી રહ્યું. આ ઉપન્યાસ ઉપર મિ. ફરગ્યુસન શિલાદિત્યના રાજ્યને ઈ. સ. ૫૩૦–૮૦ ની વચ્ચે મુકે છે. પ્રો. માક્ષ મૂલરનું એમ ધારવું છે કે ૫૫૦ થી ૬૦૦ સુધીનો સમય આ ઉપન્યાસથી વિરુદ્ધ નથી. ત્યારે આ બીજો સમય કોરરની[8] લડાઇના વખત જોડે સારી રીતે મળે છે. આ વિવાદમાં ઉતરવાનું કામ પ્રસ્તુત કાર્યે સારૂ જરૂરનું નથી. ખરો સમય ગમે તે હોય તો પણ પ્રભાકરવર્ધન અને રાજ્યવર્ધન–જો આ બંનેનો માળવાના શિલાદિત્ય જોડેનો સંબંધ સાબીત ન થાય તો એ બેઉના સમય જોડે એ કંઈ પણ સંબંધ ધરાવતા નથી. પ્રભાકર અને રાજ્યવર્ધનના રાજ્ય સમય વિશે મિ. ફરગ્યુસન અને પ્રો. માક્ષ મૂલરે જે કારણોથી તકરાર ઉઠાવી છે તેનાથી તદ્દન જુદી જ રીતે વિવાદ કરવાનો છે. પ્રસ્તુત કાર્યને માટે આ વિવાદ પણ થોડા ભાગ શિવાય તદ્દન નકામો છે. જે વિદ્વાનોએ એ વિષય[9] પૂરેપૂરો તપાસ્યો છે તેમના મત પ્રમાણે રાજ્યવર્ધનનું ખુન ઇ. સ. ૬૦૭ અને ૬૧૦ ની વચ્ચે થયું એટલું જ લક્ષમાં રાખવું અહિં બસ થશે. મારા મતનું વલણ–હાલમાં તો વધારે નથી થઇ શકતું–

૧ ડૉ. મિત્ર (બુદ્ધ ગયા, પૃષ્ઠ ૮૪, ૯૯, ૨૩૯–૪૦), જનરલ કર્નિંગહામના કહેવા પ્રમાણે શશાંકે કરેલા બોધી વૃક્ષનો નાશ આશરે ૬૧૦ માં થયો એમ કહે છે. મૂળ પુસ્તકમાં આપેલાં કારણો ઉપર આધાર રાખી શકાય એમ હોય તો એ સમય ભાગ્યે જ ખરો ગણાય એમ છે. જુઓ કર્નિંગહામની ભૂગોળ, પૃષ્ઠ ૫૦૯, અને ટીકા ૧૫.

૨ જ. રો. એ. સો. (ઉ. ભા.), પુ. ૪, પૃષ્ઠ ૮૭.

૩ જુઓ બુદ્ધિસ્ટ રેકર્ડ, પુસ્તક ૨, પૃષ્ઠ ૨૬૭. બીલ કૃત ચરિત, પૃષ્ઠ ૧૪૯. આ સગપણમાં સહજ ફેર કર્યો છે. આ ફેરથી કોઈ પણ રીતે દલીલને હરકત થતી નથી.

૪ જુઓ જ. રો. એ. સો., (ઉ. ભા.), પુ. ૪, પૃષ્ઠ ૮૫.

૫ બીલનું બુદ્ધિસ્ટ રેકર્ડસ, પુ. ૨, પૃષ્ઠ ૨૬૧. બીલનુ ચરિત, પૃષ્ઠ ૧૪૮.

૬ જનરલ કર્નિંગહામનો પણ એ જ મત છે. જુઓ પ્રાચીન ભૂગોળ, પૃષ્ઠ ૫૬૬.

૭ રેકર્ડસ, પુસ્તક ૨, પૃષ્ઠ ૨૬૧ માં ' પચાસ વર્ષ અને વધારે '

૮ ઇંડિયા: તે આપણને શું શિખવે છે, પૃષ્ઠ ૨૮૯; ઇંડિયન એંટીકવેરી, પુ. ૧૩, પૃષ્ઠ ૧૪.

૯ જુઓ ઇંડિયાઃ તે આપણને શું શિખવે છે, પૃષ્ઠ ૨૮૬, તથા કર્નિંગહામની ભૂગોળ અને અન્ય પ્રમાણો જે મારા પહેલા નિબંધમાં સંગ્રહ કર્યાં છે તે જુઓ. વળી જ. રો. એ. સો. (ઉ. ભા.), પુ. ૪, પૃષ્ઠ ૯૩. મિ. પંડિત ૬૦૭ની સાલ સ્વીકારે છે. આ વિષય ઉપર Alberuni આલબરુનીનો પુરાવો સારી રીતે તપાસી શકયો છું અને જો કે તેમાં કેટલોક ઢંગધડા વગરનો હેવાલ છે છતાં ઘણો જ ઉપયોગી છે. આ હેવાલ વાસ્તે જુઓ–માક્ષ મૂલરનું ઇંડિયાઃ તે આપણને શું શિખવે છે, પૃષ્ઠ ૨૮૨.

પ્રથમની સાલ તરફ જાય છે. મારા પહેલા નિબંધમાં જણાવેલા મતના સાધારણ કારણોના વધારામાં એટલું વધારે છું કે હુયાનથ્સંગનું કહેલું પણ એ જ ઉદ્દેશનું છે. હુયાનથ્સંગના કહેવા પ્રમાણે તેમની વચ્ચે વાત થઇ તે પહેલાં હર્ષે એને (હુયાનથ્સંગને) કહ્યું હતું કે "મેં ત્રીસ વર્ષ કરતાં વધારે રાજ્ય કર્યું છે." વળી હુયાનથ્સંગ કહે છે કે ગાદીએ આવ્યા પછી છ વર્ષ પછી હર્ષે પાંચ ઈન્ડીઝને[1] જીતી લીધા. એટલું તો સાધારણ રીતે અનુમાન કરીએ કે આ પાંચ ઈન્ડીઝની જીત પછી જ હર્ષે પાંચવાર્ષિક મોક્ષમહાપરિષદ શરૂ કરી, અને છઠ્ઠી જ્યારે હુયાનથ્સંગ હિંદુસ્થાન છોડવાની તેયારીમાં હતો ત્યારે થઈ હતી. આ વાતો જોતાં ઉપર કહેલી પરિષદ ૬૪૦માં થઈ એમ ધારતાં ૬૧૦એ હર્ષના રાજ્યપ્રાપ્તિનો ખરો સમય નથી પણ ઇ. સ. ૬૦૭ એ મારા સમયની લગભગ છે. હર્ષના પૂર્વાધિકારીનો શત્રુ શશાંક એ વખતમાં હયાત[2] હશે. એ વખત પહેલાં કેટલા વખતથી એ રાજ્ય કરતો હતો એ કહેવાનાં મારી પાસે જોઇતાં સાધન નથી. હુયાનથ્સંગમાં જણાવેલા શશાંકના ઉપદ્રવ ઉપરથી હું એટલું કહિ શકું છું કે એનું રાજ્ય નાનું હોય એમ લાગતું નથી તેમ જ જે કંઈ હકીકત મળી શકે એમ છે તેમાંથી જણાય છે કે રાજ્યવર્ધનના ખૂન પછી શશાંક વધારે વખત જીવ્યો નથી. જો તે વધારે વખત જીવ્યો હોત તો હર્ષ અલબત પોતાના ભાઈના[3] શત્રુને દંડવાને જ ખાસ એના ઉપર ચઢાઈ કરી હોત. એમ છતાં હુયાનથ્સંગે શશાંકનું આ સબંધે નામ દીધું નથી પણ એટલું કહ્યું છે કે-તે દૈવી દુર્વિપાકની[4] અસરથી મૃત્યુ પામ્યો હતો. આ મૃત્યુથી હર્ષના સાંગ્રામિક પરાક્રમોના સંબંધમાં શશાંકનું નામ નથી એ સ્પષ્ટ થાય છે. જો આમ હોય તો શશાંકના રાજ્યનો થોડો અથવા ઘણો ભાગ છઠ્ઠા સૈકાના[5] છેલ્લા દશકામાં હોવો જોઇએ. મેં જે સૂચના ઉપર કરી છે તે જો ખરી હોય તો પૂર્ણવર્માનો પાછલો ભાગ શશાંકના પહેલા ભાગના વખતમાં હતો—આ સૂચના ખરી હોય તો પૂર્ણવર્માનો ઈ. સ. ૫૯૦નો સમય ખરો નથી એમ નથી અને ઘણા પુરાતન કાલનો છે એમ પણ નથી.

ત્યારે પૂર્ણવર્મા, શશાંક અને રાજ્યવર્ધનના સમયને લગતા પુરાવાના નિરૂપણથી મારા પહેલા નિબંધમાં જે નિર્ણય સ્થાપ્યા છે તેમાં ફેરફાર કરવાનું કાંઈ પણ કારણ મળી આવ્યું નથી. મિ. પંડિત પણ આ ચર્ચામાંથી સંશયના એક કારણ તરફ ધ્યાન ખેંચે છે—જ્યારે હુયાનથ્સંગ એમ કહે છે કે પૂર્ણવર્મા મહાન અશોકના વંશનો હતો ત્યારે છાન્દોગ્ય ઉપનિષદની ટીકામાંનો પંડિતે ખોળી કહાડેલા એક ફકરામાં શંકરાચાર્ય કહે છે કે પૂર્ણવર્માનો વંશ અવિજ્ઞાત હતો અને જ્યાં સુધી પૂર્ણવર્માએ પ્રસિદ્ધ કર્યો ત્યાં સુધી અસ્તિત્વમાં નહોતો. આ સંદેહનું કારણ હાલમાં ખરૂં છે એમ માનીયે. મારે કબુલ કરવું પડે છે કે આ બાબત હું વધારે અગત્યની ગણી શકતો નથી. મિ. પંડિત પોતે જ એક એવો વિચાર દર્શાવે છે કે જેથી તેની અગત્યતા નાબુદ થાય. એ વિચાર એ છે કે ઇતિહાસ સંબંધે આપણી અજ્ઞતાને લીધે પૂર્ણવર્માના વંશને વિષે શંકરાચાર્યે એવા પ્રખ્યાત માણસની

૧ જુઓ કનિંગહામની ભૂગોળ, પૃષ્ઠ ૩૭૮, હુયાનથ્સંગે તેમાં આપેલા ફકરાના ખરાપણાના સંબંધમાં અને તેમ જ બુદ્ધિસ્ટ રેકર્ડ, પુસ્તક ૧, પૃષ્ઠ ૨૧૩માના ફકરાના સંબંધમાં.

૨ જનરલ કનિંગહામ શશાંકને સાતમા સૈકાની શરૂઆતમાં મુકે છે, આર્કિયોલોજિકલ સર્વે રી., પુ. ૩, પૃષ્ઠ ૮૧-૩, અને વળી પ્રાચીન ભૂગોળ, પૃષ્ઠ ૫૦૯.

૩ બીલનું રેકર્ડ, પુ. ૧, પૃષ્ઠ ૨૧૦-૧૩. મિ. પંડિત (પૃષ્ઠ ૨૨૦) કહે છે કે "હર્ષના ગાદી ઉપર આવ્યા પછી છ વર્ષ સુધી શશાંકને તેણે કરેલા દગા માટે કંઈ પણ શિક્ષા થઈ નહોતી." પણ હુયાનથ્સંગમાં '૬ વર્ષ પછી' પણ તેમ જ બાણના હર્ષચરિત—જેમાં ભાંડીને ગૌડ રાજાની સામે મોકલ્યો એમ લખે છે—તેમાં પણ આ શિક્ષાનું સૂચન નથી.

૪ સદર પુ. ૨, પૃષ્ઠ ૧૨૧.

૫ આ ઠેકાણે એટલું જાણવાનું છે કે બીલ કૃત ચરિતના પૃષ્ઠ ૧૩૧ મે એમ જણાવ્યું છે કે—હુયાનથ્સંગના વખતમાં શશાંકના કર્ણસુવર્ણ દેશમાં દસ સંઘારામ અને ૩૦૦ ગુરુ હતા. વધારામાં બુદ્ધધર્મના બે સંઘારામ હતા. (સંઘારામને વાસ્તે જુઓ રેકર્ડ, પુસ્તક ૨, પૃષ્ઠ ૧૯૬) રેકર્ડ (પુ. ૨, પૃષ્ઠ ૨૦૧) માં ૩૦૦ ને બદલે ૨૦૦ ગુરુઓ લખ્યા છે અને બુદ્ધ ધર્મના બે ને બદલે ત્રણ સંઘારામ છે. આ પાખંડી ઘણા હતા અને એમને પચાશ દેવમંદિર હતાં. બુદ્ધ ધર્મને શશાંકના દેશમાં—જે શશાંક તે ધર્મનું ખંડન કરવામાં જ ઉદ્યોગ કર્યો હતો—તેના દેશમાં આ સ્થિતિએ પહોંચવાને ઘણાં વર્ષ લાગ્યાં હશે એમ ધારવું ખોટું નથી.

અજ્ઞાતા ઉપર નિર્ણય બાંધવો એ સહીસલામત નથી; અને આ પણ કયારે-જ્યારે તેની પહેલાં ૮ સૈકા ઉપરના વંશની વાત કરીએ છીએ ત્યારે. બીજો એ પણ વિચાર છે કે જેવી રીતે બૌદ્ધદંતકથા પૂર્ણવર્માને અશોકનો વંશ જ ગણે છે તેવી રીતે બ્રાહ્મીય દંતકથા પૂર્ણવર્માને અશોકનો વંશજ ગણે એવો પુરાવો પણ નથી. છેવટ એટલું ભુલવું ન જોઈએ કે [1]અશોકનું પોતાનું મહત્વ બૌદ્ધદંતકથાથી તદ્દન ભિન્ન રહિ હિંદુદંતકથામાં અનુચિત રીતે સ્વીકારાયું છે. એટલા માટે હુયાનથ્સંગનો પૂર્ણવર્મા અને શંકરાચાર્યનો પૂર્ણવર્મા એક જ છે એવો જે મારો અભિપ્રાય છે તેમાં હાલમાં તો જરા પણ ફેર થયો નથી. અલબત આ સાયુજ્ય ખોટું હોય એ સંભાવિત છે. પરંતુ આ વિષયની સ્થિતિ તપાસતાં એ [2]સંભવિત હોય એમ મને ભાસતું નથી.

મેં ઉપર કહ્યું છે કે આ ઠેકાણે હું શંકરાચાર્યના સમય વિશે વિવાદ કરવા માંગતો નથી પણ માત્ર પૂર્ણવર્માના સમય વિશે જ વિચાર કરૂં છું. તો પણ મારા પોતાના પહેલા વિચારથી જુદો પડુંછું અને કેટલીક વાર્તા-જેના ઉપર પ્રો. ભાણ્ડારકરે અજવાળું પાડયું છે-તેના ઉપર સહજ ટીકા કરવા ઈચ્છું છું. મ્હારા પહેલા નિબંધમાં આ વાત ઉપર પ્રો. ભાણ્ડારકરે જે અનુમાન બાંધ્યું હતું તેનું સૂચન કર્યું હતું પરંતુ જ્યારે તે નિબંધ લખ્યો ત્યારે મારી પાસે સવિસ્તર હકીકત નહોતી. તે વખત પછી ઈ. સ. ૧૮૮૨-૮૩ માં[3] સંસ્કૃત હસ્તલેખો વિશેના પ્રો. ભાણ્ડારકરના રીપોર્ટમાં આ હકીકત પ્રકટ કરવામાં આવી છે. એ જોતાં એમ જણાય છે કે "મનુના વંશના આદિત્યરૂપ ક્ષત્રિય વંશી અને જેનું શાસન સર્વત્ર માન્ય હતું એવો શ્રીમાન રાજા રાજ્ય કરતો હતો ત્યારે શંકરાચાર્યના "વિશિષ્ટ શિષ્યે" એક ગ્રંથ લખ્યો હતો." મને એમ લાગે છે કે પ્રો. ભાણ્ડારકરની સૂચના ખરી છે. એ સૂચના આ છે કે-આ રાજા ચાલુક્યમાંનો એક હશે અને મહાન પુલકેશીના ચાર ઉત્તરાધિકારીઓ જેઓના નામને અન્તે આદિત્ય શબ્દ આવતો તેમાંનો એક હશે. પ્રો. ભાણ્ડારકર એ રાજા આ ચારમાંનો કયો હશે એ જણાવતા નથી. અને કોઈ પણ વિશ્વસનીય મત બાંધવાને ભાગ્યે જ સાધનો મળી આવે એમ છે. બીજાને અભાવે જેને વિશે ચર્ચા ચાલે છે તે ફકરામાં કહેલો રાજા પહેલો વિક્રમાદિત્ય હશે એમ ધારવું ખોટું નથી. કારણ કે વિક્રમ એ પ્રસિદ્ધ અને તેજસ્વી રાજા[4] હતો. બીજું કારણ એકે જો આપણે પહેલો આદિત્ય ન ધારીએ તો લેખકના[5] પ્રાગલ્ભ્યસૂચક કાર્યને અર્થે એ વર્ણન અલક્ષિત જણાય છે. તેટલા માટે ઉપન્યાસને અભાવે આટલી સૂચના અંગીકાર કરવાને હરકત નથી કે શંકરાચાર્યનો "વિશિષ્ટ શિષ્ય" પુલકેશીના પુત્રના વખતમાં થયો; અને જો એ સૂચના ખરી હોય તો છઠ્ઠા સૈકાના અન્તના અરસામાં શંકરાચાર્યને ગણવો જોઇએ" એવા પ્રો. ભાણ્ડારકરના મતને અનુમોદન આપવું જોઇએ. અને એ પ્રમાણે આ નિર્ણય અને પૂર્ણવર્માના સમય વિશે જે નિર્ણય આણ્યો છે તે એક બીજાનું દ્રઢીકરણ કરી ટેકો આપે છે એમ ધારવું જોઇએ.—કે. ટી. તેલંગ, જર્નલ, બોંબે બ્રેંચ, રૉયલ એશીઆટીક સોસાઈટી, અંક ૪૭, પુસ્તક ૧૭, ભાગ ૨ જો, પૃષ્ઠ ૬૩-૭૯, તારીખ ૧૯ મી માર્ચ ૧૮૮૯.

---

૧ જુઓ આ ચર્ચા, પૃષ્ઠ ૧૨, ટીકા ૪.

૨ આ દલીલમાંના સિદ્ધાંતોનાં જે જે પ્રમાણો છે તે જોવાં જોઇએ. અને મિ. પંડિતના નિબંધમાં ઉપન્યાસ ઉપરથી એક બે વિવાદ વસ્તુ નિકળે છે કે જે ઉપરથી એમ ધારી શકાય છે કે બીજાં પ્રમાણો નીકળે એમ છે.

૩ પૃષ્ઠ ૧૪, ૧૫, અને ૨૦૨.

૪ મિ. ફરગ્યુસનના કહેવા પ્રમાણે જે ઉપનામ તેના પિતામહ બીજા પુલકેશીએ મેળવ્યું હતું તે મહારાજાધિરાજનું ઉપનામ એને મળ્યું હતું. પરંતુ તેના મોટો ભાઇ ચન્દ્રાદિત્યના વખતથી એ ઉપનામ એના વંશમાંથી નિકળી ગયું હતું. જુઓ ઇંડિયન એંટીકવેરી, પુ. ૧૦, પૃષ્ઠ ૧૩૨, અને ઇંડિ. એંટી. પુ. ૬, પૃષ્ઠ ૭૫માં આવેલા લેખ નં. ૨૮. આ ઠેકાણે જાણવું જોઇએ કે બ્રાહ્મણે વેદાન્તનું અધ્યયન કર્યું હતું તેને ઈનામ મળ્યું હતું તેને વિશે આ સ્થળે લખ્યું છે. વેદાન્ત એટલે શંકરાચાર્યનું તત્ત્વજ્ઞાન એવો અર્થ લેવાની જરૂર નથી.

૫ ભટ્ટીકાવ્યના છેલ્લા શ્લોકમાં આ પ્રાગલ્ભ્યસૂચક કાર્યનું સૂચન છે.

काव्यमिदं विहितं मया वलभ्यां श्रीधरसेननरेन्द्रपालितायाम् ।
कीर्तिरतो भवतान्नृपस्य तस्य क्षेमकरो हि नृपो यतः प्रजानाम् ॥

# શંકરના શારીરકભાષ્યમાંહેનો સંગ્રહ.

શંકરાચાર્યના બ્રહ્મસૂત્ર ભાષ્યનું અધ્યયન કરતાં વખતો વખત જે જે ઐતિહાસિક તત્ત્વો મારી નજરે પડ્યાં છે તેનો સંગ્રહ આજના વિષયમાં પ્રકટ કરવા ઈચ્છું છું. જે ગ્રન્થમાં વેદાન્તનાં તત્ત્વજ્ઞાનનું વિવરણ કર્યું હોય તેવા ગ્રન્થમાં સાંસરિક વિષયોનો સમાવેશ હોય એ સંભવતું નથી. પરંતુ જ્યારે મેં એ ગ્રન્થ વાંચ્યો અને એમાં એ સંબંધી સૂચનાઓ હતી એ જોઈ ત્યારે હું આશ્ચર્ય પામ્યો. જેવી રીતે મને આનંદ થયો તેવી જ રીતે અન્યને આનન્દ થાય એ જ ઉદ્દેશથી આ સોસાયટીની આગળ તે પ્રદર્શિત કરૂં છું. શંકરાચાર્યના સમયમાં દેશની રાજકીય સ્થિતિ તપાસતાં એમ જણાય છે કે તે વખતે સાર્વભૌમરાજા હતો નહિ. એક જગ્યાએ શંકરે પ્રતિપાદન કર્યું છે કે વ્યાસાદિ મહાન પુરુષોને દેવો સાથે સંબંધ હતો. અને હમેશાની રીત પ્રમાણે ઉપલા વચનવિષે શંકા લાવી કહે છે કે–"જેવી રીતે હાલના સમયના લોકો દેવોસાથે સંબંધ રાખી શકતા નથી તેવી જ રીતે અસલના લોક પણ રાખી શકતા નહિ હોય" આ શંકા કોઈ ઉઠાવે તો ખરી છે. આ સંદેહનો ઉત્તર આપ્યો છે કે–"આ શંકા લાવનાર એમ પણ કહિ શકે છે કે–હાલ સાર્વભૌમ રાજા નથી તેટલા માટે પહેલાં પણ હશે નહિ[1]" આ ઉત્તરમાંથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે શંકરના સમયમાં આખા ભારતવર્ષના સાર્વભૌમરાજા તરીકે કોઈને સ્વીકાર્યો નહોતો અને એ વાત સર્વને વિદિત હતી. આ સ્થળે જણાવવું જોઈએ કે ઐતિહાસિક વૃત્તાન્તને અર્થે જે અન્ય સાધનો મળ્યાં છે તેમાં પણ એમ દર્શાવે છે કે અન્ય સમયે પણ આવી જ સ્થિતિ હતી. ગ્રીક લેખકો કહે છે કે જે સમયે મહાન સિકંદરે હિંદુસ્તાન ઉપર હુમલો કર્યો તે સમયે હિંદુસ્થાનમાં એટલાં બધાં નાનાં સ્વતંત્ર રાજ્યો હતાં કે અન્ય સમયમાં એટલાં નહિ હોય. સિકંદરે કરેલા નાનાં હુમલામાં પણ એણે ઘણાં નાનાં નાનાં રાજ્યો જોયાં હતાં. Megasthenes–મેગેસ્થીનીસે સાંભળ્યું હતું કે બધાં મળીને ૧૧૮ રાજ્યો હતાં. આમાંનાં ઘણાંક તો ઘણાં જ નાનાં હશે પરંતુ કેટલાકને તાબે (દાખલા તરીકે પ્રસાઈ) મ્હોટાં રાજ્યો હતાં.[2] તેવી જ રીતે પ્રસિદ્ધ ચીનનો પ્રવાસી હ્યુએનત્સંગ કહે છે કે એના વખતમાં હિંદુસ્તાનમાં[3] સીત્તેર રાજ્યો હતાં. પુરાતન કાલના મસૌદિ અને બીજા ભૂગોળશાસ્ત્ર જાણનાર આરબો પછીના વખત વિષે લખતાં એ જ હેવાલ[4] આપે છે. અને હિંદુસ્થાનના ઇતિહાસની નિશાળોમાં ચાલતી ચોપડીઓમાં પણ એમ જ છે કે મહમદ ગીજની અને અલાઉદ્દીનની દક્ષિણની સ્વારી વિગેરે મુસલમાનની સ્વારીઓને વખતે પણ દેશના નાના નાના ભાગ પડ્યા હતા. મરહુમ મિ. ફરગ્યુસને પ્રતિપાદિત કરેલો સિદ્ધાંત[5] ખરો છે. તે કહે છે કે દેશમાં જૂદા જૂદા ભાગમાં એક જ વખતે ઘણા ઘણા રાજાઓ અને મહારાજાઓ હોઈ શકે પણ એક જ સમયે અને એક જ વખતે એક કરતાં વધારે મહારાજાધિરાજ હોઈ શકે નહિ. આ સત્ય હોય નહિ. પણ એ સ્પષ્ટ છે કે ખરૂં જોતાં મહારાજાધિરાજ સાર્વભૌમભૂપ ગણાય નહિ. એને બીજા રાજાઓ ખંડણી ભરતા નહિ. હર્ષવર્ધનનો પરાજય કરનાર બીજો પુલકેશી મહારાજાધિરાજ હતો. એટલું છતાં હર્ષવર્ધન સ્વતંત્ર રાજા[6] હતો. શંકરાચાર્યના ભાષ્યમાંથી લીધેલો ઉપલો ફકરો પણ એ જ મતલબનું જણાવે છે.

---

૧ જુઓ–ભાષ્ય (બીબ્લી. ઇંડિ.), પુ. ૧, પૃષ્ઠ ૩૧૪, સૂત્ર ૧,૩,૩૩.

૨ જુઓ *Elphinstone's India*, પ્રો. કોવેલ કૃત, પૃષ્ઠ ૨૬૫.

૩ જુઓ કોવેલ કૃત એલફીસ્ટન, પૃષ્ઠ ૨૯૮, ટિપ્પણ, બીલ કૃત બુધિસ્ટી રેકર્ડસ ઓફ વેસ્ટર્ન વર્લ્ડ, પુ. ૧, પૃષ્ઠ ૭૦, કોવેલ કૃત *Elphinstone*, પા. ૩૧૩. ફા–હીઅનનો હેવાલ (ઘણા રાજાઓ વિશે વાંચીએ છીએ.) ફા–હીઅન, લેગ કૃત, પૃષ્ઠ ૯૮.

૪ પ્રો. ડાઉસન કૃત *Elliott's India*, પુ. ૧, પૃષ્ઠ ૬,૧૯,૨૦.

૫ જર્નલ રો. એ. સો., (ઉ. ભા.) પુ. ૪, પૃષ્ઠ ૮૪,૫.

૬ બુધ. રેકર્ડ ઓફ વે. વર્લ્ડ, પુ. ૧, પૃષ્ઠ ૨૧૪; અને પુ. ૨, પૃષ્ઠ ૨૫૬; જર્નલ રો. એ. સો., (ઉ. ભા.) પુ. ૪, પૃષ્ઠ ૮૬. પૃષ્ઠ ૬ વા સાતમે આપેલા ફકરા સાથે પ્રો. ડાઉસન કૃત એલિયટ પુ. ૧, પૃષ્ઠ ૩ નો ફકરો સરખાવતાં વિરુદ્ધ પક્ષ માટે પ્રમાણરૂપ ગણી શકાય એમ નથી.

શારિરકભાષ્યમાં જે જે રાજ્યોનું સૂચન કર્યું છે તેમાં અયોધ્યા અથવા હાલનું ઔદનું નામ છે તે વખતના મહાન રાજ્યનું સૂચન કરવાને જ આપેલું હશે કે કેમ તે શંકા છે. શંકર આ પ્રમાણે કહે છે કે જે સર્વવ્યાપક છે તે અવકાશના દરેક ભાગમાં હોય છે અને તે કોઈ વખત અમુક ભાગમાં પણ છે એમ કહિ શકાય. જેવી રીતે કે—જે મનુષ્ય આખી પૃથ્વીનો સાર્વભૌમ રાજા હોય તેને અયોધ્યાનો[1] પણ સાર્વભૌમ રાજા કહિ શકાય. શંકરે ઉપર જણાવ્યું છે કે તે વખતે કોઈ સાર્વભૌમ રાજા નહોતો. તો આ ઉપરથી જણાય છે કે—'આખી પૃથ્વીનો સાર્વભૌમ રાજા' આ શબ્દોમાં પહેલાં થઇ ગયેલા 'રામ' જેવા સાર્વભૌમ રાજાનું સૂચન હશે. બીજા ફકરામાં નિયંત્રિત પ્રભુત્વ વિશે પણ કહ્યું છે. આનો દાખલો શંકરે આપ્યો છે—આ મગધનું રાજય છે, આ વૈદહનું[2] રાજ્ય છે. 'શંકરાચાર્યના[3] સમય' વિષે મ્હારા આપેલા પ્હેલા નિબંધનો મૂળ પાયો 'પૂર્ણવર્મા' છે એની જોડે આનો સંબંધ થઈ શકે એમ છે. શંકરાચાર્યે કહેલો 'પૂર્ણવર્મા' અને હુયાનત્સંગે કહેલો મગધનો પૂર્ણવર્મા એક જ છે એ મ્હારા કહેવાને આ વધારે નહિ તો પણ થોડુંક પણ પુરવાર કરે છે.

આની જોડે જે ફકરામાં શંકરાચાર્યે મુક્ત આત્માનાં બ્રહ્મનમાં ક્રમાનુસાર પ્રમાણ વિષે ટીકા કરી છે તે ફકરાને સરખાવીએ. 'દુનિયામાં જોઈએ છીએ કે ધર્મના[4] વિકટ માર્ગમાંથી પ્રવાસીને લેઈ જવાને જે મનુષ્યો રાજાઓએ નિર્મેલા હોય છે તે બુદ્ધિમાન હોય છે' આગળ કહે છે કે—"સાધારણ વ્યવહારમાં વખતો વખત (દાખલા તરિકે) પ્રવાસીને કહેવામાં આવે છે કે અહિંથી બલવર્મ પાસે જાઓ ત્યાંથી જયસિંહ પાસે થઈ વિષ્ણુગુપ્ત[5] પાસે જજો." આનો સાર માત્ર એટલો જ છે કે પ્રવાસીને દરેક રાજા પાસે ક્રમવાર જવાનું કહિ શકાય છે. દરેક રાજા પોતાની હદમાં તેને જોઇતો બંદોબસ્ત કરે છે. શંકરાચાર્યના ભાષ્યમાંથી જે કંઇ મળ્યું છે તેને ચીનના પ્રવાસી ફા-હીનના કથન સાથે સરખાવવું જરૂરનું છે. તે કહે છે કે દક્ષિણનો મુલક દુરારોહ છે અને રસ્તાઓ ભયંકર અને સહજમાં જણાય એમ નથી. જેઓ ત્યાં જવાને ઇચ્છતા હોય તેઓને ત્યાંના રાજાને કોઈપણ તરેહના દ્રવ્યની ભેટ આપવી પડે છે. વળાવા તરિકે કેટલાંક માણસો રાજા મોકલે છે અને તેઓ એક પછી એક રસ્તા બતાવી પ્રવાસીને લેઇ જાય છે. એ દેશમાં ન જઇ શકવાથી ફા-હીને[6] જે કંઇ સાંભળ્યું છે તે ઉપલા ફકરામાં આવે છે. શંકરાચાર્યના શબ્દોમાંથી અને ફા-હીનના શબ્દોમાંથી જે કંઈ ખબર મળી છે તેમાં જે કંઇ સંબંધ છે તે જણાવવો જરૂરનો છે. ફા-હીનના કહેવામાં અને શંકરાચાર્યની ઉક્તિમાં ફેર માત્ર એટલો જ કે 'પ્રવાસીએ રાજાને દ્રવ્ય આપવું પડતું કે નહિ.' બીજી બધી વાત જ્યારે એક જ છે ત્યારે ફા-હીનનું કહેવું સત્ય હશે એમ લાગે છે.

લોકોની સાંસારિક અને ધર્મ સંબંધી સ્થિતિ તરફ નજર કરતાં પ્રથમ કહેવું જોઇએ કે શંકરાચાર્ય—જે પ્રમાણે ન્યાતોનો વ્યવહાર ચાલતો હતો અને જે રીતે શાસ્ત્રમાં કહેલી વિધિઓ પળાતી હતી તે રીતો તરફ અણગમો દર્શાવ્યો છે. ત્યારે હુયાનત્સંગ[7] ન્યાતમાં બારીકાઇથી અને ચોકસાઇથી પળાતી રીતો જોઇ આશ્ચર્ય પામ્યો હતો. આ વિરોધ સંભવિત છે. એ માત્ર 'શંકરનાં' પહેલાં હુ-

૧ ભાષ્ય, પુ. ૨, પૃષ્ઠ ૧૭૪ સૂત્ર ૧,૨,૭.

૨ ,, પુ. ૨, પૃષ્ઠ ૮૩૩ સૂત્ર ૩,૨,૩૭.

૩ ઈન્ડી. એન્ટી., પુ. ૧૩, પૃષ્ઠ ૯૭ અને જ. બોમ્બે બ્રે. રો. એ. સો., પુ. ૧૭, પૃષ્ઠ ૧૩.

૪ ભાષ્ય, પુ. ૨, પૃષ્ઠ ૧૧૧૬, સૂત્ર ૪,૩,૪.

૫ ભાષ્ય, પૃષ્ઠ ૧૧૧૮, સૂત્ર ૪,૩,૫.

૬ જુઓ બીલ કૃત ફા-હીઅન, પૃષ્ઠ ૧૪૧, અને લેગ કૃત ફા-હીઅન, પૃષ્ઠ ૯૭.

૭ કોવેલ કૃત એલ્ફીન્સ્ટન, પૃષ્ઠ ૨૯૮; બુદ્ધિ. રે. વૈ. વ., પુ. ૧, પૃષ્ઠ ૭૭,૮૨.

૮ બર્નેલનો ઉતારો—માક્ષ મૂલર કૃત ઇંડિયાઃ તે આપણને શું શીખવે છે? પૃષ્ઠ ૩૦૮. મુદ્રારાક્ષસના ઉપોદ્ઘાતમાં મારી ટીકા, પૃષ્ઠ ૪૦, હુયાનત્સંગ કુમારિલ અને શંકરને વિષે કંઈ પણ કહેતો નથી કારણકે તેઓનાથી અઢિયો સૈકો પહેલો થયો હતો.

યાનત્સંગ હતો એનાથી જ સ્પષ્ટ થાય છે. જો આ વાત સત્ય હોય તો મેં શંકરાચાર્યને જે સમયમાં મુક્યા છે તે સમય અસંભવિત છે એમ સમજી નાકબુલ કરવો જોઇએ. તો પણ મ્હને લાગે છે કે આના સંબંધમાં બીજાં સાધનો છે તેને વિષે યોગ્ય વિચાર કરવો જોઇએ. બીજે સ્થળે મેં જણાવ્યું છે કે હુયાનત્સંગના વખતમાં હિંદુસ્થાનમાં બૌદ્ધ ધર્મ એટલો બધો ફેલાયો નહોતો તેમ જ ત્હેનું બહુ જોર પણ નહોતું. બ્રાહ્મધર્મ ધીમે ધીમે ઉચ્ચ પદને પામ્યો[1] હતો. એ ઉપરથી એમ ધારવાનું નથી કે હુયાનત્સંગના પ્રવાસ પછીના એક બે સૈકામાં બ્રાહ્મધર્મનાં બંધનો નબળાં થતાં જતાં હતાં. એથી ઉલટું નવિન ધર્મના પ્રબોધથી પ્રસરેલો[2] ધર્મ વધારે સજ્જડ થાય છે અને વિધિઓ વિશેષ પ્રીતિથી પાળવામાં આવે છે. ઉપર કહેલા વિરોધનું કારણ 'હુયાનત્સંગ શંકરના પ્હેલાં થયો' એ ન હોય તો અન્ય સ્થળે તપાસ કરવી જોઈએ. બન્ને નિરૂપકોના મતો તપાસતાં આનો નિર્ણય આવી શકશે. બ્રાહ્મધર્મના મત પ્રમાણે લોકોની સ્થિતિ તપાસી તે વખતના લોકો શાસ્ત્રને ન અનુસરતાં કયા કયા કાર્યમાં ભિન્ન ભિન્ન રીતે વર્ત્યા છે એટલું જ શંકરાચાર્યે જણાવ્યું છે. ત્યારે હુયાનત્સંગ–પ્રેક્ષક તરીકે અને બ્રાહ્મધર્મને ન માનતા 'હજુ સુધી પણ બ્રાહ્મધર્મનાં બંધનો તુટયાં નથી' એ જોઈ વિસ્મિત થાય છે. આને વાસ્તે જ હાલના જ સમયનો દાખલો લેઇએ. એકાદ વૃદ્ધ શાસ્ત્રી ન્યાતોનાં બન્ધનો તુટી ગયેલાં જોઈ શોચ કરતો માલુમ પડશે ત્યારે અન્ય મનુષ્ય (હિંદુ શીવાય) એમ કહેશે કે હાલના કાલને જે અનુકૂલ નથી તેવી અને જે જુની થઈ ગઈ છે તેવી રિતિથી તેવા ધર્મમાંથી હજુ સુધી હિંદુઓ છૂટા થઈ શકયા નથી.

મૂર્તિપૂજા જે હાલમાં ચાલતા ધર્મનું એક મોટામાં મોટું રૂપ છે તેના સંબંધમાં વિચાર કરીએ તો મૂર્તિપૂજાએ જે રૂપ હાલ લીધું છે તેનાથી તદન ભિન્નરૂપ વિશે શંકરાચાર્યે પોતાના વિચાર દર્શાવ્યા છે. જે રીતે યાહુદી અને મુસલમાની ધર્મવાળાઓ મૂર્તિપૂજાનો વાંધો લે છે તેવી રીતે શંકરાચાર્ય વાંધો લેતા નથી. એથી ઉલટું એ વખતો વખત કહે છે કે 'મૂર્તિને જે દેવ તરીકે પૂજવા માંગો છો તે દેવ એ મૂર્તિ નથી. આ સંબંધના ઘણા ઘણા ફકરાઓ મળી આવે છે–પ્રતિમાદિષુ વિષ્ણ્વાદિબુદ્ધ્યધ્યાસઃ"[3] મૂર્તિ એ જ વિષ્ણુ છે આ વિચાર સત્યતઃ જોતાં ખરો નથી. મૂર્તિને પૂજનાર[4] લાક્ષણિક રૂપને અર્થે ગણવાને ના કહેતા નથી. માત્ર એને લાક્ષણિક રૂપ જ ગણવું જોઈએ. અહિંયા કહેવું જોઇએ કે શંકરાચાર્ય શાલગ્રામ જે હજુ સુધી પણ સાધારણ રીતે પૂજાય છે[5] તેને વિષે મુખ્યત્વે કરીને કહે છે. શારીરકભાષ્યમાં પણ આના જ સંબંધમાં ઘણા ફકરા છે અને દરેકમાં વિષ્ણુનું જ[6] સૂચન છે. આના ઉપરથી અનુમાન કરી મારૂં એમ ધારવું છે કે 'શંકરાચાર્યને શિવપૂજા વધારે પ્રિય છે' એવો લોકોનો વિચાર સત્ય નહિ હોય. નિઃસંદેહ આ વિચાર આપણા દેશમાં ઘણો જ ફેલાયલો છે. પરંતુ અહિં કહેવું જોઈએ કે મિ. બાર્થ 'હિંદુસ્થાનના ધર્મ' નામના પુસ્તકમાં કહે છે કે–"આઠમા સૈકામાં શંકર અને ચૌદમામાં સાયણ વૈષ્ણવ[7] હતા એટલું જ નહિ પણ તેઓ વિષ્ણુના જ અવતાર હતા." શંકર સંબંધી અહિં ભૂલ

---

૧ મુદ્રારાક્ષસનો ઉપોદ્ઘાત, પૃષ્ઠ ૧૬.

૨ જો આ સત્ય હોય તો વિરુદ્ધ પક્ષને ટેકો ન આપતાં મારા મતનું દ્રઢીકરણ કરે છે. હુયાનત્સંગ હિંદુસ્તાનના પ્રવાસ અર્થે આવ્યો તે પહેલાં અડધા સૈકા ઉપર શંકરાચાર્ય થયા હોય તો હિંદુ ધર્મનું પુનરૂજ્જીવન્ જેની જોડે શંકરાચાર્યનો સંબંધ દંતકથા રાખે છે તે તે વખતે પુર જોશમાં હશે. હુયાનત્સંગના કહેવા પ્રમાણે ન્યાત વિગેરેની રીતભાત આપણે ધારીએ છીએ તેમ જ હશે.

૩ જુવો ભાષ્ય, પુ. ૨, પૃષ્ઠ ૮૬૦ (૩, ૩,૬૦), ૧૦૫૮ (૪,૧,૩), ૧૦૬૫ (૪,૧,૬) અને ટિપ્પણ ૧૯ માં આપેલી હકીકત.

૪ માક્ષ મૂલર કૃત ચીપ્સ, પુ. ૧, પૃષ્ઠ ૧૭ (ઉપોદ્ઘાત).

૫ જુઓ ભાષ્ય, પુ. ૧, પૃષ્ઠ ૧૭૪ (૧,૨,૭), ૧૮૮ (૧,૨,૧૪), ૨૫૩ (૧,૩,૧૪).

૬ જુઓ બીજું ટિપ્પણ, બૃહદારણ્યક, પૃષ્ઠ ૬૧૫ (જીવાનંદની આવૃત્તિ).

૭ જુઓ બાર્થ, પૃષ્ઠ ૮૮. એમ બાર્થ, શંકરને વિશે કહે છે એનું (પા. ૧૮૪) વૈષ્ણવ ધર્મ તરફ વલણ હતું. આ સાબિત થતું નથી. પ્રો. વેબર બાર્થને એમ છતાં મલતાપણું બતાવે છે. જુઓ સંસ્કૃત સાહિત્ય, પૃષ્ઠ ૫૧, કોલબ્રુકના નિબંધ, પુ. ૧. પૃષ્ઠ ૧૬૧ (મદ્રાસની આવૃત્તિ.)

થઇ ન હોય તો તે માત્ર તે વખતે ચાલતી દંતકથા ઉપરથી જ હોવી જોઇએ. પુરાણોમાં પણ જણાવેલી આ પણ દંતકથા છે કે શંકર એ વિષ્ણુનો અવતાર નહિ પણ શિવનો જ[1] અવતાર હતો. અહિં એટલું પણ જણાવવું જોઇએ કે તત્ત્વજ્ઞાનમત ફેલાવનારા અને જેઓ શંકરાચાર્યના અદ્વૈત મતના સામા હતા તેઓ રામાનુજ, માધવ અને વલ્લભાચાર્ય વૈષ્ણવ મતના અધિપતિ હતા.

થોડોક વખત થયાં એવો પ્રશ્ન ઉઠયો છે કે હિંદુસ્તાનમાં ગૌપૂજાનો ચાલ કેટલો સમય થયા દાખલ થયો છે? મ્હેં પ્રસિદ્ધ કરેલા ભર્તૃહરિ શતકના ઉપોદ્ઘાતમાં "ભવભૂતિની[2] પછી[*] ગૌપૂજાનો ચાલ થયો" એવા પ્રોફેસર ટૌનીના આ વિચારથી જૂદો જ મત દર્શાવ્યો છે. આના ટેકામાં પતંજલિના મહાભાષ્યના બે ફકરા આપ્યા છે. પણ મ્હારો એક મિત્ર કહે છે કે મહાભાષ્યમાં કહેલા "ગોમૂત્ર" શબ્દમાં કાંઈ પણ પવિત્રતાનો વિચાર નથી, તે તો માત્ર ઔષધીય ગુણને માટે જ આપેલો છે. પરંતુ શંકરભાષ્યમાં આપેલા ફકરાથી આ શંકાનું નિવારણ થાય છે, કારણ કે તેમાં તો "ગોમૂત્ર"[3] શબ્દથી તે બંને પદાર્થની પવિત્રતા ચોખ્ખી રીતે બતલાવી છે. ભવભૂતિ સાતમા[4] સૈકામાં થયા એમાં તો કાંઇ પણ વાંધો નથી. અને શંકરાચાર્યને જે સમયમાં મ્હે મૂકયા છે તે સમય ખરો હોય તો ભવભૂતિની પણ પહેલાં આ ચાલ અસ્તિત્વમાં હતો એમ કહિ શકાય.

આ વિષય પડતો મુકી હિંદુસ્તાનના સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના ઇતિહાસ સંબંધી બે ત્રણ બાબતો કહિએ. શંકરભાષ્ય આને માટે દીપકરૂપ થઈ પડે છે. Philsophy of the Upnishads (ઉપનિષદમાનાં તત્ત્વજ્ઞાન)ના ગ્રંથમાં એ. ઈ. ગફ કહે છે કે વેદાંત મત, વેદાંતસૂત્રના કર્તા અને પ્રખ્યાત ભાષ્યકાર તથા[5] સૂત્ર ઉપર ટીકા લખનાર અતિપ્રસિદ્ધ શંકરાચાર્યના સમયમાં થઇ ગયેલા અધ્યાપકોએ એક પછી એક સર્વેએ માન્યો છે. આ વિચારને હું માનતો નથી અને શંકરાચાર્યના ભાષ્યમાંથી પણ પુરાવો મળી આવે છે. આ ભાષ્ય આ મતને નાકબુલ કરે છે. "પૂર્વનાં પવિત્ર પુસ્તકો"માંના વેદાંતસૂત્રના પુસ્તકમાં (જે હમણા જ મુંબઈમાં આવ્યું છે) ડૉ. થીબોટ મિ. ગફના મતને વિશે વાંધો ઉઠાવે છે. અને ભાષ્યમાંના બે ફકરા ઉપર આધાર રાખે છે; અને જે પૂર્વપક્ષથી શંકરનો સિદ્ધાંત આપે છે તે પૂર્વપક્ષને સમજનારા કેટલાક સૂત્રકારોનું સૂચન એમાંના એકમાં કરેલું છે અને બીજામાં જે વિદ્વાનો જીવાત્માવિશે શંકરાચાર્યથી જૂદા મનાય છે તેઓ વિષે સૂચન છે. આ ઉપરથી ડૉ. થીબોટ એવા નિર્ણય ઉપર આવે છે કે, જે વેદાંતીઓના મતના શંકરાચાર્ય હતા તેઓ જે મતના હતા તેનાથી બીજા જ મતના તે હતા.[6] આ વાત ખરી છે અને વેદાંતમતનું એકત્વ—જેને વિશે ડૉ. થીબોટ ઘણું લખે છે—તેના સંબંધે મિ. ગફના વિવાદોથી આ વિરુદ્ધ છે. મ્હને એમ લાગે છે કે સૂત્રનો જે અર્થ દંતકથા કરે છે તેના સંબંધી મિ. ગફના મતથી એકે ફકરો વિરુદ્ધ નથી. આ અર્થ બાદરાયણે કરેલો છે અને શંકરાચાર્યના સમયસુધી પણ એ જ હતો. મિ. ગફનો આ મત જે શ્લોક શંકરાચાર્ય, ગોવિંદનાથ, ગૌડપાદ, શુક તરફથી વેદાંતસૂત્રના[7] કર્તા વ્યાસની જોડે સંબંધ ધરાવે છે તે શ્લોકની સાથે સંગત છે—યોગ્ય છે, આમ છતાં શંકરભાષ્યમાંથી મળેલાં પ્રમાણોને લીધે દંતકથા તેમ જ મિ. ગફનો મત નાકબૂલ કરવો પડે છે. ભાષ્યમાં ઘણે સ્થળે સૂત્રના જૂદા જૂદા

૧ એકાદ પુરાણમાં બીજી વાત કહી છે એમ મને સાંભરે છે પણ કયાં તેનું વિસ્મરણ થયું છે. માધવકૃત સંક્ષેપશંકરજય અને ભામતીની પ્રસ્તાવનાનાં સંશોધન કરનારા આપણી ચાલુ દંતકથા કબુલ કરે છે. કોલબ્રુક પોતાના નિબંધ પું. ૧, પૃષ્ઠ ૧૦૩ (મદ્રાસની આવૃત્તિ) માં કહે છે કે બૃહદ્ધર્મ પુરાણમાં શંકરને વિષ્ણુનો અવતાર ગણ્યો છે. અને આનંદગિરિ જેણે શંકરના ઘણા ગ્રંથો વાંચ્યા છે તે શરૂઆતમાં વિષ્ણુનું સ્તવન કરે છે અને ગૌડપાદની કારીકાની ટીકામાં એમ કહે છે કે નારાયણની કૃપાથી જ આ રચાયાં છે—જુઓ પ્રો. કથવટેની ઉત્તમ આવૃત્તિ, પૃષ્ઠ ૧.

૨ જુઓ મારાથી સંશોધિત ભર્તૃહરિ (બીજી આવૃત્તિ), પૃષ્ઠ ૧૨, ૧૩.

૩ ભાષ્ય, પુસ્તક ૨, પૃષ્ઠ ૬૯૪ માંના સૂત્ર ૨, ૩, ૪૮. ૪ જુઓ પ્રો. ભાણ્ડારકરનું માલતીમાધવ, પૃષ્ઠ ૧૦.

૫ જુઓ અભિપ્રાયની લીધેલી નોંધ, પૃષ્ઠ ૨૪૦. ૬ જુઓ અભિપ્રાયની લીધેલી નોંધ, પૃષ્ઠ ૨૧.

૭ જુઓ જર્નલ ઑબે બ્રેંચ રોયલ એ. સો., પુસ્તક ૧૬, પૃષ્ઠ ૧૯૦–૮. હું ધારું છું કે કોલબ્રુકે (નિબંધો, પુસ્તક ૧, પૃષ્ઠ ૧૦૪, મદ્રાસની આવૃત્તિ) સારી પેઠે દેખાડી આપ્યું છે કે આ દંતકથા એ ફક્ત કલ્પિત છે.

અર્થ કર્યો છે અને અધિકરણમાં જૂદી જ ગોઠવણ છે અને એક પાઠાંતર પણ છે આને વિશે વિસ્તારથી કહેતો નથી કારણ કે તે [1]ટિપ્પણમાં આપેલાં છે. આ દાખલા ઉપરથી એમ જણાય છે કે **શંકરાચાર્યને** સૂત્રકારના પોતાના અર્થની માહીતી નહોતી કે જેથી કરી પોતાની માનસિક શક્તિની મદદથી અર્થ કરવાનું કામ પડતું મુકે. એ વાત તો સત્ય છે કે જો **શંકરાચાર્યને** સૂત્રકારના પોતાના અર્થની ખબર હોત એટલે ગુરુપરમ્પરાથી અર્થ આવડતા હોત તો '**अपरा योजना**' ન લગાડતાં તે જ અર્થ કામે લગાડત; અને વિરુદ્ધ પક્ષવાદીને જવાબ આપતી વખત અને અનુમાનથી[2] પ્રત્યુત્તર ન આપતાં માત્ર એમ જ કહેત કે 'સૂત્રકારનું આમ કહેવું છે, કારણ એ અર્થ મને ગુરુપરમ્પરાથી મળેલો છે.' **શંકરાચાર્યે** જે અર્થ આપેલા છે તેના દાખલા અગીઆર કરતાં ઓછા નથી. અને આ ઉપરથી એવો નિર્ણય લાવી શકાય છે કે જો કે **શંકરાચાર્યને** **બ્રહ્મસૂત્રના**[3] લૌકિક અર્થની ખબર હતી તો પણ તે સૂત્રકારના પોતાના છે એમ તે માની શકતા નહિ. જ્યારે **શંકરાચાર્ય** માની શકતા નહિ ત્યારે આપણે તો ન જ માનીએ.

જે પ્રશ્ન **પ્રો. વેબર** અને બીજી તરફ **પ્રો. ભાણ્ડારકર** અને કીલહોર્નની વચ્ચે વિવાદનો વિષય થઇ પડયો છે તે પ્રશ્ન ઉપર **શંકરભાષ્ય** કાંઇક અજવાળું પાડે છે.[4] **आचार्यः सुहृत्त्वान्वाचष्टे, पश्यति त्वाचार्यः** આવા વાકયોમાં તેમ જ **પતંજલિના** મહાભાષ્યમાંનાં વાકયોમાં પણ '**आचार्य**' શબ્દ કોને વાસ્તે મુકયો છે તે જ પ્રશ્ન છે. **પ્રો. ભાણ્ડારકર** અને કીલહોર્નનું કહેવું એમ છે કે એ વાકયોમાં '**आचार्य**' એટલે **પતંજલિ** નહિ, પણ કાત્યાયન અથવા **પાણિની** છે. **વેદાન્તસૂત્રભાષ્યમાં** વાપરેલાં આવાં જ વાકયોથી આ વિષય ઉપર કાંઈક અજવાળું પડે છે. **आचार्यः सुहृद् आचार्य.** વિદ્યાર્થીના સુહૃદ–આ વાકય મ્હે ભાષ્યમાં બે સ્થળે જોયાં છે. નિસંદેહ બન્ને સ્થળે આચાર્ય એટલે સૂત્રકાર **બાદરાયણ** જ છે. **વેદાન્તસૂત્રની** ટીકા(૪-૧-૧૧)[5]માં પહેલો ફકરો છે. એમાં કહે છે કે જ્યારે જ્યારે મનની એકાગ્રતા થાય ત્યારે ત્યારે ધ્યાન ધરવું. કેટલાક પુસ્તકમાં ધ્યાન કયે સ્થળે ધરવું એ બતાવી **શંકરાચાર્ય** કહે છે કે ખરેખર આવી મર્યાદા હોય છે, પણ સુહૃદ્ ભાવથી આચાર્ય કહે છે કે હવે કંઈ જરૂરનું નથી. **શંકરભાષ્યના** ટીકાકાર સ્પષ્ટ રીતે કહે છે કે–**सुहृद्भावेन सूत्रकृदुपदिशति**–"**સૂત્રકાર** સુહૃદ્ભાવથી જ ઉપદેશ કરે છે." બીજો ફકરો ટીકા [6](૪,૩,૨)માં છે. એમાં **શંકરાચાર્ય** કહે છે કે **आचार्य** સુહૃદ્ભાવથી બ્રાહ્મણને ભિન્ન ભિન્ન પંથોની યોગ્ય ગોઠવણ વિસ્તારથી દર્શાવે છે.

---

૧ જુઓ ભાષ્ય, પુસ્તક ૧, પૃષ્ઠ ૧૦૪. (સૂત્ર ૧, ૧, ७), પૃષ્ઠ ૨૮૪ (૧, ૩, ૨७), પૃષ્ઠ ૪૫૮ (૨, ૧, ૧૫), પૃષ્ઠ ૫૮૯ (૨, ૨, ૩૫), પૃષ્ઠ ૫૯७ (૨, ૨, ૪૦) પુસ્તક ૨, પૃષ્ઠ ७૧૨ (૨, ૪, ૬), પૃષ્ઠ ७૫૦ (૩, ૧, ७), પૃષ્ઠ ૮૩૫ (૩, ૨, ૩૩), પૃષ્ઠ ૮७૫ (૩, ૩, ૧७); પૃષ્ઠ ૯૦૪ (૨, ૩, ૨૬), પુસ્તક ૨, પૃષ્ઠ ૮૧૨ (૩, ૨, ૨૧) માં જે બાબતના જૂદી રીતના અર્થ કરેલા છે અને જેનો સ્વીકાર શંકરે કરેલો નથી તેને હું સ્વીકારતો નથી. જુઓ વળી જ. બો. બ્રે. રો. એ. સો., પુસ્તક ૧૬, પૃષ્ઠ ૧૯७.

૨ આગળના ટિપ્પણમાં જે બાબત છેલ્લી લીધેલી છે તેવી જ બાબત છે. જુઓ વળી પૃષ્ઠ ૯૬૩ (૩, ૩, ૫७), પૃષ્ઠ ૧૧૨૪ (૪, ૩, ૧૪).

૩ કૅાલબ્રુક કૃત નિબંધો (પુ. ૧, પૃષ્ઠ ૩૩૧, મદ્રાસની આવૃત્તિ, થીબોટ–વેદાન્તસૂત્ર પૃષ્ઠ ૧૪,૮૬; ભગવદ્ગીતામાં મારા પોતાના વિચારો) પૃષ્ઠ ૩૦–૧ કોલબ્રુકની ટીકા સાધારણ રીતે ખરી છે. ઉપર કહેલા શ્લોક પ્રમાણે વિદ્વાનોની સંખ્યા એટલી જ હોવી ન જોઇએ. અને અર્થ પણ દરેક જણ ફેરવતા હોવા જોઇએ. આના દાખલા શાંકરભાષ્યમાં અને ભામતિમાંથી મળી આવશે. જુવો પૃષ્ઠ ૫૨૧.

૪ જુઓ ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૫, પૃષ્ઠ ૨૪૮–૩૪૫; પુસ્તક ૬, પૃષ્ઠ ૩૦૩.

૫ જુઓ પુસ્તક ૨, પૃષ્ઠ ૧૦७૩, કેટલાક ફકરાઓમાં શંકર બાદરાયણને સૂત્રકારના અભિધાનથી ઓળખાવે છે. જુઓ પુસ્તક ૧, પૃષ્ઠ ૧૪૦ (૧, ૧, ૨૩), પૃષ્ઠ ૧૪૮ (૧, ૧, ૨૪), પુસ્તક ૨, પૃષ્ઠ ૯૫૩ (૩, ૩, ૫૩), અને પૃષ્ઠ ૯૬૨ (૩, ૩, ૫७) તેમ જ બીજે સ્થળે પણ.

૬ જુઓ પુસ્તક ૨, પૃષ્ઠ ૧૧૧૩.

બીજા એવા પણ ફકરા છે કે જેમાં **आचार्य** શબ્દ છે, પણ 'સુહૃદ્' શબ્દ વાપરેલો નથી. આનું વિસ્તારથી વિવરણ કરવું યોગ્ય નથી. સૂત્ર (૨,૩,૪૦)માં '**यथाच तक्षोभयथा,**' આ શબ્દો છે. પ્રાસ્તાવિક ટીકા કર્યા પછી **तदेतदाहाचार्यः यथाच तक्षोभयथा**—શંકરે આ શબ્દ વાપર્યા છે અને [1]સૂત્રના શબ્દો ઉપર ટીકા કરી છે. નિયમાનુસાર પ્રસ્તાવના આપ્યા પછી (૩,૧,૧) સૂત્ર ઉપર ટીકા કરતાં શંકર કહે છે કે **इत्येवं प्राप्ते पठत्याचार्यः तदनन्तरप्रतिपत्तौ रंहतिसंपरिष्वक्त इति।**[2] આ છેલ્લા શબ્દો સૂત્રની શરૂઆતમાં જ છે અને એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આચાર્ય એ સૂત્રકર્તા જ હોવા જોઈએ. આ દાખલો સંભારી રાખવા લાયક છે, કારણ કે **इत्येवं प्राप्ते पठति**, આ વાક્ય ભાષ્યમાં ઘણે સ્થળે આવે છે. કેટલાકમાં '**आचार्य**' શબ્દ નથી. વાક્યોમાં જે ક્રિયાપદ આવે છે તેના કર્તા તરીકે સૂત્રકાર ગણવો એ આના ઉપરથી અનુમાન થાય છે. બીજો દાખલો સૂત્ર ૪,૨,૧[3] માં છે–'**वाङ्मनसि दर्शनाच्छब्दाच्च**' શંકર આનો અર્થ આમ કરે છે–'**वाग्वृत्तिर्मनसि संपद्यते,**' અને પ્રશ્ન કરે છે કે–'**कथं वाग्वृत्तिरिति व्याख्याते यावता वाङ्मनसीत्येवमाचार्यः पठति**' જ્યારે આચાર્ય '**वाक्**' શબ્દ વાપરે છે ત્યારે તમારે '**वाग्वृत्तिः**' વાપરવાનું શું કારણ છે? આવી રીતે આચાર્યથી વિરુદ્ધ પડે છે. આવી રીતે દરેક ફકરા લેઈને વિવરણ કરવાને ઘણો વખત જોઈએ, પણ [4]ટિપ્પણમાં કેટલાક સૂચિત કર્યા છે. મ્હારે એટલું તો કહેવું જોઈએ કે જ્યાં જ્યાં **आचार्य** શબ્દ વાપરેલો છે ત્યાં આચાર્ય સૂત્રકારને વાસ્તે છે કેટલીક વખતે બાદરાયણનું નામ પણ સૂત્રમાંથી સૂચિત થાય છે. શંકરાચાર્ય ભાષ્યમાં તેને હમેશાં **बादरायणाचार्य** કહે છે. અને છેલ્લા સૂત્રમાં નીચેના શબ્દો છે–'**अत उत्तरं भगवान् बादरायणाचार्यः पठति** કેટલીક વખત **बादरि** અને બીજા વિદ્વાનોનું પણ સૂચન થાય છે અને તેમને ભાષ્યમાં શંકર '**बादरिराचार्यः जैमिनिराचार्यः**' વગેરે[5] નામ આપે છે. કેટલાકમાં તો "કર્તા" અધ્યાહાર રાખી "**पठति**" અથવા એવો જ બીજો શબ્દ આપેલો છે. આમાં સૂત્રકારને કર્તા તરીકે લેવાનો છે. આ ફકરાઓ જેમાંના થોડાક નીચેની ટિપ્પણીમાં આપ્યા છે[6] તેને ઇંડિયન એન્ટીકવેરીના પાંચમા પુસ્તકના ૨૫૦ મે પાને પ્રો. કીલહોર્ને આપેલા ફકરા સાથે સરખાવી શકાય એમ છે. કેટલીક વખત શબ્દ ફેર થાય છે "**पठत्याचार्यः**" ને બદલે સૂત્રના શબ્દની પહેલાં "**इत्येवं प्राप्ते ब्रूमः**" આ શબ્દો છે. આ ઉપરથી એમ અનુમાન કરવાનું નથી કે **इत्येवं** નો કર્તા શંકરાચાર્ય છે અને એથી "**आचार्य**" શબ્દ ત્રીજા પુરુષમાં એમને વાસ્તે જ મુકેલો છે. પહેલા વાક્યમાં તો ટીકાકાર સૂત્રકાર અને ટીકાકારના સિદ્ધાંત મતવાદી તરફથી બોલે છે એમ માનવાનું છે. કેટલેક સ્થળે તો પ્રથમ પુરુષવાળું વાક્ય એકવચનમાં હો વા બહુવચનમાં હો તો પણ ટીકાકારને પોતાને જ[7] સૂચવે છે. એક સ્થળે ટીકાકાર પોતાને **भाष्यकृत्**[8] કહિ ત્રીજા પુરુષમાં મુકે છે.

પ્રો. વેબર, ભાણ્ડારકર અને કીલહોર્નના વિવાદમાં જે જે ફકરાઓ આપેલા છે તે અને અહિં આ સૂચવેલા ફકરાઓ ઘણા મળતા આવે છે. મ્હને એમ જણાય છે આ સરખામણીથી એટલો નિર્ણય આણી શકાય છે કે વાક્યો અને શબ્દો જે પ્રસ્તુતકાર્યને અર્થે આપેલા છે તે પારિભાષિક ભાષાનો

---

૧ જુઓ પુસ્તક ૨, પૃષ્ઠ ૬૭૫. ૨ જુઓ પુસ્તક ૨, પૃષ્ઠ ૭૪૧. ૩ જુઓ પુસ્તક ૨, પૃષ્ઠ ૧૦૮૮.

૪ જુઓ પુસ્તક ૧, પૃષ્ઠ ૯૧ (૧–૧–૪), પૃષ્ઠ ૨૯૯ (૧–૩–૩૦), પૃષ્ઠ ૩૬૮ (૧–૪–૧૨), પૃષ્ઠ ૩૭૪ (૧–૪–૧૪), પૃષ્ઠ ૪૬૬ (૨–૧–૩૭), પૃષ્ઠ ૬૦૬ (૨–૨–૪૨), પુસ્તક ૨, પૃષ્ઠ ૭૩૬ (૨–૪–૨૦), પૃષ્ઠ ૮૪૪ (૩–૩–૧), પૃષ્ઠ ૮૧૮ (૩–૩–૧૩), પૃષ્ઠ ૮૯૦ (૩–૩–૨૪), પૃષ્ઠ ૧૦૧૯ (૩–૪–૩૪), પૃષ્ઠ ૧૧૨૩ (૪–૩–૧૪).

૫ ન્યાયસૂત્રના કર્તા ગૌતમને પણ શંકર આચાર્ય કહે છે, પુ. ૧, પૃષ્ઠ ૬૭ (૧,૧,૪); જુઓ વળી શબરસ્વામિન, પુ. ૨, પૃષ્ઠ ૯૫૩, (૩, ૩, ૫૩) અને વૃદ્ધ ગુરુ ગૌડપાદ, જ. બો. બ્રે. રા. એ. સો, પુ. ૧૭, પૃષ્ઠ ૧૬૮.

૬ જુઓ પુસ્તક ૧, પૃષ્ઠ ૨૬૦ (૧–૩–૧૮), પૃષ્ઠ ૪૦૧ (૨–૪–૨૫) [સૂત્રકારે ધારેલો અર્થ સ્પષ્ટ કરવાને ગોવિંદાનંદ ઉપરની ટીકાની નોંધ લઈ શકાય.]; પુસ્તક ૨, પૃષ્ઠ ૯૦૬ (૩–૩–૨૭), પૃષ્ઠ ૯૧૧ (૩–૩–૩૧), પૃષ્ઠ ૯૨૦ (૩–૩–૩૪), પૃષ્ઠ ૯૩૧ (૩–૩–૪૦), પૃષ્ઠ ૯૪૬ (૩–૩–૪૮), પૃષ્ઠ ૯૮૪ (૩–૪–૧૧).

૭ જુઓ પુસ્તક ૨, પૃષ્ઠ ૬૭૬ (૩–૩–૪૦), પૃષ્ઠ ૭૯૭ (૩–૨–૯), પૃષ્ઠ ૮૭૪ (૩–૩–૧૭).

૮ પુસ્તક ૨, પૃષ્ઠ ૯૫૩ (૩–૩–૫૩).

એક ભાગ છે એટલે કે આવી વખતે ઉપયોગી થઈ પડે એવા છે[1] અને જો આમ હોય તો પતંજલિ મહાભાષ્યમાં આવેલા आचार्य શબ્દના અર્થ સારૂ પ્રો. ભાણ્ડારકર અને વેબરને નિર્ણય અર્થે જે વિરોધ પડયો છે તે નિર્ણયનું દઢીકરણ[2] થાય છે. મહાભાષ્યના ઇતિહાસને અર્થે નિર્ણય લાવનાર સાધનો અને સ્થિતિ વિગેરેનું અહિં વિવેચન કરવું ઉચિત નથી.

આ-જનો વિષય પૂરો કરતાં પહેલાં ડૉ. થીબોટના શારીરક ભાષ્યના ભાષાંતરના ઉપોદ્ઘાતથી સૂચિત થયેલી એક વાત કહું છું. ડૉ. થીબોટ કહે છે કે દ્રાવિડાચાર્ય પણ વેદાન્તના[3] ટીકાકારમાંનો એક હતો. શારીરકભાષ્યમાં એનું નામ નથી, પણ ભામતી[4]૧,૧,૪માં વાચસ્પતિમિશ્રે એમનું સૂચન કરેલું છે. છાન્દોગ્ય ઉપનિષદ્‌ની ટીકામાં આનંદગિરિએ પણ એનું નામ આપ્યું છે ત્યાં એમ કહે છે કે એનક એ ઉપનિષદ ઉપર દ્રાવિડાચાર્યનું ભાષ્ય હતું, તો શંકરાચાર્યના ભાષ્યની શી જરૂર હતી? એનો ઉત્તર પણ તે પોતે આપે છે. જરૂર માત્ર એટલી કે શંકરભાષ્યમાં[5] ટુંકામાં સર્વેનો સમાવેશ હતો. મિ. થીબોટના આપેલા ફકરા જોડે આ બન્નેને સરખાવતાં એમ જણાશે કે જે મતના શંકર હતા તે જ મતના દ્રાવિડ પણ હતા. મિ. થીબોટ કહે છે કે વેદાંતના ભાષ્ય ઉપર રામાનુજ, દ્રાવિડભાષ્યમાંથી વખતો વખત ઉદાહરણ આપે છે. આ બન્ને જૂદા જૂદા લેખકોનું છે એમ ધારી શકવાને પુરતાં કારણો ન હોવાથી એમ જણાય છે કે શંકરના સમયમાં દ્રાવિડભાષ્ય જુના કાલનું ગણાતું હોવું જોઇએ.—કે. ટી. તેલંગ, એમ. એ. જ. રો. એ. સો., પુસ્તક ૧૮, અંક ૪૮. (૧૪ થી જુલાઈ સને ૧૮૯૦).

---

૧ જે વાક્યો પતંજલિના મહાભાષ્યમાં આપેલા છે તે વેદાન્તસૂત્ર ભાષ્યમાં પણ છે—अवश्यं चैतदेवं विज्ञेयम्; પુ. ૨, પૃષ્ઠ ૭૫૫ (૩, ૧, ૮), વળી विषम उपन्यासः જુઓ પુ. ૧, પૃષ્ઠ ૩૧૧ (૧, ૩, ૩૩), અને अपर आह (પ્રો. ભાણ્ડારકર, ઈન્ડ.ઍંટી., પુ. ૫, પૃષ્ઠ ૩૪૬n.) શંકરના ભાષ્યમાં પણ ઠેકાણે ઠેકાણે પણ માલુમ પડે છે, જુઓ પુ. ૧, પૃષ્ઠ ૧૫૦ (૧,૧,૨૫), પૃષ્ઠ ૧૫૩ (૧, ૧, ૨૭), પૃષ્ઠ ૧૮૪ (૧,૨,૧૨), પૃષ્ઠ ૨૨૮ (૧,૩,૧), પૃષ્ઠ ૨૪૭ (૧,૩,૧૩). મારે કહેવું જોઇએ કે સૂત્ર ૧,૩,૩૯ અને ૧,૩,૩૪ વડે ભામતિ मण्डूकप्लुति નામ આપે છે. ભાષ્યની પદ્ધતિવાસ્તે જુઓ જર્નલ બો. બ્રો. રો. એ. સો., પુ. ૧૬, પૃષ્ઠ ૨૬૬. પુ. ૧, પૃષ્ઠ ૫૭ મે પાને કેટલાક વિરુદ્ધ પક્ષવાળાઓનું સૂચન કરે છે अत्र अपरे प्रत्यवतिष्ठन्ते ટીકાકાર ગોવિન્દાનંદ એનો અર્થ—वृत्तिकाराः पूर्वपक्षयन्ति કહે છે. વાચસ્પતિમિશ્ર (ભામતિ, પૃષ્ઠ ૮૨) એ જ વાક્યને બતાવતાં કહે છે કે आचार्यदेशीयानां मतमुत्थापयति. ભામતી, પૃષ્ઠ ૨૮૬. તેમ જ ગોવિન્દાનંદ, પુ. ૧, પૃષ્ઠ ૩૪૩. મહાભાષ્યમાં આવેલા आचार्यदेशीयः શબ્દ ઉપર કંઇક અજવાળું પાડે છે. આના ઉપર પ્રો. ભાણ્ડારકર, ગોલ્ડસ્ટકર અને વેબરને વિવાદ થયો હતો. જુઓ ઈ. એન્ટી., પુ. ૨, પૃષ્ઠ ૯૬. કાત્યાયન અને પતંજલિ વિશે લખતાં आचार्यदेशीय ઉપર ડા. કીલહોર્ને ટીકા કરે છે—જુઓ પૃષ્ઠ ૫૨ નું ટિપ્પણ. એમાં કેટલોક ફેરફાર કરવો જોઇએ. પણ ભામતિમાંના ફકરાથી એમ સિદ્ધ થાય છે કે आचार्यदेशीय (પૃષ્ઠ ૫૪) નો અર્થ ડા. કીલહોર્ને सिद्धान्तैकदेशी કર્યો છે તે ખરો છે. પ્રો. વેબરે જે અર્થ કર્યો છે તે મને ખરો લાગતો નથી.

૨ જુઓ સાબર ભાષ્ય (બિબ્લીઓથિકા ઇંડિકા) પૃષ્ઠ ૧ જેમાં ચોખ્ખી રીતે જૈમિનીને આચાર્ય કહ્યા છે. પૃષ્ઠ ૨૦૯-૧૦ શિવાય એ ભાષ્યમાં 'આચાર્ય' એવું લખેલું બીજે કોઈ ઠેકાણે જોવામાં આવ્યું નથી, (જ્યાં बादरिराचार्यः, जैमिनिराचार्यः એવું ઉપરના મૂળમાં જે બતાવ્યું છે એ પ્રમાણે છે.) જુઓ વળી પૃષ્ઠ ૩૨૭. પૃષ્ઠ ૭૨-૩ માં જે વાક્ય છે તેનો અહિં સંબંધ નથી. આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે પૃષ્ઠ ૧૭માં જે વાક્ય अपर आह છે તે આ પૃષ્ઠની ૧ લી ટિપ્પણીમાં છે.

૩ જુઓ અવતરણ, પૃષ્ઠ ૧૧-૧૨.

૪ જુઓ પૃષ્ઠ ૯૨ (બીબ્લીઓથિકા ઇંડિકા આવૃત્તિ.)

૫ જુઓ પૃષ્ઠ ૧ (બીબ્લીઓથિકા ઇંડિકા) ગૌડપાદની કારીકા ઉપરની ટીકામાં શંકર કહે છે કે सिद्धं तु निवर्तकत्वादित्यागमविदां सूत्रम् ॥ અને આનંદગિરિ એના ઉપર ટીકા કરતાં કહે છે કે उक्तेऽर्थे द्रविडाचार्यसंमतिमाह ॥ જુઓ પૃષ્ઠ ૮૯. કાથવટેએ શોધન કરેલી આનંદાશ્રમની માણ્ડૂક્ય અને ગૌડપાદ ઉપરની ઉત્તમ આવૃત્તિ.

# ધર્મકીર્તિ અને શંકરાચાર્ય.

ઈન્ડીઅન એન્ટીકવેરીના બારમા પુસ્તકના ૧૭૪મે પાને 'શંકરાચાર્યનો સમય' એ નામનો વિષય મેં લખ્યો છે. એમાં હસ્તલેખમાંના ફકરા આપ્યા છે. એ હસ્તલેખમાં તત્ત્વજ્ઞાનીનો જન્મ શક ૭૧૦ એટલે ઈ. સ. ૭૮૮ માં થયો છે એમ દર્શાવ્યું છે. આ સમય બરાબર છે એમ ડૉ. માક્ષ મૂલરે[1] જણાવ્યું છે. ઈન્ડીઅન એન્ટીકવેરી, પુસ્તક ૧૩, પૃષ્ઠ ૯૬ મે મિ. કે. ટી. તેલંગ આ વિચારથી ભિન્નમત થયા છે. મારૂં એમ માનવું છે કે એમણે આ સોસાયટી આગળ પ્રસ્તુત વિષયના સંબંધમાં ઘણા નિબંધો વાંચ્યા છે; અને એક પણ નિબંધમાં પોતાનો વિચાર ફેરવ્યો હોય એમ જણાતું નથી. પહેલા જ નિબંધમાં એમના કહેવાનો ભાવ આવી ગયો છે. તેઓ શંકરાચાર્ય છઠ્ઠા સૈકામાં થયાનું કહે છે. આને વાસ્તે એમણે જે જે કારણો આપ્યાં છે તેનો વિચાર કરવાનું કાર્ય યોગ્ય સમયને વાસ્તે મુલતવી રાખુંછું. એમનો પ્રશ્ન આ છેઃ—કેરલોત્પત્તિ જેવો ગ્રંથ જેમાં શંકરાચાર્યનો જન્મ ઈ. સ. ૪૦૦ માં થયો એમ જણાવે છે, એ ગ્રન્થમાં આપેલાં પ્રમાણો કયા ઐતિહાસિક કારણોની સહાયતાથી નાકબુલ કરવાં? આ પ્રશ્નનો યોગ્ય અને ઉત્તમ ઉત્તર આજના વિષયમાં છે. ઈંડિઅન એન્ટીકવેરીના ચૌદમા પુસ્તકના ૬૪ મે પાને સંસ્કૃત હસ્તલેખો ઉપર ડા. ભાણ્ડારકરના આવેદનપત્ર(report)નું નિરૂપણ કરતાં ડૉ. બ્યુલરે લખ્યું છે કે "શંકરાચાર્યના સમયના સંબંધમાં વધારે વિવેચન કરવું અયુક્ત છે." પરંતુ આવા આપ્તજનના બોધથી કંઇ પણ અસર થઇ નથી. વળી ઇન્ડીઅન એન્ટીકવેરીના ૧૬ મા પુસ્તકના ૪૧ મે પાને મિ. ફ્લીટ જણાવે છે કે શંકરાચાર્ય અને નેપાલનો રાજા વૃષદેવ સમકાલિન હતા, અને ડૉ. ભગવાનલાલના કહેવા પ્રમાણે વૃષદેવ ઇ. સ. ૨૬૦ માં થયો. આ સમય આકાલિક છે એમ ફ્લીટનું કહેવું છે, અને પોતે કરેલી નેપાલવંશાવલિની સંશોધના પ્રમાણે વૃષદેવનો સમય ઇ. સ. ૬૩૦–૫૫ માં આણ્યો છે. અને જો આમ હોય તો જ નેપાળની દંતકથા—જે વૃષદેવ અને શંકરાચાર્ય સમકાલિન હતા એમ દર્શાવે છે—તે દંતકથા—ઉપર આધાર રાખી શકાય. 'માલતિમાધવ'ના હસ્તલેખમાં દશ અંકમાંના બે અંકના કોલોફન—વલણ (colofhon)માં એમ જણાવ્યું છે કે ભવભૂતિ કુમારિલ સ્વામિના શિષ્ય હતા. મિ. શંકર પાંડુરંગ પંડિત કુમારિલ અને શંકરના સમયના નિર્ણયને સારૂ આવા સંજ્ઞાહીન લેખ ઉપર આધાર રાખે છે અને "શંકરાચાર્ય આડી રીતે કુમારિલનું સૂચન કરે છે." કહે છે કોલબ્રુક, આ ઉક્તિની સત્યતાનો વાંધો લે છે. ગઉડવહો નામના ગ્રંથની પ્રસ્તાવનામાં મિ. પંડિત કહે છે કે—"શંકરાચાર્યના જેટલા ગ્રન્થો (શારીરક ભાષ્ય, દશ ઉપનિષદ્દના ભાષ્ય અને ગીતાભાષ્ય) પ્રસિદ્ધ છે તેટલા સૂક્ષ્મતાથી વાંચતાં શંકરાચાર્યે, કુમારિલભટ્ટનું અથવા તેમના ગ્રન્થનું કંઇ પણ સૂચન કર્યું હોય એમ જણાતું નથી"—તો પણ એટલું તો સહજ જણાય છે કે જે મનુષ્ય સુરેશ્વરની ટીકાની સહાયતાથી બૃહદારણ્યકભાષ્ય[2] શીખ્યો તે આવી મોટી ભૂલ કરે એ સંભવતું નથી; કારણ બૃહદારણ્યકવાર્તિકમાં કુમારિલ અને પ્રભાકરના વિરુદ્ધ મતો દર્શાવ્યા છે અને શંકરાચાર્ય પોતે જ [3]ઉપદેશસહસ્રીમાં કુમારિલનું સૂચન કરે છે.

સત્ય વાત તો એ જ છે કે શંકરાચાર્યના ગ્રંથો, વિષયના પ્રમાણમાં જેટલી કાળજીથી વાંચવા જોઈએ તેટલી કાળજીથી વંચાયા નથી. સુરેશ્વરાચાર્ય અને વાચસ્પતિમિશ્રની ટીકાઓ—જે પહેલી થઇ હતી—તે ક્વચિત્ જ વાંચવામાં આવે છે. સુરેશ્વરાચાર્ય શંકરાચાર્યનો સમકાલિન અને પ્રસિદ્ધ શિષ્ય હતો અને સુરેશ્વર પછી શંકરાચાર્યનો મત પ્રદર્શિત કરનાર, વાચસ્પતિમિશ્ર જેવો અન્ય નહોતો.

---

1 માક્ષ મૂલર કૃત ઇંડિયા, પૃષ્ઠ ૩૬૦.

2 બૃહદારણ્યકવાર્તિક, પ્રકરણ ૬, આનંદાશ્રમ હસ્તલેખ, પૃષ્ઠ ૨૨૬a.

3 ઉપદેશસહસ્રી, શ્લોક ૧૩૯–૪૦.

સાંખ્યતત્ત્વકૌમુદીમાં વાચસ્પતિમિશ્રે રાજવાર્તિકમાંથી ઉતારો કર્યો છે. [1] માધારણ્યયતિના શિષ્ય–શ્રીભારતિ આને–ભોજરાજવાર્તિક અથવા ભોજરાજનું વાર્તિક (ઈ. સ. ૯૯૩) માને છે. વાચસ્પતિના 'ભામતી' પુસ્તક ઉપર વ્હેલામાં વ્હેલી ટીકા યાદવવંશી કૃષ્ણરાજના સમયમાં થઈ છે. કલ્પતરુની પ્રસ્તાવનામાં અમલાનંદ કહે છે કે–"શ્રીમાન્ જૈત્યદેવ, જેણે પોતાની કીર્તિના પ્રભાવે યાદવવંશને પ્રસિદ્ધિમાં આણ્યો તે જૈત્યદેવનો પુત્ર કૃષ્ણ જ્યારે મહાદેવની જોડે રાજ્ય ચલાવતો ત્યારે આ ગ્રન્થ લખવો શરૂ કર્યો હતો." ઈંડિયન એંટીકવેરીના ૧૪ મા પુસ્તકના ૬૯ મે પાને આ રાજાનો લેખ શક ૧૧૭૦માં પ્રસિદ્ધ કર્યો છે. તેણે ઇ. સ. ૧૨૪૭–૬૦ સુધી રાજ્ય કર્યું છે.[2]

આપણે એટલું પણ જાણીયે છીએ કે વાચસ્પતિમિશ્ર ઉદયનાચાર્યની પહેલાં થયો; કારણ કે ઉદયનાચાર્યે, વાચસ્પતિમિશ્રના એક ગ્રન્થ ઉપર તાત્પર્યપરિશુદ્ધિ નામની ટીકા લખી છે. તાલપત્ર ઉપર લખેલા આ ટીકાના હસ્તલેખમાં સંવત ૧૩૦૪ એટલે ઈ. સ. ૧૨૪૮નો[4] સમય આપ્યો છે અને ૧૩[3] માં સૈકામાં બૌદ્ધધર્મ હિંદુસ્તાનમાંથી તદ્દન નાબુદ થયો હતો. અને ઉદયનાચાર્યના સમયમાં એ ધર્મ ચાલતો હતો તથા એ બૌદ્ધધર્મમાં નીચામાં નીચા વર્ગનો મનુષ્ય જઈ શકે છે એ વિચારથી પોતે તે ધર્મને ધિક્કારે[5] છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે એણે ૧૨ મા સૈકામાં ટીકા લખી હશે. વાચસ્પતિમિશ્ર જે ઉદયનાચાર્યની પહેલાં થયો તેને જો ૧૧મા સૈકામાં મુકિયે તો છેક ખોટું નથી.

એ વાત તો પ્રસિદ્ધ છે કે શારીરકભાષ્યના જે ભાગમાં શંકરાચાર્યે બૌદ્ધધર્મના યોગાચાર મત વિશે લખે છે તે ભાગનું સ્પષ્ટીકરણ કરતાં 'ભામતી'નો કર્તા વખતો વખત ધર્મકીર્તિનું સૂચન કરે છે. આ ઉપરથી અનુમાન થાય છે કે જે શંકરાચાર્યે પોતાના ગ્રન્થમાં જેના મતોનો પ્રતિક્ષેપ કરે છે તે એક નામાંકિત બૌદ્ધ તત્ત્વવેત્તા હતો. બૃહદારણ્યકવાર્તિકમાંથી મળી આવેલાં ફકરાથી આ અનુમાનનું દૃઢીકરણ થાય છે. એમાં શંકરાચાર્યનો સમકાલિન અને શિષ્ય સુરેશ્વરાચાર્યે, ધર્મકીર્તિનું નામ આપે છે એટલું જ નહિ પણ તેના ઉપર હુમલો કરે છે.

હવે ટિબેટ અને ચીન તરફથી આ પ્રસિદ્ધ બૌદ્ધ ગ્રન્થકાર વિષે શું શું મળી આવે છે તેનો વિચાર કરીએ. ચીનનો પ્રવાસી ઇત્સિંગ,[6] જે સાતમા સૈકાના અંતમાં અહિં આવ્યો હતો તેણે પોતાની મુસાફરીનો હેવાલ ચીન ગયા પછી ઈ. સ. ૬૯૫ માં પ્રસિદ્ધ કર્યો હતો. આ આનંદજન્ય ગ્રન્થ આપણને મળ્યો છે. સને ૧૮૮૮ના નવેમ્બર–ડીસેમ્બરના એશીયાટિક જર્નલમાં આ ગ્રન્થમાંના કેટલાક ભાગનું ફ્રેન્ચ[7] ભાષાંતર આવ્યું હતું. એમાં એમ જણાવ્યું છે કે ધર્મકીર્તિ ઇત્સિંગનો સમકાલિન હતો. અને ઈત્સિંગ ઇ. સ. ૭૧૩ માં મૃત્યુ પામ્યો હતો. ધર્મકીર્તિ સાતમા સૈકાના પ્રથમ ભાગમાં હોવો જોઇએ.

ટિબેટનો બૌદ્ધ લેખક તારાનાથ લખે છે કે "ટિબેટના રાજા સ્રોત્સંગ્ગમ્પો જે ઇ. સ. ૬૧૭ માં જન્મ્યો હતો અને જેણે ૬૨૯–૯૮ સુધી રાજ્ય કર્યું તેનાં વખતમાં ધર્મકીર્તિ થયો." આ સમયના સંબંધે કંઇ પણ સંદેહ[8] નથી, કારણ કે આ રાજા એક ચીનની રાજકુંવરી સાથે પરણ્યો હતો અને તે સાલ નક્કી છે. આ ઉપરથી જણાય છે કે ટિબેટ અને ચીનના લેખકો ધર્મકીર્તિને સાતમા સૈકામાં થયો એમ ઠરાવવાને એકમત છે.

---

૧ સાંખ્યતત્ત્વકૌમુદીની ટીકા (કાશીમાં છપાયેલી આવૃત્તિ). ૨ *Early History of Dakkan*, પૃષ્ઠ ૮૬–૮૭.
૩ દખન કોલેજ સંગ્રહ, નંબર ૨૮, સન ૧૮૮૦–૮૧. ૪ મોનીઅર વિલ્યમ્સ કૃત બૌદ્ધધર્મ, પૃષ્ઠ ૧૭૦.
૫ આત્મતત્ત્વવિવેક, કલકત્તાની આવૃત્તિ, પૃષ્ઠ ૯૩. ૬ *India: What it can teach us?*, પૃષ્ઠ ૨૧૦.
૭ *Indian Antiquary*, પુસ્તક ૧૯, પૃષ્ઠ ૩૧૯. ૮ બર્નેલ કૃત સંવિધાન બ્રાહ્મણની પ્રસ્તાવના.

આઠમા સૈકાના દિગમ્બર સાહિત્યના અધ્યયનમાંથી પણ એ જ નિર્ણય થાય છે. આનું કારણ એમ છે કે દિગમ્બર જૈન લેખકોએ ધર્મકીર્તિને વિશે જે જે વિચારો દર્શાવ્યા છે તે જ વિચારો કુમારિલભટ્ટ, શંકરાચાર્યે અને સુરેશ્વરાચાર્યે પણ વિવિક્ત કર્યા છે. આ પુરાવાનું વિવેચન કરતાં વાર થાય એમ છે તેટલા માટે એને વિશે જુદો જ વિષય લખવાની જરૂર છે. સંસ્કૃત સાહિત્યમાં ધર્મકીર્તિની પદવી અદ્વિતીય છે. એના ગ્રન્થો વખતો વખત ઉપયોગમાં આવે છે તેમજ ટિબેટના બૌદ્ધ મંદિરોમાંથી સંસ્કૃત અથવા ભાષાંતરમાં એના ગ્રન્થો કદાપિ મળી આવે તો એ 'વિસ્મયકારક નથી.

જે ફકરામાં સુરેશ્વરાચાર્યે ધર્મકીર્તિના ત્રિલક્ષણ હેતુનું અવસ્કંદન કરે છે તે ફકરો જો કે, મોટો છે તો પણ આનંદજન્ય છે. એમાંનો થોડોક ભાગ અને તેનું ભાષાંતર પણ નીચે આપ્યાં છે. સુરેશ્વરનો એવો અભિપ્રાય છે કે 'પર્વતમાં વન્હિ (દેવતા) છે, કારણ ધૂમ છે, આટલી જ ઉક્તિ નિર્દોષ અર્થ દર્શાવવાને પુરતી છે. પરંતુ જો કોઈ પણ મનુષ્ય આમાં શંકા લાવતો હોય તો 'જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યાં વન્હિ (દેવતા) છે, અને જ્યાં જ્યાં ધૂમ નથી ત્યાં ત્યાં વન્હિ નથી' એ પરિસ્ફુટ અને નિષેધાર્થક ઉક્તિઓથી તે શંકા અવિચ્છિન્ન થાય છે. ત્યારે ધર્મકીર્તિ જણાવે છે કે આ વિચારો નિરુપયોગી છે અને બૌદ્ધધર્મના ત્રિલક્ષણ હેતુ—અનન્યતા, કારણત્વ અને અનુપલબ્ધિ—આ ત્રણમાં જ સતત સંયોગ છે. સુરેશ્વરાચાર્યે પરિસ્ફુટ અને નિષેધાર્થક ઉક્તિઓ નિરુપયોગી છે એમ કહે છે. પણ નીચેના શ્લોકોમાં ધર્મકીર્તિના ત્રણ હેતુમાં જે અનુપપત્તિ છે તે બતાવવા યત્ન કર્યો છે.

उत्पन्न एव ज्ञाने तु तत्संदेहनिवृत्तये । अन्वयव्यतिरेकौ स्तो न ताभ्यामनुमेयधीः ॥
संदेहनिर्णयादन्यत्स्वभावादि यदुच्यते । तस्यानुमित्यनंगत्वात्प्राप्तं त[illegible]षकण्डनम् ॥
अविनाभावसिद्ध्यर्थं नन्विदं वर्ण्यते त्रयम् । त्रिष्वेव त्वविनाभाव[illegible]पि कीर्तित[illegible] ॥
स्वभावादविनाभावे [illegible]दौष्ण्यस्याग्निलिंगता । स्वभावेऽथाविनाभावात्कार्ये प्राप्ता स्वभावता ॥
औष्ण्यस्वभावो दृष्टोऽग्नि[illegible]स्यान्यत्रापि दर्शनात् । क्षितितोयाश्म[illegible] दृष्टा [illegible]र्शस्वभावता ॥
मतं चेदं स्वभावोसौ योऽनेकार्थ[illegible] । धवादावपि तद्वृत्तेर्वृक्षात्मा शिंशपा न हि ॥
शिंशपा वृक्ष एवेति ह्यविनाभावकारणात् । क्षणिकत्वं न भावानां स्वभावः स्यात्तथा सति ॥
[illegible]गामित्वादहेतुत्वं प्रसज्यते । क्षणिकत्वं यदैकस्य तदासाधारणात्मता ॥
हेतोः साधारणात्मत्वं यदानेकस्य [illegible] । अग्नेर्धूमाच्च धूमस्य कार्यत्वस्य समीक्षणात् ॥
अनेकांतिकता हेतोः कार्यत्वस्येह सज्यते । यदि नाम सदा स्पर्शो वाय्वाद्यावपि वर्तते ॥
नैतावतां भवेल्लोके [illegible] स्पर्शस्वभाविका । भुवो हि स्पर्शवत्त्वस्य लोकेऽस्मिन्सुप्रसिद्धितः ॥
किंचाप्यव्यभिचारेण स्वभावत्वं विवक्षतः । स्वभावाच्चैव संसिध्येद्[illegible]नोऽव्यभिचारिता ॥
त्रिष्वेव त्वविनाभावादिति यद्धर्मकीर्तिना । प्रत्यज्ञायि प्रतिज्ञेयं [illegible]येतासौ न संशयः ॥
त[illegible]चारेण स्वभावत्वं विवक्षतः । पुंस्त्वेऽव्यभिचारस्य संसिद्धेः किं ततः परम् ॥
स्वभावहेतुना साध्यं वद यत्ते विवक्षितम् ।

(બૃહદારણ્યકવાર્તિક, પ્રકરણ ૬, પૃષ્ઠ ૩૯, દક્ષિણ કોલેજ હસ્તલેખ, નંબર ૪૬૩, સન ૧૮૮૨–૮૩.)

અર્થ—જ્યારે જ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે અન્વય અને વ્યતિરેક સંદેહ દૂર કરે છે, પણ જ્ઞાન ઉત્પન્ન કરતું નથી. આવી રીતે સંદેહનો નિર્ણય થયા પછી અન્યત્સ્વભાવાદિ ત્રણ હેતુઓ અનુમિતિમાં કંઈ પણ કામ ન આવવાથી તુષકંડનની પેઠે નિરુપયોગી થઈ પડે છે. અહિં એવો વાંધો ઉઠાવી શકાય કે આ ત્રણ અવિનાભાવની સિદ્ધિને અર્થે આપેલાં છે. બૌદ્ધ પણ કહે છે કે એ ત્રણમાં જ અવિનાભાવની સિદ્ધિ છે. જો અવિનાભાવમાં સ્વભાવ હોય તો ઉષ્ણતા પણ અગ્નિનો સ્વભાવ ગણાય. જો સ્વભાવમાં અવિનાભાવનો સમાવેશ થતો હોય તો કાર્યમાં જ સ્વભાવ છે. ઉષ્ણતા એ

અગ્નિનો સ્વભાવ છે અને અન્યત્ર જેમકે સૂર્યમાં પણ એ સ્વભાવ છે, અને ક્ષિતિ, પાણી, અગ્નિ અને વાયુમાં સ્પર્શનો સ્વભાવ છે, જે સ્વભાવ અનેકમાં છે તે તેમાંના એકમાં ન હોય તો શિંશપ અને ધાવડો બન્ને વૃક્ષો હોવાથી શિંશપના ગુણ, વૃક્ષના ગુણની જોડે એક હોવાથી વૃક્ષત્વ એકલા શિંશપને લાગુ પડી શકતું નથી. ભાવનું ક્ષણિકત્વ એ સ્વભાવ છે એમ કહિ શકાય નહિ. અનેકમાં હોવાથી તે હેતુ ગણાતો નથી; ક્ષણિકત્વ માત્ર એકને જ હોય છે. જ્યારે તે અનેકને લાગુ પડે છે ત્યારે સાધારણત્વ કહેવાય છે.' ધૂમ એ અગ્નિ એકલાનું જ પરિણામ છે અને અગ્નિ પૂર્વ ભાગના ધૂમનું પણ પરિણામ છે. અહિંઆં એક જ કારણથી કાર્યત્વ થયું નથી. જો વાયુ વગેરેમાં સ્પર્શ સ્વાભાવિક હોય તો આટલાથી ક્ષિતિમાં સ્પર્શનો સ્વભાવ નથી એ નિર્ણય કરવાને બસ નથી, કારણ ક્ષિતિનો સ્પર્શસ્વભાવ સુપ્રસિદ્ધ છે. જે પુરુષ સંયોગ ઉપર જ સ્વભાવ વિશે વિચાર બાંધે છે તે 'સ્વભાવ' માંથી જ આ નિર્ણય લાવી શકતો નથી. ધર્મકીર્તિનું કહેવું–ત્રણમાં જ અવિનાભાવ છે–એ નિઃસંદેહ ખોટું ઠરે છે.

જે ભાગમાંથી ઉપલો ઉતારો લીધો છે તે ગ્રન્થમાં સુરેશ્વર આત્માના અસ્તિત્વનું પ્રતિપાદન કરે છે. બૌદ્ધધર્મ એકલા હિંદુસ્તાનમાં જ પ્રસર્યો હતો એટલું જ નહિ પણ પૂર્વ દિશામાં પણ પ્રસર્યો હતો તેમાં આત્માનું અસ્તિત્વ માન્ય નથી. તેણે પોતાના સમયમાં પ્રસરેલા બૌદ્ધધર્મનું, એમાંથી થયેલા ચાર મતો–માધ્યમિક, યોગાચાર, સૌત્રાંતિક, વૈભાષિક–એ ચાર મતોનું, નિરીક્ષણ કર્યું છે. આ વિશે શંકરાચાર્યે લખ્યું પણ છે. બૃહદારણ્યકવાર્તિકનો આ ભાગ શારીરકભાષ્યના અમુક ભાગને વાસ્તે ટીકારૂપ થઇ પડે એમ છે. આમ જોતાં શંકરાચાર્યના સમકાલિન અને જેની બુદ્ધિએ તે વખતના સાહિત્યને દેદિપ્યમાન કર્યું હતું તેવાની કલમથી લખાયેલું હોવાથી એ અમૂલ્ય ગણાય એમ છે. બૌદ્ધધર્મનું નિરૂપણ ઉપર આપેલા શ્લોકમાં થોડુંક આવી જાય છે અને એમાં ધર્મકીર્તિના મતોની ટીકા વિવેકની સાથે કરી છે. 'બૃહદારણ્યકવાર્તિકના ટીકાકાર આનંદજ્ઞાને પોતાનું કામ સારી રીતે બજાવ્યું છે, અને એણે ધર્મકીર્તિ–જેને પોતે કીર્તિ કહે છે'—તેમાંથી વખતો વખત ઉતારા લીધા છે. અહિં એટલું પણ જણાવવું જોઈયે કે બૌદ્ધતત્ત્વજ્ઞાનીને પણ, દિગમ્બર જૈન લેખક વિદ્યાનંદ પત્રપરીક્ષામાં કીર્તિ કહે છે. નીચેના ફકરામાં ધર્મકીર્તિમાંથી[1] ઉતારો છે. એમ આનંદજ્ઞાન કહે છે.

सर्वस्य [illegible]ह्यासंभवत्वतः ॥
तस्यैव ज्ञानमात्रस्य ग्राह्यग्राहकलक्षण[illegible] । मलं प्रकल्प्य तस्स्वास्थ्यं शुद्धिं व्याचक्षतेऽपरे ॥
[illegible] हि [illegible]त्मा विपर्यासितबुद्धिभिः । ग्राह्यग्राहक[illegible]वित्तिभे[illegible]वानिव लक्ष्यते. ॥

આ ઉપર આનંદજ્ઞાનની ટીકા નીચે પ્રમાણે છેઃ—

अपर इति [illegible] नामोक्तिः ग्राह्यग्राहकभावस्य कल्पितत्वं त्त बौद्धराद्धान्तस्ते, तस्यैकत्र ज्ञाने तत्राव वास्तवमिच्छंतीत्याशंक्य तत्कल्पितत्वे कीर्तिवाक्यमुदाहरत्यभिन्नोपीति तस्माज्ञ वस्तुतो ग्राहकभे स्तीति शेषः

આનંદજ્ઞાનના મત પ્રમાણે 'अभिन्नोपि'થી શરૂ થતો છેલ્લો શ્લોક ધર્મકીર્તિનો છે અને એની પહેલાંના શ્લોકોમાં બૃહદારણ્યકભાષ્યના વિચાર અને શબ્દો આવ્યા છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે શંકરાચાર્ય પોતે બૌદ્ધતત્ત્વજ્ઞાની વિશે કહેવા માંગે છે. ઉપદેશસહસ્રી જેમાં શંકરાચાર્ય વિજ્ઞાનવાદી બૌદ્ધની પાસે નીચે પ્રમાણે કહેવડાવે[2] છે તેમાં ધર્મકીર્તિના શ્લોકો મુકયા છે. તેથી આમાં કંઈ પણ પ્રશ્ન ઉઠાવવાનું કારણ જણાતું નથી.

૧ બૃહદારણ્યકવાર્તિક, પ્રકરણ ૬, પૃષ્ઠ ૨૮૪, દખ્ખન કૉલેજ હસ્તલેખ, સન ૧૮૮૨–૮૩ નો નં. ૪૬૩ અને એ ઉપરની ટીકા, પૃષ્ઠ ૭૮૪, સન ૧૮૮૩–૮૪, નં. ૪૦૬.

૨ ઉપદેશસહસ્રી, શ્લોક ૧૪૧–૪૨. (મુંબઈની આવૃત્તિ, પૃષ્ઠ ૩૦૮.)

अनुभूतेः किमन्यास्मिन्स्यात्तवापेक्षया वद । अनुभवितरीक्षा स्यात्साप्यनुभूतिरेव नः ॥
अभिन्नोपि हि बुद्ध्यात्मा विपर्यासितदर्शनैः । ग्राह्यग्राहकसंवित्तिभेदवानिव लक्ष्यते ॥

અહિં બીજો શ્લોક ધર્મકીર્તિનો છે. તેમાં 'बुद्धिभिः'' ને બદલે 'दर्शनैः' છે. બૃહદારણ્યકવાર્તિકના જે જે હસ્તલેખો મેં વાંચ્યા છે તેમાં બીજું પાઠાંતર છે. એટલું જાણવાનું છે કે આ પાઠાંતરથી કોઇ પણ રીતે ભિન્ન અર્થ થતો નથી. અને જે ઐતિહાસિક અનુમાન થાય છે તેમાં ફેર પણ પડતો નથી. જૈનગ્રન્થ અષ્ટસહસ્રી પ્રકરણ પહેલામાં આ શ્લોક[1] છે, અને બૌદ્ધધર્મ ઉપરનાં વિષયમાં સાયણ-માધવે પણ મુકયો છે.

यथोक्तम् ।

सहोपलम्भनियमादभेदो नीलतद्धियोः । भेदश्च भ्रान्तिविज्ञानैर्दृश्येतेन्दाविवाद्वय इति ॥
अविभागोऽपि बुद्ध्यात्मा विपर्यासितदर्शनैः । ग्राह्यग्राहकसंवित्तिभेदवानिव लक्ष्यत । इति च ॥

જો કે અષ્ટસહસ્રીમાં अभिन्नोपि हि ને બદલે अविभागोऽपि છે તો પણ શંકરાચાર્યે અને સુરેશ્વરે લીધેલો આ શ્લોક ધર્મકીર્તિનો છે એમ તરત જ જણાય છે. આ સુપ્રસિદ્ધ શ્લોકનું ભાષાંતર પ્રો. ગફે[2] નીચે પ્રમાણે કર્યું છે-"વિભાગનો અભાવ છતાં બુદ્ધિ વા આત્મા વિપર્યાસિત દર્શનને લીધે ગ્રાહ્ય, ગ્રાહક અને સંવિત્તિના ભેદવાળો જણાય છે"

હું ભાષાંતર ખોટું છે એમ કહેવાની જરૂર ધારતો નથી. આનો ખરો અર્થ તો ઉપદેશસહસ્રીની ટીકામાં રામતીર્થે અને જૈન ટીકાકાર લઘુસમન્તભદ્રે આપેલો છે.

આ ઉપરથી જણાય છે કે શંકરાચાર્યે અને તેના શિષ્ય સુરેશ્વર એ બન્નેએ ધર્મકીર્તિના ટિબેટના રાજા સ્રોન્સંગગ્પોના સમકાલિન ગ્રન્થમાંથી ઉતારા લીધા છે. બૌદ્ધ તત્ત્વજ્ઞાનમાંથી જેવી રીતે ફકરા લીધા છે તે તરફ લક્ષ ખેંચાય છે. ધર્મકીર્તિનો પ્રસિદ્ધ શ્લોક બૌદ્ધ બોલે છે. આથી સિદ્ધ થાય છે કે શંકરાચાર્યના સમયમાં મહાનતત્ત્વવેત્તાના પ્રમાણનો આશ્રય લેવાનો સંપ્રદાય હતો. આનું કારણ માત્ર એટલું જ કે ધર્મકીર્તિના શ્લોકથી પરધર્માવલંબીઓની ટીકા બંધ કરાવવી. સુરેશ્વરાચાર્ય બૌદ્ધ તત્વજ્ઞાનીને શાક્યપુંગવ અથવા પ્રસિદ્ધ બુદ્ધ કહિને જે યોગ્ય માન આપે છે તે તરફ લક્ષ ખેંચવા સંસ્કૃતના વિદ્વાનોને વિજ્ઞપ્તિ કરૂંછું. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે શંકરાચાર્ય અને સુરેશ્વરાચાર્ય કીર્તિ મેળવવા ફાંફાં મારતા સમકાલિન લેખકનું સૂચન કરતા નથી, પરંતુ એક શ્રેષ્ઠ પ્રમાણરૂપ થઈ પડેલા અને જે અડધા સૈકા પહેલાં પ્રસિદ્ધ થયેલાનું સૂચન કરે છે. ટુંકામાં ધર્મકીર્તિ સાતમા સૈકામાં થયો અને તે ઉપરથી શંકરાચાર્યે જે તેને સૂચવે છે તે ૮મા સૈકામાં થયો હોવો જોઈએ. આ વિષય ઉપર દક્ષિણના જૈનસાહિત્યમાંથી આનંદજન્ય પુરાવો મને મળ્યો છે. એ ઉપરથી જણાશે કે આ બ્રાહ્મધર્મી સુધારક ૮મા સૈકામાં થયો. પરંતુ આ પુરાવો ઘણો મ્હોટો હોવાથી અહિં આપતો નથી. હવે પછીના નિબંધમાં સોસાયટીને એ આપીશ.

પુરૂં કરતાં પહેલાં એક વાત કહેવાની છે તે કહું છું. ઇત્સીંગ કહે છે કે વાક્યપદીયનો કર્તા ભર્તૃહરિ ઇ. સ. ૬૫૦માં ગુજરી ગયો. હવે[3] તન્ત્રવાર્તિકના ૨૫૧મે પાને (કાશીમાં છપાયેલી આવૃત્તિ) કુમારિલે વ્યાકરણકારના વાક્યકાન્ડનો ૧૧૯મો[4] શ્લોક ઉતાર્યો છે. ઉપર કહિ ગયો છું કે ઉપદેશસહસ્રી અને બૃહદારણ્યકવાર્તિકમાં કુમારિલનું નામ છે તો એમ જણાય છે કે કુમારિલ અને શંકરાચાર્ય બન્નેએ સાતમા સૈકાના નામાંકિત ગ્રંથોમાંથી ઉતારા લીધા છે. પરંતુ આ વિષય મારા બીજા નિબંધમાં ચર્ચાવીશ.—પાઠક, બી. એ., જર્નલ ઑ. બૉ. બ્રા. રૉ. એ. સો., પુસ્તક ૧૮, અંક ૪૮, સન ૧૮૯૧, પૃષ્ઠ ૮૮ થી ૯૬.

---

૧ સર્વદર્શનસંગ્રહ (બીબ્લી ઇંડિ. આવૃત્તિ, પૃષ્ઠ ૧૬).

૨ એનું જ ભાષાંતર, પૃષ્ઠ ૨૬.

૩ *India: What it can teach us?*

૪ अस्त्यर्थः सर्वशब्दानामिति प्रत्याय्य लक्षणम् । अपूर्वदेवतास्वर्गैः सममाहुर्गवादिषु ॥

## સુબન્ધુ અને કુમારિલ.

વાસવદત્તાના વિશિષ્ટ ઉપોદ્ઘાતમાં ડા. ફીટ્ઝ-એડ્વર્ડ હૉલે એ ગ્રન્થના કર્તા સુબન્ધુને, કાદમ્બરી[1] અને હર્ષચરિતના પ્રખ્યાત લેખક બાણના સમયની પહેલાં મુકયો છે. અને બાણ-જે હુયાનત્સંગ અને કનોજના હર્ષવર્ધનનો સમકાલીન હતો એમ મનાય છે. તે ઇ. સ.[2] આઠમા સૈકાના પ્રથમ ભાગમાં થયો છે. તેટલા માટે સુબન્ધુ છઠ્ઠા સૈકાના અન્તમાં અથવા સાતમા સૈકાના[3] પ્રથમ ભાગમાં થયો એ સર્વમાન્ય છે, તથાપિ સને ૧૮૮૫માં બાણકૃત કાદમ્બરીના ઉપોદ્ઘાતમાં પ્રો. પિટર્સન બાણના હર્ષચરિતના[4] જગવિદિત પ્રાસ્તાવિક શ્લોકોમાં સૂચિત વાસવદત્તા અને આ વાસવદત્તા એક જ છે કે કેમ તે વિશે શંકા લાવે છે પરંતુ અલ્પસમય પછી તેને પોતાના વિચારો[5] ફેરવવાનાં કારણ જડયાં હતાં. હવે ડા. કાર્ટલેરીએ આ સ્વીકૃત વિચારોને વળગી રહેવાના મહાપ્રયત્નથી કાઢેલાં કારણો આપ્યાં છે અને એ કહે છે કે બાણ આ વાસવદત્તાને જાણતો હતો અને બાણે માત્ર સુબન્ધુની[6] કીર્તિ આચ્છાદિત કરવાને જ ગ્રન્થ રચ્યો હતો. આમ હોવાથી મારા ધારવા પ્રમાણે જો આપણે એમ અનુમાન કરીએ કે, વાસવદત્તાના કર્તાએ જે પુસ્તકો અને વૃતાન્તનું સૂચન કર્યું છે તે મોડામાંમોડા છઠ્ઠા સૈકાની મધ્યમાં થવાં જોઈએ, તો સંસ્કૃત સાહિત્યના કોઇ પણ ઐતિહાસિક સમય નક્કી કરી શકીએ એમ છે.

---

૧ પૃષ્ઠ ૧૧. સરખાવો પ્રો. કૉવેલની ન્યાયકુસુમાંજલિ, પ્રસ્તાવના, પૃષ્ઠ ૬.

૨ જે વખતે હર્ષચરિત લખાયું તે વખતના હર્ષના રાજ્ય સંબંધે પંડિત ભગવાનલાલે પણ મારા જેવો જ વિચાર દર્શાવ્યો છે એમ મને જણાય છે, (પુ. ૧૩, ઇંડિયન એંટીકરી, પૃષ્ઠ ૭૪. જુઓ મારા મુદ્રારાક્ષસની પ્રસ્તાવના, નોટ ૫૫.

૩ જુઓ માક્ષ મૂલરનું *India: What it can teach us?* પૃષ્ઠ ૩૩૧; *Vienna Oriental Journal, Vol. III., p. 143.*

૪ પ્રસ્તાવના, પૃષ્ઠ ૭૧-૨.

૫ વલ્લભદેવકૃત સુભાષિતાવલિ, પ્રસ્તાવના, પૃષ્ઠ ૧૩૩ અને ટિપ્પણ માલતીમાધવમાં જે છે તે જ કાર્યને અર્થે દંડીએ પણ વાસવદત્તાનું સૂચન કર્યું છે, (એના સમય વાસ્તે નીચે જુઓ) જુઓ દશકુમાર ચરિત્ર, પૃષ્ઠ ૬૯ (બ્યુલરકૃત આવૃત્તિ).

૬ વીએના ઓરિએંટલ જર્નલ, પુ. ૨, પૃષ્ઠ ૧૧૫ (પૃષ્ઠ ૧૩૨) જુઓ વળી એ જ પુ. ૩, પૃષ્ઠ ૧૪૩; જ. બો. બ્રે. રો. એ. સો., પુ. ૧૭, પૃષ્ઠ ૮૧, એ શ્લોકો એમ દર્શાવે છે કે બાણના વખતમાં જ સુબન્ધુ અને કાલિદાસ થયા તેની જોડે હું મળતો નથી. (જુઓ ડા. હૉલની વાસવદત્તાની પ્રસ્તાવના, પૃષ્ઠ ૧૪. ડા. પીટરસન કૃત કાદમ્બરીની પ્રસ્તાવના પૃષ્ઠ ૮૧ પણ એ વિશે અત્ર ચર્ચા કરવાની નથી. હું માત્ર એટલું જ કહીશ કે માઘને બાણ અને સુબન્ધુની પહેલાં અને ભારવી અને કાલિદાસને માઘની પહેલાં મુકવામાં જો ડા. જેકોબી ખરો હોય તો (વિ. ઓ. જ., પૃષ્ઠ ૧૪૪, પુ. ૩) કાલિદાસ અને સુબન્ધુ સમકાલીન હતા એ વાત અસંભવિત છે. (માઘના સમય વાસ્તે જુઓ વિ. ઓ. જ., પુ. ૪, પૃષ્ઠ ૬૧, અને ૨૩૬ અને કાલિદાસના સમય વાસ્તે ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૯, પૃષ્ઠ ૨૮૫, ડા. બ્યુલરનો ભારવીના સમય સંબંધે વિચાર જુઓ. અને મનુની પ્રસ્તાવનામાં ઉત્તમ વિચાર જુઓ. પૃષ્ઠ ૯૩ (પૂર્વનાં પવિત્ર પુસ્તકો) રઘુમાં મનુનું જે સૂચન છે તે અત્યારે વિચિકત કરૂંછું ૧૪-૧૭ ડા. બ્યુલરે આને વિશે કાંઇ પણ કહ્યું નથી તેમ જ મનુ ૭-૩૫ ના ઉપર એનો આધાર છે. પા. ૧૯૨ ની ટીકા સંબંધે હું કહુંછું કે શાબરભાષ્યના પાને ૪ થે ભિન્ન રીતે મનુનું સૂચન છે. (૧૯૮૩-૮૪ પા. ૩૨ ના સંસ્કૃત હસ્તલેખના રીપોર્ટમાં) પ્રો. ભાણ્ડારકર એમ જણાવે છે કે કુમારિલ કાલિદાસ પછી થયા છે અને કાલિદાસના સમકાલીન દિગ્નાગની ટીકા કરી છે. જુઓ જ. બો. બ્રે. રો. એ. સો., પુ. ૧૭, પૃ. ૫૭૨. કાલિદાસના સમય વિષે તો એ જાતથી આ નિબંધમાં આણેલા નિર્ણય ઉપર કાંઇ પણ અસર થતી નથી. પ્રો. માક્ષ મૂલરે પોતાના ઇંડિયા નામના પુસ્તકના પૃષ્ઠ ૩૦૬-૭માં જે કહ્યું છે તે જોતાં કાલિદાસ, કુમારિલ અને ધર્મકીર્તિનો સમય થોડેઘણે દૂરજ્જે પાસેપાસે જ હોવો જોઇએ.

વાસવદત્તામાં સૂચવેલા પુસ્તકોમાંનું એક તો પ્રખ્યાત બૌદ્ધલેખક ધર્મકીર્તિનું[1] અલંકાર નામનું પુસ્તક છે. બૉંબે બ્રે. રૉયલ એ. સોસાયટી આગળ વંચાએલા 'ધર્મકીર્તિ અને શંકરાચાર્ય' નામના નિબંધમાં આ લેખકને વિશે મિ. કે. બી. પાઠકે પૂર્ણ હકીકત આપી છે. એ નિબંધમાં મિ. પાઠક ઈત્સીંગની મુસાફરીનું સૂચન કરે છે અને એ હકીકત ઉપરથી એવા નિર્ણય ઉપર આવે છે કે—'ધર્મકીર્તિ સાતમા[3] સૈકાના પૂર્વ ભાગમાં પ્રસિદ્ધ થયો હશે એ વાત સ્પષ્ટ છે'. પ્રથમ તો મારે કહેવું જોઇએ કે જે ઉન્યાસમાંથી મિ. પાઠક આ નિર્ણય લાવે છે તેમાં કેટલુંક અયથાર્થ છે; કારણું ઇન્ડિયન એન્ટીકવેરીના જે ફકરાનું સૂચન કરે છે તે ઉપરથી જરા પણ સ્પષ્ટ નથી કે ઈત્સીંગ નિઃસંદેહ ધર્મકીર્તિને સમકાલીન[4] ગણી તેને વિશે કહે છે. બીજું જે વાત ઉપર ડા. બર્નેલ એટલો બધો આધાર[5] રાખે છે ને જેને તે નિર્ણયરૂપ માને છે તેમ જ માત્ર ડા. બર્નેલના પ્રમાણ ઉપરથી મિ. પાઠક જેને કાંઈ પણ આનાકાની વગર પ્રમાણ ગણે છે તેવી વાતોનું અવલંબન કરવાથી કેવી કેવી ભૂલો થાય છે તે મેં જણાવ્યું છે. ત્રીજું સંસ્કૃત સાહિત્યના કોઈપણ પુસ્તકની નિશ્ચિત સાલ માટે અમુક રીતના વિચારો અને અમુક હકીકત નિર્ણયસૂચક છે તે સ્વીકારવું અશક્ય છે. એક અમેરિકન સંસ્કૃત વિદ્વાનના કહેવા પ્રમાણે એ સત્ય છે કે હિંદુસ્થાનના સંસ્કૃત સાહિત્યની સાલો બહુશઃ ટાંકણિયોને એકઠી કરી ગોળ કરવામાં જે મહેનત પડે તેની માફક છે. ચીન[6] અને ટિબેટના લેખકોએ એકમતથી જે પુરાવો કર્યો છે તે ઉપરથી પણ ધર્મકીર્તિનો સમય નક્કી કરાય નહિ અને એ પુરાવો વસ્તુતઃ છે તેના કરતાં પણ વધારે યથાર્થ હોય તો 'સુબન્ધુએ ધર્મકીર્તિનું સૂચન કર્યું છે' આ હકીકત ઉપર કાંઈ પણ આધાર રાખ્યા વગર સમય નક્કી કરવો નહિ.

---

૧ પા. ૨૩૧, હૉલની પ્રત અને પ્રસ્તાવના, પા. ૧૦

૨ જુઓ જ. બો. બ્રે. રો. એ. સો., પુ. ૧૮, પા. ૮૮.

૩ પા. ૯૦. ડા. પીટરસન કહે છે કે એ છઠ્ઠા સૈકાની મધ્યમાં થયો હોય એમ લાગે છે. (વલ્લભદેવકૃત સુભાષિતાવલિ, પ્રસ્તાવના, પા. ૧૩૩) અસંગ, વસુબન્ધુ, ધર્મકીર્તિ, ગુણમતિ તેમ જ તેના સંબંધીઓ વિશે જે કાંઈ કહેવામાં આવ્યું છે તે જોતાં પ્રો. માક્ષ મૂલર કૃત ઇંડિયા, પા. ૨૮૨ ને, ૨૯૦, ૩૦૫, ૩૦૮, અને મિ. બીલની બુ. રેક. ઑફ ધી વે. ૧. માં ઘણા ફકરા જેવા કે પુ. ૧, પા. ૧૦૫, ૧૯૩ માં (આમાં ધર્મકીર્તિનું નામ નથી) અને તારાનાથના ગ્રન્થમાં (જુઓ ઈંડિયન ઍંટીકવેરી, પુ. ૪, પા. ૧૪૧) અને અન્ય સ્થળે (ઇંડિયન ઍંટીકવેરી, પુ. ૯, પા. ૧૪૯, ૩૧૬) હું કબુલ કરૂંછું કે મિ. પાઠકના ધર્મકીર્તિના સમયની સત્યતા વિશે મને ઘણી શંકા છે. આ સર્વ વાતની પ્રો. મોક્ષમૂલરની માફક સારી રીતે તપાસ થવી જોઈએ. દાખલા તરીકે આપણે વિચાર કરવો જોઈએ કે ધર્મકીર્તિનો સમકાલીન સ્થિરમતિ ઈ. સ. ૫૮૭ પહેલાં ઘણી વખત આગાઉ ગુજરી ગયો હતો. (માક્ષ મૂલર કૃત ઇંડિયાઃ પા. ૩૦૫, ઇંડિ. એન્ટી., પુ. ૭, પા. ૯) બીજી તરફ જુઓ કેરનનું સદ્ધર્મપુણ્ડરીક, પ્ર. પા. ૨૨. બીજા ફકરાની સાથે બુદ્ધિષ્ટ રેકર્ડ સાથે સરખાવો. પુ. ૧, પા. ૧૯૨.

૪ એકાદ ભાષાન્તરકારે ઈત્સીંગના શબ્દનો એ જ અર્થ કર્યો છે, ઈંડીયન ઍંટીકવેરીમાંથી અવતરણ કરેલા ફકરામાં પ્રો. વાસીલીવ એમ ધારે છે કે એનો અર્થ માત્ર 'ધર્મકીર્તિ એ અરસામાં એક આચાર્ય હતો.' એવો જ કરે છે, મને એમ ભાસે છે કે પ્રો. વાસીલીવે જે અર્થ કર્યો છે તે જે વાત વિદિત છે તેને મળતો છે. પરંતુ એનાથી જે વિરુદ્ધ અર્થ છે તેના નિર્ણય અર્થે તો સ્પષ્ટ રીતે સારો નથી, જુઓ ઇંડિયાઃ એ આપણને શું કહે છે, પૃષ્ઠ ૩૧૨.

૫ જુઓ મારૂં મુદ્રારાક્ષસ, પ્રસ્તાવના, પા. ૪૮, ૪૯.

૬ વિયેના જર્નલ, પુસ્તક ૨, પૃષ્ઠ ૨૬૯ માં ડા. બ્યુલરે કહ્યું છે એ ઉપરથી એમ જણાય છે કે હુયાનસંગ જે કાંઈ કહે તે ખરૂં જ હોય એમ નથી. ઇત્સાંગ વાસ્તે જુઓ જ. બો. બ્રે. રો. એ. સો., પુ. ૧૬, પા. ૧૯૯, ૨૦૦. માક્ષ મૂલર કૃત ઇંડિયા, પૃષ્ઠ ૨૧૨-૩. પૂર્વના પવિત્ર પુસ્તકોમાં બુદ્ધચરિતમાં મિ. બીલ કહે છે કે બીજા ગ્રન્થની માફક ચીન અને ટીબેટનાં ઐતિહાસિક લખાણો પણ તપાસવાં જોઇએ. જુઓ માક્ષ મૂલર કૃત ઇંડિયા, પૃષ્ઠ ૩૦૨.

જે સૂચના કરવામાં આવી છે એ સર્વમાન્ય વાત છે અને એને વિશે વધારે વિવાદ કરવા દુરસ્ત ધારતો નથી. આજના નિબંધમાં તો જે **વાસવદત્તામાં** પ્રખ્યાત પૂર્વમીમાંસાના લેખક કુમારિલનું સૂચન કરવામાં આવ્યું છે–તેમાના કેટલાક ફકરા તરફ ધ્યાન ખેંચવાની ઇચ્છા છે. શરૂઆતમાં મારે કહેવું જોઇએ કે જે સૂચનાઓ ઉપર મેં આધાર રાખ્યો છે તે પૂર્ણ રીતે સ્પષ્ટ નથી અને હું એમ પણ કહિ શકતો નથી કે એને વિશે જે જે વિચારો દર્શાવું તેને ઉપર વાદ થાય એમ નથી. જેવા છે તેવા અને જેમ મને સૂઝ્યા તેમ એ વિચારો આપ્યા છે અને તે ખરાં છે વા નહિ એ નક્કી કરવાનું કામ વિદ્વાન્ વર્ગનું છે. મારે કહેવું જોઇએ કે અત્ર એ વાત ભૂલવાની નથી કે કુમારિલ વિશે જે સૂચનાઓ મેં કરી છે તે સમજી શકાતી ન હોય તોં આવી સૂચનાઓ ઉપરથી જે અનુમાન કાઢ્યું છે તેને કાંઈ પણ અસર થવાની નથી. ધર્મકીર્તિના સૂચન–જે અત્યારસુધી સ્વીકારાય છે–તે સ્વીકારાય તો અન્ય પુરાવાથી વિદિત છે તેમ કુમારિલ ધર્મકીર્તિનો સમકાલીન હોવાથી આવા અનુમાનને અર્થે અત્ર આપેલ કુમારિલની સૂચનાની સહાયતા વગર સંગીન પાયો નાંખવામાં આવ્યો છે.

**મીમાંસા બૌદ્ધ** અથવા **જૈનધર્મને** અનુસરનારા ફકરા **સુબન્ધુના** double entendres**માં** લાવવામાં આવ્યા છે તેવા ચાર ભિન્ન ભિન્ન ફકરાઓ **વાસવદત્તામાં** છે. કોઇ પણ તરેહની ટીકા કર્યા પહેલાં એ ફકરાઓ અત્ર આપુંછું. પહેલો તો **વિન્ધ્ય** પર્વતના વર્ણનમાં છે. એનું આ પ્રમાણે[1] વર્ણન કર્યું છે:—[illegible] **इव पिहितदिगम्बरदर्शनः**–એનો અર્થ આમ થાય છે:—**વિન્ધ્ય** પર્વત જે દિગ્, અંબરનું દર્શન પિહિત કરે છે તે દિગમ્બરદર્શન ( Doctrine of Digambar )ને પિહિત કરનાર મીમાંસાન્યાય જેવો લાગે છે. બીજો ફકરો **વાસવદત્તાના** પાણીગ્રહણાર્થે જે રાજકુમારો આવ્યા હતા, તેમના વર્ણનમાં છે. તેઓમાંના કેટલાક કુમારો વિશે એમ કહ્યું[2] છે કે:—**[illegible]निमतानुसारिण इव तथागतमतध्वंसिनः**–એટલે સાધારણ વેષવાળાના મતથી જે વિરુદ્ધ હતા તે કુમારો **બૌદ્ધમતનું** ખંડન કરનાર **જૈમિનિમતના** અનુયાયી હતા. રાત્રીના અંધકારવર્ણનમાં ત્રીજા ફકરાનો સમાવેશ થાય છે. એ મહારાત્રી વિશે એમ કહેવામાં આવ્યું[3] છે કે તે–**श्रुतिवचनमिव परिहृतादिगम्बरदर्शनम्**–દિગમ્બર દર્શનને પરિહૃત કરનાર અંધકાર, દિગમ્બર દર્શન (મત–દિગમ્બર)ને પરિહૃત કરનાર **શ્રુતિવચન** જેવો છે. ચોથો ફકરો વાર્તાના અન્તમાં બે સેનાના યુદ્ધના વર્ણનમાં છે. રણસંગ્રામમાંથી જે ધૂળ ઉડે છે તેને વિશે જણાવે છે. **मीमांसकदर्शनेनेव तिरस्कृतदिगम्बरदर्शनेन रजसा जजृम्भे**[4] એનું ભાષાન્તર આ પ્રમાણે છે:—જે રજે દિગ્ અને અંબરનું દર્શન પ્રસરાઇને તિરસ્કૃત કર્યું હતું તે દિગમ્બર દર્શનને તિરસ્કૃત કરનાર મીમાંસાદર્શન જેવી હતી.

એટલું લક્ષમાં રાખવાનું છે આ નાના બે ફકરામાં પૂર્વમીમાંસા અથવા **જૈમિનિ** મતે દિગમ્બરદર્શન અથવા દિગમ્બર **જૈનમતનું** ખંડન કર્યું છે એમ દર્શાવે છે. ત્રીજા ફકરામાં **શ્રુતિ** વિશે પણ વસ્તુતઃ એ જ શબ્દ વાપર્યા છે. ચોથા ફકરામાં મીમાંસા મતને તથાગત અથવા **બૌદ્ધમતના** ખંડન માટે ઉચ્ચ પદવી આપી છે. અત્ર પ્રશ્ન ઉઠે છે કે આ ફકરાઓ ઉપરથી કયા ઐતિહાસિક વૃત્તાન્તનું સૂચન થાય છે. પૂર્વકાલના **જૈમિનિ** અને **શબર** જેવા મીમાંસા લેખકોએ **બુદ્ધ** અગર **જૈનો** જોડે વિવાદ કર્યો હોય એમ હું જાણતો નથી. **જૈમિનિના** સૂત્રોમાં તેમ જ **શાબરસ્વામિના** ભાષ્યમાં, ઉપર આપેલા ફકરાઓમાં જે સૂચના આપી છે તેના ઉપર અજવાળું પાડી શકે એવી એકે સૂચના મને જડી નથી. જો એ સૂચના પછીના સમયમાં થયેલા મીમાંસાને લગતી હોય તો એ સૂચના સમજાવવી એ કાર્ય સહજ છે કારણ કે **જૈન** અને **બૌદ્ધમત** બન્નેની ટીકા **બાદરાયણના** સૂત્રમાં

૧ હૉલની આવૃત્તિ, પા. ૯૩. મૂળમાં જે અર્થ રહ્યો છે તે ભાષાન્તરમાં આવ્યો નથી તેમ જ આવી પણ શકતો નથી. પરંતુ હાલના કાર્યને અર્થે એમ થઈ શકે એમ છે.

૨ પા. ૧૪૪. મૂળ અંધકારમાં છે, ટીકાકારને અનુસર્યું છું.

૩ પા. ૧૮૭. ૪ પા. ૨૯૭.

તેમ જ શંકરાચાર્યના[1] ભાષ્યમાં કહેલી છે. આમ હોવાથી મારા ધારવા પ્રમાણે પ્રસ્તુત કાર્યની સૂચના એવી રીતે સમજાવવી જોઇએ કે એક બાજુએ બ્રાહ્મધર્મ અને બીજી બાજુએ જૈનધર્મ તેમ જ બૌદ્ધધર્મની વચ્ચે જે વિવાદ ચાલ્યો તેનું એમાં સૂચન છે. દંતકથા ઉપરથી એમ જણાય છે કે એ વાદવિવાદમાં કુમારિલસ્વામિએ[2] મુખ્ય ભાગ લીધો હતો. આ કુમારિલસ્વામિ પૂર્વમીમાંસાના અર્વાચીન લેખકોમાં મોટા લેખક તરીકે જગત્પ્રસિદ્ધ છે અને જે વાસવદત્તાનો સમર્થ લેખક પ્રસિદ્ધ થયો—(આ સ્થળે વધારે કહેતો નથી) તે અરસામાં એ પ્રસિદ્ધ થયો હશે.

માધવાચાર્યના શંકરવિજયમાં[3] એ વિવાદ વિશે દંતકથાનો હેવાલ સારી રીતે આવ્યો હોય એમ જણાય છે. એ ગ્રન્થના[4] પહેલા સર્ગમાં એમ જણાવવામાં આવ્યું છે કે–જગત્માં ધર્મસંબંધે જે બગાડો થયો હતો તેથી ખિન્ન થઇ દેવો કૈલાસમાં ગયા અને એ બગાડો કહાડી નાંખવા તથા જનસમૂહના સુખને માટે વેદધર્મ પ્રસરે એવા ઉપયો યોજવા મહાદેવને વિજ્ઞપ્તી કરી. શંકરવિજય એમ કહે છે કે દેવોની વિનંતિ પ્રમાણે કાર્ય કરવા મહાદેવે વચન આપ્યું. એ કામ તુરત જ કરવાને પોતાના પુત્ર કાર્તિકેયને કહ્યું કે ઉપાસનાકાણ્ડને નષ્ટ થતાં બચાવવાને અર્થે વિષ્ણુ અને શેષે તો સંકર્ષણ અને પતંજલિના અવતાર લેઈ લીધા છે. જ્ઞાનકાણ્ડના રક્ષણ માટે પોતે શંકરાચાર્યનો અવતાર લેવાની ઇચ્છા રાખે છે. પરંતુ પોતે એ અવતાર લે તે પહેલાં કાર્તિકેયે મનુષ્યદેહ ધારણ કરવો અને જૈમિનિદર્શનરૂપી[5] અમ્બુધીને શરદૃઋતુની પૂર્ણિમાના ચન્દ્ર સમાન થઈ કર્મકાણ્ડનું રક્ષણ કરવું. શંકરવિજય પ્રમાણે મહાદેવે નીચે પ્રમાણે કહ્યું:—"પૃથ્વી ઉપર જઈ વેદશિક્ષણના શત્રુ સુગતોનો પરાજય કરી વેદાનુસાર નિયમો બાંધવા. તમોને મદદ કરવા માટે બ્રહ્મદેવ મણ્ડન નામના બ્રાહ્મણ થશે અને ઈન્દ્ર સુધન્વન્ નામના રાજાનો અવતાર લેશે" સ્વર્ગમાં આ પ્રાથમિક ગોઠવણ થયા પછી સ્થળ બદલાય છે. (અને એ સ્થળ પૃથ્વી છે) એમ જણાવવામાં આવે છે કે ઇન્દ્ર મનુષ્યના રૂપમાં એક નૃપની પ્રતિમારૂપ થાય છે અને કાર્તિકેય શ્રેષ્ઠ ભટ્ટ અથવા કુમારિલરૂપે જૈમિનિના સૂત્રમાં જેવી રીતે વેદના વચનોનું વિવરણ કર્યું છે તેવી રીતે સે વચનોની સત્યતા પ્રકાશિત કરી—કીર્તિસંપાદન કરી—એની સભામાં દૃશ્યમાન થાય છે. સુધન્વન્ રાજાની સન્મુખ કુમારિલ અને સુગતોની વચ્ચે જે વિવાદ થયો હતો તેનો હેવાલ માધવ આપે છે. આ વિવાદમાં અલબત, કુમારિલ સર્વજ્ઞ[7] વિજયી નિવડ્યો એમ જણાવવામાં આવ્યું છે, આ બધાનું છેવટ તો એમ છે કે સુ-

૧ જુઓ વેદાન્તસૂત્ર, (બિબ્લિઓથિકા ઇંડિકા આવૃત્તિ) પુ. ૧, પા. ૫૪૬.

૨ આ વિશય ઉપર સરખાવો ઇ. સ. ૧૮૮૩–૮૪ના સંસ્કૃત લેખનો રીપોર્ટ, પા. ૭૪માં ડૉ. ભાણ્ડારકરની ટીકા. મારે કહેવું જોઈએ કે ભાણ્ડારકરે શાબરભાષ્ય પા. ૯, ૧૯, ૨૦ તરફ મારૂં લક્ષ ખેંચ્યું છે. એમાં જો કે બૌદ્ધમાર્ગીનું નામ નથી તોપણ તેમના મતનું ખંડન છે. જો કે હું જે વિચાર અહિં દર્શાવુંછું તેના ઉપર આની કાંઇ પણ અસર નથી તો પણ એટલું સ્મૃતિમાં રાખવું જરૂરનું છે.

૩ ઈંડિયન એંટીકવેરી, પુ. ૯, પૃષ્ઠ ૧૪૯ માં જણાવ્યા પ્રમાણે કુમારિલ એ એક બૌદ્ધ ગુરૂજનનું નામ છે એ જાણી વિચિત્રતા ભાસે છે.

૪ મર્હૂમ ડા. બર્નેલ આ ગ્રન્થ એ મહાન લેખકનો નથી એમ ધારતો. આ વાત સત્ય છે કારણ એ ગ્રન્થ જોતાં ઐતિહાસિક નથી. મહાન માધવાચાર્યે એ ગ્રન્થ લખ્યો છે કે કેમ તે અત્ર વિવિક્ત કરવાની કાંઇ જરૂર નથી.

૫ જુઓ પા. ૧૫, ૧૬, આનંદાશ્રમાવલિ. ૬ પા. ૨૦, પ્રકરણ ૫૧.

૭ માધવે જે હકીકત આપી છે તેનું સંક્ષિપ્ત વર્ણન કરવું યોગ્ય ધારૂંછું. સુધન્વનની રાજ્યધાનીમાં પહોચ્યા પછી કુમારિલ અને અન્ય બૌદ્ધપંડિતોની રાજાએ સભા કરી હતી તેમાં બધા હાજર હતા. ત્યાં કુમારિલે તેમને કોપાયમાન કરવાના ઉદ્દેશથી એવી ટીકા કરી કે જેથી તેઓ ઉશ્કેરાયા. માધવ આગળ કહે છે કે પંડિતોએ કુમારિલ જોડે ઘણી જબરી તકરાર કરી. એ તકરારમાં એક બીજા ઉપર ટીકા થઈ અને પોતપોતાના મત દર્શાવવામાં આવ્યા. અન્તે બૌદ્ધ ચુપ થયા અને કુમારિલે વેદમતનું પ્રતિપાદન કર્યું પરંતુ રાજાએ કહ્યું કે વિવાદમાં જે જય અથવા પરાજય મળે છે તે માત્ર વિદ્યાજ્ઞાન ઉપર જ છે. અર્થાત્ એનો આધાર સત્યતા વા અસત્યતા ઉપર નથી રહેતો. ત્યારે તેણે

ધન્વાએ એવો ઢંઢેરો પિટાવ્યો હતો કે હિમાલયથી સેતુબંધરામેશ્વર સુધીમાંના કોઈપણ બૌદ્ધધર્મી-વૃદ્ધ વા યુવાન, સ્ત્રી વા પુરુષ વા બાલકનો પોતાના કિંકરોમાંથી કોઈપણ વધ કરશે નહિ તેને દેહાંત દંડની શિક્ષા થશે. અને એ પ્રમાણે રાજાએ કુમારિલના વચનને અનુસરી ધર્મશત્રુ જૈનોનો સંહાર કર્યો. જ્યારે સિંહરૂપી કુમારિલે જૈન-હસ્તિનો નાશ કર્યો ત્યારે કાંઇ પણ વિઘ્નવગર[1] વેદધર્મ સર્વ સ્થળે પ્રસર્યો હતો.

એ રીતે જણાય છે કે માધવના ગ્રન્થમાં આવેલી દંતકથા પ્રમાણે મીમાંસાદર્શનનું મુખ્ય પ્રમાણ ભટ્ટ કુમારિલે બૌદ્ધ અને જૈનો ઉપર હુમલો કરી જય મેળવવામાં મુખ્ય[1] ભાગ લીધો હતો. માધવના વૃત્તાંત (જે સંક્ષેપમાં મેં ઉપર આપેલ છે તે)માં બૌદ્ધ અને જૈનનાં નામ અવિશેષતઃ આવ્યાં[2] છે. હવે શંકરવિજય જેને વિષે એમ ધારવામાં[3] આવે છે કે-(અને આ ધારણા માત્ર ખોટી જ છે) એ ગ્રંથ આનંદગિરિનો છે. તે શંકરવિજય તપાસિયે. એમાં પણ એમ દર્શાવ્યું છે કે કુમારિલે અસંખ્ય બૌદ્ધ અને જૈનોનો માનસિક વિવાદમાં પરાભવ કરી અને ભૌતિકશસ્ત્રો એમના સામા વાપરી તેઓના "દુષ્ટ મતોનું"[4] ખંડન કર્યું હતું. માધવે આપેલા વૃત્તાન્તને કૃત્રિમ નામધારી આનંદગિરિના વૃત્તાન્તની સાથે સરખાવતાં એમ જણાય છે કે તેઓએ જે હકીકત આપી છે તેની ઉત્પત્તિ એકનાએક જ સ્થળમાંથી નથી, આ ગમે એમ હોય તો પણ હું એમ ધારૂંછું કે વાસવદત્તામાંના ઉપર કહેલા ફકરાઓમાં ઐતિહાસિક બનાવોનું સૂચન છે. અને ઉપર સૂચવેલા બન્ને શંકરવિજયમાં જે ઉક્તિઓ છે તેનો આધાર આ બનાવો ઉપર જ છે. આ કહેતી વખત મેં જે મત વખતો વખત દર્શાવ્યો છે તે પાછો ખેંચી લેવા માગુંછું એમ ન સમજાય એવી રીતે મ્હારે પોતાનો બચાવ કરવો જોઇએ. જે મત મેં વખતોવખત દર્શાવ્યો છે તે આ છેઃ 'કુમારિલ અને શંકરાચાર્યે

---

બીજી યુકિત ખોળી કાઢી કે જે કોઇ જાતે પર્વત ઉપર ચઢીને ભુસકો મારે અને કોઇ પણ હરકત થાય નહિ તેનો સત્યમત છે એમ ધારવું. આ દરખાસ્ત સાંભળી સર્વ વિચારમાં પડયા. પણ કુમારિલ વેદને સંભારી—એવી રીતે માધવ કહે છે—પર્વતના શિખર ઉપર ચઢયો ને તે ઉપરથી નીચે પડવાની તૈયારી કરી. પછી મોઢેથી બોલ્યો કે જો વેદ સત્ય હોય તો મને કોઇ પણ ઈજા થશે નહિ. પડવા છતાં તેને કોઇ પણ હરકત થઇ નહિ એમ જ્યારે રાજાએ જોયું ત્યારે રાજા વેદને માનતો થયો. પણ સુગતોએ કહ્યું કે આ કાંઈ એના મતનો પુરાવો નથી. કોઈ પણ તરેહના મણિ, મંત્ર અથવા ઔષધથી શરીરનું રક્ષણ થાય છે. જયારે રાજાએ જોયું કે પોતાની હાજરીમાં જે બન્યું છે તેને વિશે પણ તકરાર થઈ છે ત્યારે તેણે કહ્યું કે એ પોતે તેઓને કેટલાક પ્રશ્ન પૂછશે અને જે કોઇ ઉત્તર આપવામાં નિષ્ફળ જશે તેને શીલી શીલીએ મારવામાં આવશે, આટલું કહિ તેણે એક માટીનું વાસણ જેની અંદર સર્પ રાખવામાં આવ્યો હતો અને જેનું મોં સજ્જડ બાંધવામાં આવ્યું હતું તે બ્રાહ્મણો તેમ જ બૌદ્ધને બતાવી અંદર શું છે તે કહેવાને કહ્યું. બન્ને પક્ષે બીજા દહાડાની મહેતલ માગી અને બીજે દિવસે પોતપોતાની અદ્ભૂત શકિતથી ખબર મેળવી. સુગતોએ કહ્યું કે એની અંદર સર્પ છે ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે સર્પ ઉપર વિષ્ણુ સૂતા છે. રાજા હવે બ્રાહ્મણોના પક્ષમાં હોવાથી ગભરાયો પરંતુ આકાશવાણીએ 'એને શાન્ત કર્યો' ત્યારે એ વાસણ ઉઘાડવામાં આવ્યું એટલે જેવી રીતે બ્રાહ્મણોએ કહ્યું હતું તેવી જ રીતે વિષ્ણુની મૂર્તિ દેખાઈ. આ ઉપરથી રાજાએ બૌદ્ધનો નાશ કરવાનો હુકમ કહાડયો. આવી તરેહની લડાઈઓ એ વખતમાં અસાધારણ નહોતી. હુયાનસંગમાંના આઠ ફકરાઓ સરખાવો *Buddhist Records of Western World*, પુ. ૧, પા. ૨૨૧, ૨૩૭, પુ. ૨, પા. ૯૯; હુયાનસંગચરિત્ત પા. ૧૬૪; શંકરવિજયમાં જણાવેલ મંડનમિશ્ર અને શંકરાચાર્યની વચ્ચેનો વિવાદ જુઓ.

૧ પા. ૨૮, ૨૯, સરખાવો સંસ્કૃત સાહિત્ય વિશે એચ. એચ. વિલ્સનનો નિબંધ, પુ. ૩, પા. ૯૫. જુઓ વળી વિલ્સનનો હિંદુધર્મ, પુ. ૨, પા. ૬૬.

૧ માધવનું શંકરવિજય. ૭, ૬ (પા. ૨૬૦) એમાં કુમારિલને શંકર કહે છે કે તમે કાર્તિકેય છો તે હું જાણુંછું. સુગતોના સહાયાર્થે પૃથ્વી ઉપર તમે આવ્યા છો. આ સુગતો વેદની ક્રિયાના દુશ્મન છે.

૨ જુઓ મુદ્રારાક્ષસની પ્રસ્તાવના, પા. ૧૬, ૧૭ અને ટિપ્પણ.

૩ જુઓ ઇન્ડિ. એન્ટી., પુ. ૫, પા. ૨૮, બાર્થ કૃત રિલિજિઅન્સ ઓફ હિંદુઝ, પા. ૧૮૯-૯૦.

૪ પા. ૨૨૫.

બૌદ્ધ અથવા જૈનોને સતાવ્યા હતા' એ ઐતિહાસિક વાત[1] નથી. પણ બન્ને શંકરવિજયમાં, અને આ વિષય ઉપરના વિવાદમાં પ્રો. વીલ્સને સૂચવેલા સાધનોમાં આપેલી દંતકથા, એક ખાસ જૂદી-જ[2] જાતના માનસિક, અથવા અધ્યાત્મજ્ઞાન સંબંધી વિવાદના ઐતિહાસિક બનાવની સૂચના કરે છે. એ વિવાદમાં કુમારિલના પ્રમુખપણા નીચે બ્રાહ્મણો તેમના મત પ્રમાણે જૈન વા બૌદ્ધ જે કોઇ વેદની વિરુદ્ધ હતા તેઓની સાથે સર્વત્ર વિજયી નીવડ્યા હતા. મને એમ લાગે છે કે એ વિવાદ અહિં આપેલા પરિણામ સાથે જે વાકયો સુબન્ધુમાંથી ઉતારેલાં છે તે પૂરેપૂરી રીતે સમજાવે છે; અને એ વાકયો સમજાવી શકે એવા એક બનાવની આપણને માહીતગારી નથી. એ યાદ રાખવાનું છે કે ઉપર જણાવેલી જૈન અને બૌદ્ધમતના પરાજયમાં કોઈ પણ ન્યાયાધિકારે હાથ ઘાલ્યો હોય એમ એ વાકયો ઉપરથી જણાતું નથી. તે તો માત્ર એટલું જ દર્શાવે છે કે મીમાંસાના શાસ્ત્રીય મતે બૌદ્ધ અને જૈનના પાખંડમતનો પરાજય કર્યો હતો, અને એ વિવાદનો જેવી રીતે બ્રાહ્મણોએ હેવાલ આપ્યો છે તેવી રીતે તો મારા ધારવા પ્રમાણે એ પરાજયને[3] તો એક ઐતિહાસિક સમુચ્ચય—જેની સર્વ બાજુએ શંકરવિજયની ઘણી વાતો એકઠી થઈ છે તેવી રીતે—સ્વીકારીએ.

મારે અત્ર કહેવું જોઈએ કે ઉપર કહેલા એક ફકરામાં સુબન્ધુ મીમાંસાદર્શનને બદલે શ્રુતિવચન વિશે બોલે છે. તો પણ હું એમ ધારૂંછું કે શબ્દની ભિન્નતાના અર્થમાં વાસ્તવિક રીતે કોઈ પણ ફેર થતો નથી. જે વાકયસંબંધ વિશે આજ ચર્ચા કરીએ છીએ તેમાં તો શ્રુતિવચન, જૈમિનિ દર્શન, કર્મકાંડ અને સર્વ વસ્તુતઃ જોતાં તો એક જ શબ્દો છે. જૈન અને બૌદ્ધમત ઉપર વેદમતે જે જય મેળવ્યો છે તેતો મારા ધારવા પ્રમાણે કુમારિલભટ્ટના દિગ્વિજયનું સૂચન કરે છે.

વાસવદત્તામાંથી જે ફકરા ઉતાર્યા છે તેમાંના છેલ્લા ફકરા પછી તરત જ એક બીજો ફકરો છે અને તેની તરફ લક્ષ દોરવું જોઇએ કારણ કે કેટલેક દરજ્જે જે મત મેં અહિં પ્રદર્શિત કર્યો છે તેને વિશે શંકા લાવવાનું કારણ આથી મળી આવે છે. એ વિવાદયુદ્ધમાં જે યોદ્ધા હતા તેમની સ્થિતિનું વર્ણન કરતાં સુબન્ધુ કહે છે કે—कश्चिद्बौद्धसिद्धान्त इव क्षपितः स्तिवचनदर्शनोभवत् ।[4] જે બૌદ્ધમતથી વેદમત નષ્ટ થતો હતો તે બૌદ્ધમતની માફક એક યોદ્ધો શ્રુતિ, વચન અને દર્શનથી શક્તિહીન થયો હતો. મારા ધારવા પ્રમાણે આ તો કુમારિલભટ્ટના યત્ન પહેલાં હિંદુ જનસમાજની સ્થિતિ સૂચવે છે. શિવની સાહાય્ય માંગવાને જે દેવ કૈલાસમાં ગયા હતા તેમના મુખથી આ સ્વરૂપદર્શક વર્ણન માધવાચાર્યે કરાવ્યું છે એ ઉપર જણાવેલી ખરાબ સ્થિતિનાં મુખ્ય રૂપાંતર શા હતાં તે દર્શાવવા એ ફકરાનું અસલ ભાષાંતર અત્ર આપુછુ.[5]

---

૧. જુઓ મુદ્રારાક્ષસની પ્રસ્તાવના, પૃષ્ઠ ૪૮, ટિપ્પણ અને પૃષ્ઠ ૫૩. માધવના શંકરવિજયમાં जैनान्‌ને બદલે बौद्धान् હતું તેને લીધે એમને એમ છે. જેને પ્રો. વિલ્સન સુધન્વા રાજાનો નાશકારક ચુકાદો કહે છે. આ ગ્રન્થમાં જે વિષય છે તેના નિર્ણય અર્થે દશકુમાર ચરિતમાં नास्तिकान्कदर्थयन् આ વાંકય છે તેને વિશે પણ વિચાર કરવો જોઇએ. (પા. ૧૭૧, ગોડબોલે અને પરબની આવૃત્તિ) બીલે ફો–શો–હિંગ–ત્સંગ–રાજામાં જે અવતરણ કર્યું છે તેનો પણ વિચાર કરવો જોઇએ (પૂર્વના પ્રાચીન પુસ્તકો, પા. ૧૨) પરંતુ આ તો પુરાતન કાળનું છે. જુઓ બાર્થ કૃત હિંદુધર્મો, પા. ૮૯. પરંતુ આ વિચારોથી જે મૂળ વાત ગ્રન્થમાં છે તેના ઉપર કાંઈ પણ અસર થતી નથી.

૨ આવી તકરાર વાસ્તે જુઓ માક્ષ મૂલર કૃત ઇંડિયા, પા. ૨૯૮ અને બીલના. બુ. રે. ઑફ વે. વ. પુ. ૧, પા. ૨૧૪. જુઓ. વળી પુ. ૨, પા. ૨૬૩–૪. અને હુયાનસંગ ચરિત, પા. ૫૬, ૬૯, ૧૬૦, ૧૯૬, ૧૮૦.

૩ બ્રાહ્મણોએ જે જે હકીકત આપી છે તેને તારાનાથે આપેલો હેવાલ દઢ કરે છે. જુઓ ઇંડી. એન્ટી., પુ. ૪, પા. ૩૬૫. જો આપણે એમ સૂચવીએ કે એનો પરાજય અને બુદ્ધની લાગણી એક જ વખતે હતી તો છેક ખોટું નથી. જુઓ સંસ્કૃત સાહિત્ય વિશે નિબંધ, પ્રો. વિલ્સન, પુ. ૩, પા. ૧૯૮. જુઓ વિલ્સનનો હિંદુધર્મ, પુ. ૨, પા. ૩૬૭. જૈન વાસ્તે જુઓ ઇંડિયન એંટીક્વેરી, પુ. ૨, ૨૨૭. પુલકેશીના વખતમાં દક્ષિણમાં જૈનોએ જે અસર કરી હતી તે પણ એ જ કહેશે છે. (ઇન્ડ. એન્ટી., પુ. ૨, પા. ૧૯૪,) ૪ પા. ૨૯૭.

૫ આલ્બીરૂનીના હિંદુસ્થાનમાં Sachau–સ્કાઉએ જે હકીકત આપી છે તે જુઓ. પુ. ૧, પા. ૩૮૧.

"હે દેવ, એ તો આપના જાણવામાં છે કે અમારે વાસ્તે વિષ્ણુ બુદ્ધરૂપે સુગતોને ચઢાવે[1] છે. તેના મત ઉપર વિશ્વાસ રાખનાર અને શાસ્ત્રીય તત્ત્વજ્ઞાનને નિંદનાર બૌદ્ધથી પૃથિવી ઉભરાઈ ગઇ છે. બ્રાહ્મધર્મના શત્રુ નાત-જાતના અને બીજા નિયમોને ધિક્કારે છે અને શ્રુતિવચન એ જ આચાર્યની[2] ઉપજીવિકાનું સાધન છે એમ કહે છે. કોઇ પણ સંધ્યા અને બીજી વિધિ કરતું નથી તેમ જ સંન્યાસ ગ્રહણ કરતા નથી. સર્વ કોઇ પાખંડમતવાદી જ થઈ ગયા છે. યજ્ઞની વાત સાંભળતાં જ કાન બંધ કરે છે. આમ છે ત્યારે ધર્મક્રિયા શી રીતે ચાલશે અને યજ્ઞનું ફળ ક્યારે ભોગવીશું? જેઓ શૈવ અને વૈષ્ણવનાં ધર્મપુસ્તકોને માન આપે છે, જેને લિંગચિન્હ હોય છે તે પાખંડમતવાદીઓ સર્વ રીતે ધર્મક્રિયાઓ કરતા નથી. સર્વ શક્તિમાનને લાગુ પડતું એવું કયું પવિત્ર શ્રુતિ પુસ્તક છે કે જે મૂઢ બૌદ્ધોએ વિરૂપ નથી કર્યું? દ્વિજના માથાને તુરત જ કાપીને ભૈરવની પૂજા કરનાર દુષ્ટ કાપાલિકે[3] ક્યા નિયમોનું ઉલ્લંઘન કર્યું નથી? પૃથ્વી ઉપર બીજા ઘણા મત[4] છે જે હાનિકારક છે છતાં તેનો આશ્રય લઇ ઘણાક નષ્ટ થયા છે એટલા માટે એ દુષ્ટલોકોનો સંહાર કરો અને જનસમૂહના રક્ષણાર્થે વેદધર્મ પ્રવર્તાવો કે જેથી પૃથ્વી સુખમય થાય."

સુબન્ધુમાંથી ઉતારેલા ફકરામાં છેલ્લા ફકરાનો અર્થ એવી રીતે થઈ શકે એમ છે કે કુમારિલભટ્ટ પ્રસિદ્ધ થયા તે પહેલાં જે સ્થિતિ હતી તેનું વર્ણન અત્ર કર્યું છે અને આ પ્રમાણે અર્થ કરતાં બીજા ફકરાનો જે અર્થ ઉપર સૂચવ્યો છે તેમાં કોઈ પણ તરેહનો વિરોધ હોય એમ જણાતું નથી.

આ સર્વ દલીલનો અન્ત-જો સત્ય હોય તો-એ જ છે કે-જ્યારે વાસવદત્તા રચાઇ ત્યારે બ્રાહ્મધર્મના મત પ્રમાણે જોતાં કુમારિલભટ્ટના ઉપદેશથી તેમ જ વિવાદથી સંતોષકારક પરિણામ આવ્યું હતું. અને ધર્મની પુનઃ સંસ્થિતિ જે કુમારિલભટ્ટે વધારી એવું મનાય છે—તે વખતે ચાલતા પાખંડી મત અને ક્રિયાઓની સામે અદ્ભુત રીતે ધસારો કર્યો હતો એટલું જ નહિ પણ આવા મત અને આવી ક્રિયાઓનો ફેલાવો સારી રીતે અટકાવ્યો હતો. આ સિદ્ધાંત ઉપરથી જે નિર્ણય લાવી શકાય એમ છે તેનો વિચાર કરતાં પહેલાં આટલું કહેવું યોગ્ય લાગશે કે બાણની કાદંબરી[5] અને હર્ષચરિતમાં[6] તેમ જ દંડિના દશકુમારચરિતમાં[7] મીમાંસા, જૈન અને બૌદ્ધમતનાં સૂચન છે. પણ એમાં એઓની વચ્ચે થયેલા વિવાદનું બિલકુલ સૂચન નથી. આના ઉપરથી કોઇ પણ ઐતિહાસિક નિર્ણય લાવી શકીએ એમ નથી. પણ જ્યારે આપણને વિદિત છે કે બાણ સુબંધુની પછી થયો અને એના કરતાં ચઢી જવાનો વિચારપૂર્વક યત્ન કરતો હતો ત્યારે જે હકીકતનું સુબન્ધુ વખતો વખત સૂચન કરતો હતો તેને માટે આ બિલકુલ સૂચન પણ કરતો નથી એમ જાણતાં એવું અનુમાન થાય છે કે જ્યારે સુબંધુના વખતમાં એ હકીકતે કરેલા સંસ્કારો નષ્ટ થયા નહોતા અથવા તો નૂતન હતા ત્યારે બાણના વખતમાં સાહિત્યના સંબંધમાં તેનો ઉપયોગ થાય એવા અને સતત સ્મૃતિમાં રહે એવા સંસ્કારો નહોતા. બીજી રીતે દંડિના ગ્રંથમાં એ બિનાઓનું સૂચન નથી

૧ વિજ્ઞાનભિક્ષુના સાંખ્યપ્રવચનભાષ્યમાં પદ્મપુરાણમાંથી જે ઉતારા કર્યા છે તે જુઓ. પા. ૭ (જીવાનંદ વિદ્યાસાગરની આવૃત્તિ.)

૨ સર્વદર્શનસંગ્રહમાં ચાર્વાકદર્શનના અન્તના શ્લોક જુઓ.

૩ આ શાખા માર્ગોનાં નામ હુયાનથ્સંગે ઘણે સ્થળે આપ્યાં છે. જુઓ. *Buddhist Records of Western World*, પુસ્તક ૧, પૃષ્ઠ ૫૫, ૭૬. હુયાનથ્સંગચરિત, પા. ૧૫૯, ૬૨ અને બીજા ફકરાઓ. જુઓ વળી શંકરવિજય, સર્ગ ૧૧.

૪ ઉપર કહેલી ૧ લી ટિપ્પણીમાં જે શ્લોક કહ્યા છે તે જુઓ. અને વળી આનંદગિરિનું શંકરવિજય.

૫ જુઓ બીજી બાબતો પા. ૫૧, ૯૫, ૧૩૧, ૨૦૯ (પીટરસનની પ્રતિ.)

૬ સદર પા. ૧૪૧, ૧૫૮, ૧૬૭, ૧૮૧, ૧૮૫, ૧૬૪, ૨૨૪, ૪૬૬, ૪૮૯, ૫૦૪, ૨૨૭ કાશ્મીરની પ્રતિ.)

૭ સદર પા. ૧૧, ૪૬, ૪૭, ૫૪, ૫૫ (બ્યુલર) અને પા. ૧૩૭ ગોડબોલે અને પરબની પ્રતિ.

ત્યારે જો કે કાલક્રમની ઉત્પત્તિને માટે તો એ સબળ કારણ હોય એમ લાગતું નથી—જેવી રીતે છે તેવી રીતની સ્થિતિ જોતાં તો એટલું જ કહિ શકાય છે કે દંડિ એ બિનાઓ બની તે પહેલાં થયો હશે અથવા તો એના પછી ઘણો સમય વીત્યા પછી થયો હશે. પ્રથમનો વિચાર દંડિને ઇ. સ. છઠ્ઠા[1] સૈકામાં મુકે છે તે તેઓને મળતો આવે છે; ત્યારે બીજો વિચાર જેઓ તે અગિઆરમા અગર બારમાંડે સૈકામાં થયો એવી પ્રો. એચ. એચ. વિલ્સનને મળતો આવે છે—તેને મળે છે. આ કહેતી વખત આ વાત મારી નજરની બહાર નથી કે 'શંકરાચાર્યનો સમય' એ વિશેના મારા નિબંધમાં[2] એવી સૂચના કરી હતી કે તત્ત્વજ્ઞાન સંબંધના વિવાદમાં અન્યની સાથે દંડિનો પણ શંકરાચાર્યે પરાજય કર્યો હતો. એ માધવની ઉક્તિ ઐતિહાસિક શોધમાં[3] છેક તિરસ્કાર કરવા લાયક તેમ જ અવગણના કરી દૂર કરવા લાયક નથી. હવે પછી એવું બને કે કાલક્રમની ગણના જે અહિં આપેલી છે તે ખરી ઠરે તો માધવની ઉક્તિ કદાપિ કેટલીક શરતે સ્વીકારવી પડે. અને એમાં એટલો જ ફેર પડે કે શંકરાચાર્યે દંડિના સમકાલીન નહોતા પણ પછીની પ્રજાના સમયમાં થયા. શંકરાચાર્યની યુવાવસ્થા અને દંડિની વૃદ્ધાવસ્થા એક જ સમયમાં થયાં હશે. અથવા તો બીજા કારણને લીધે એ ઉક્તિ તદ્દન નાકબૂલ પણ કરવી પડે; પરંતુ આ સર્વ ઉપન્યાસ્ત નિર્ણય અને બન્નેને નિયત કરનાર તર્કના બંધન સંબંધે હમણાં તો માત્ર આનુમાનિક છે. અને તેટલા માટે એનું વધારે વિવેચન કરવું અયોગ્ય છે. અત્યાર સુધીમાં જે નિર્ણયો આણ્યા છે તે આ છેઃ—

મુખ્ય અનુમાનો જેના ઉપર આપણે અતિશે આધાર રાખીએ છીએ તેમાં પહેલું અનુમાન સુબંધુ ઘણું ખરૂં છઠ્ઠા સૈકાના પૂર્વભાગમાં અથવા તો મોડામાંમોડો સાતમા સૈકાની શરૂવાતમાં થયો હતો. બીજું પ્રખ્યાત બૌધધર્મના પ્રમાણરૂપ ધર્મકીર્તિને સુબંધુ જાણે છે અને ધર્મકીર્તિ છઠ્ઠા સૈકાના અંત પહેલાં ઘણા વખત ઉપર થયો હોવો જોઇએ; ત્રીજું ભટ્ટ કુમારિલ અને જૈન તથા બૌદ્ધની સામે વેદધર્મની પુનઃસંસ્થિતિના યત્નમાં જય મળ્યો હતો તેની સુબંધુને ખબર હતી. અને તેટલા જ માટે કુમારિલ પણ છઠ્ઠા સૈકાના અંત પહેલાં ઘણાક સમય ઉપર પ્રસિદ્ધ થયો હોવો જોઇએ. આ ઉપરથી જણાશે કે જેમ છે તેમ આ સર્વ નિર્ણયો ટિબેટનાં પ્રમાણો તપાસ્યા પછી તેના ઉપર વિશ્વાસ રાખી ડા. બર્નેલે જે સિદ્ધાંત આપ્યો છે તેને આ મળે છે એ સિદ્ધ વાત છે. ધર્મકીર્તિ અને કુમારિલ સમકાલીન હતા. ભવભૂતિ કુમારિલ સ્વામિનો[4] શિષ્ય હતો. ભવભૂતિના માલતીમાધવના હસ્તલેખમાં મિ. પંડિતે જે સિદ્ધાંત ખોળી કહાઢયો છે તેની જોડે એ મળતો આવે છે કે કેમ તેની મને શંકા છે. ભવભૂતિ સાતમા સૈકાના અંતમાં અને આઠમા સૈકાની શરૂવાતમાં થયો એમ પ્રો. ભાણ્ડારકરનું[5] કહેવું છે. જો એ વાત સત્ય હોય–આ જો કે ભાણ્ડારકરનું કહેવું છે તે તદ્દન અસંભવિત નથી–તોપણ ભાગ્યે જ સંભવિત હોય એમ લાગે છે. જો કે મોડામાંમોડા સાતમા સૈકાની શરૂવાતમાં

---

૧ ઈન્ડીઅન એંટીક્વેરી, પુ. ૩, પા. ૮૨. સરખાવો માક્ષ મૂલર કૃત *India: What it can teach us*, પૃષ્ઠ ૩૩૨, ૩૫૮.

૨ સંસ્કૃત સાહિત્યના નિબંધમાં દશકુમારચરિતની પ્રસ્તાવના જુઓ પુ. ૧, પા. ૩૪૬. હિંદુસ્થાનના લગ્ન ઉપર પ્રો. પીટરસનનો નિબંધ સરખાવો. ઇન્ડ. એન્ટી., પુ. ૪, પા. ૮૩ એમાં ઈ. સ. ૧૧૦૫માં કરેલી કાવ્યાદર્શની નકલ વિશે ડા. બ્યુલર કહે છે. દશકુમારચરિત ભાગ બીજાની પ્રસ્તાવનામાં ડા. પીટરસન એ જ પ્રશ્ન સંબંધી ઘણું લખે છે. એ પ્રસ્તાવનામાં છન્દોવિચિતિ નામ સંબંધે અત્રે કહેવું યોગ્ય લાગેશે કે સુબન્ધુ એ નામનો ગ્રન્થ સૂચવે છે. જુવો વાસવદત્તા, પા. ૧૧૮, ૨૩૫, એ પ્રશ્ન વિશે વધારે વિવેચન હાલમાં કરવા માગતો નથી.

૩ જુઓ મુદ્રારાક્ષસ, પ્રસ્તાવના, પા. ૫૦ મે જણાવ્યું છે કે પ્રો. વિલ્સનનું કહેવું એમ છે કે દશકુમારનો કર્તા શંકરાચાર્યના વંશનો એક યતિ છે. જુઓ હિંદુ ધર્મનો નિબંધ, પુ. ૧, પા. ૨૦૩ ટિપ્પણ, પણ એ વિષે કાંઇ પણ પ્રમાણ નથી.

૪ જુઓ ગઉડવહો, પ્રસ્તાવના, અંક ૪, પૃષ્ઠ ૨૦૫.

૫ માલતીમાધવ, પ્રસ્તાવના, પા. ૪. જુઓ વળી ૧૮૮૩–૮૪ના સંસ્કૃત લેખ ઉપર રીપોર્ટ, પા. ૧૫.

થનાર લેખકે ભવભૂતિના ગુરુનું નામ આપ્યું હોય. મિ. પંડિત પોતે જ ભવભૂતિ ઈ. સ. ૬૨૫ અને ૬૮૫ની વચ્ચે અને કુમારિલ ઈ. સ. ૫૯૦ અને ૫૯૦ની વચ્ચે થયા એમ કહે છે. જો આ સાલો સ્વીકારી[1] હોય તો પણ જે કારણો ઉપર એનો આધાર છે તેની તરફ જોતાં આપણે કાઢેલા નિર્ણયો તેઓની જોડે ભાગ્યે જ મળતા આવે એમ છે. તેટલા માટે કુમારિલ અને ભવભૂતિની વચ્ચેનો સંબંધ સૂચવવામાં તે નિર્ણિત થાય તો જે મત મેં બાંધ્યો છે તે ઘણું કરીને મુકી દેવો પડશે.. પણ માલતીમાધવના હસ્તલેખના વલણુમાં આપેલી ઉક્તિને પ્રમાણ રૂપ ગણી એ સંબંધને સ્વીકારી શકીએ એમ છે? અલબત્ત પ્રથમ તો એ ઉક્તિ અથવા તો એની યોગ્યતાને વાસ્તે એ પ્રમાણ ઉપરથી નિર્ણય કરવાને જોઇએ એવાં સાધન નથી, કારણ કે એ ઉક્તિ કોણે કરી છે[2] તે જ જાણતા નથી. બીજું આવી ઉક્તિના અદૃઢ પ્રમાણ ઉપરથી જ કુમારિલ અને ભવભૂતિની વચ્ચેનો જ સંબંધ સૂચવ્યો છે તે સંબંધ સ્વીકારીએ તો સુબંધુ વરરુચિનો[3] ભાણે જ હતો એ વાત ઉપર વિશ્વાસ રાખીએ એમ બને નહિ. આમ હોય ત્યારે ધર્મકીર્તિ, કુમારિલ અને બીજા ઘણા લેખકોને ઇ. સ. ની પૂર્વે ઓછામાં ઓછા ત્રણ સૈકા પહેલાં મુકવા પડશે. વળી એટલી પણ ટીકા કરવાની છે કે એકાદ વલણમાં માલતીમાધવનો કર્તા **શ્રીકુમારિલસ્વામિપ્રસાદપ્રાપ્તવાગ્વૈભવશ્રીમદુંવેકાચાર્ય** હતો એમ વર્ણવ્યું છે. એ વિચિત્ર છે કે માધવાચાર્યના શંકરવિજયમાં[4] ઉંવેકાચાર્યનું લોકપ્રિય નામ મંડનમિશ્ર છે અને હમણા જેનું જગવિદિત નામ સુરેશ્વરચાર્ય[5] છે. અને એ જ ગ્રંથ ઉપરથી માલુમ પડે છે કે ઉંવેક ઉર્ફે મંડનમિશ્ર કુમારિલનો[6] શિષ્ટ શિષ્ય હતો અને બીજા શંકરવિજય પ્રમાણે કુમારિલનો બનેવી પણ હતો.[7] જો આ વાત સ્વીકારીએ તો ઉપર કહેલા ત્રણ ઉર્ફે નામોમાં ભવભૂતિનું નામ પણ વધારવું પડશે પણ અત્ર જે ગુંચાવાડો થાય છે તે એમને એમ રહેવા દેવો જોઇએ; હાલમાં તેનું વિવેચન કરવાની જરૂર જોતો નથી. ભવભૂતિ અને કુમારિલના સંબંધ તરફ જોતાં એટલું લક્ષમાં રાખવાનું છે કે મિ. પંડિતે પોતાના હસ્તલેખમાં જણાવેલી ઉક્તિ મહાવીરચરિતમાં ભવભૂતિની જોડે સરખાવી હોય એમ લાગતું નથી. એક તાલપત્રમાંનો હસ્તલેખમાં આ પ્રમાણે માલતીમાધવમાં[8] પણ છે કે એનો ગુરુ જ્ઞાનનિધિ નામથી આનંદિત થતો. જ્ઞાનનિધિ કુમારિલનું એક જૂદું નામ હતું. એ મત સ્વીકારવાને હાલમાં કોઈ પણ તરેહનો આપણી પાસે પુરાવો નથી. "ભવભૂતિ કુમારિલ ભટ્ટનો શિષ્ય હતો એવી જે દંતકથા છે તે એ મીમાંસામાં પ્રવીણ હતો તેથી એના પ્રણયીઓએ જોડી કહાડી ન હોતી: મિ. પંડિતની આ દલીલ મજબૂત છે ત્યારે તો એ વિચિત્ર લાગ્યા વગર તો નહિ જ રહે કે પૂર્વમીમાંસા ઉપર જગવિદિત પ્રમાણ-પુરુષનો શિષ્ય,-અને તે પણ વળી ભવભૂતિ જેવો વિશિષ્ટ શિષ્ય, સાંખ્ય અને યોગમાં પોતાની યોગ્યતા વિષે બોલે છે, ત્યારે એ જ વિષય (મીમાંસા)માં પોતાની યોગ્યતા વિષે કંઈ પણ કહેતો નથી. એ પણ વિચિત્ર જ છે કે એક પ્રસિદ્ધ ગુરુ-જેને વિષે દંતકથા ખરી હોય તો જે હિંદુસમકાલીન લેખકોની આંખે આવ્યો હતો-તે ગુરુ વિશે સૂચન કરવું પણ વિસરી ગયો-અને આ પણ ક્યારે કે જ્યારે તેણે ગુરુ જ્ઞાનનિધિ જે ઘણો સમય થયાં વિસ્મૃત થયો હતો-તે જ્ઞાનનિધિનું ખાસ નામ આપ્યું છે-ત્યારે. ઘણું કરીને ભવભૂતિએ વેદાંતના[9]

---

૧ ડૉ. બ્યુલરની એ ઉપર ટીકા જુઓ. વિએના જ., પુ. ૨, પા. ૩૩૨.

૨ સાધારણ વિચાર તરીકે મ્હારે દર્શાવવું જોઇએ કે એ જ વિષયની સાથે જે સંબંધ ધરાવતું હોય તેની જોડે સંમત હોય અથવા તો એ વિશેના પૂર્વજ્ઞાનની જોડે મળતું આવતું હોય તે શિવાય આવી જાતની ખબરને ઐતિહાસિક ગણાય નહિ.

૩ જુઓ હૉલની વાસવદત્તા, પ્રસ્તાવના, પ, ૬, ૭ ટીકા.

૪ જુઓ સર્ગ ૭, શ્લોક ૧૧૬. ૫ માધવનું શંકરવિજય, સર્ગ ૧૦, શ્લોક ૧૦૪.

૬ માધવ કૃત શંકરવિજય, સર્ગ ૭, શ્લોક ૧૧૭. એ વિશ્વરૂપના નામથી ઓળખાતો હતો. ૭ પા. ૨૩૬.

૮ ભાણ્ડારકરની પ્રસ્તાવના, અંક ૫ અને પા. ૩૭૨.

૯ પ્રસ્તાવના, ભવભૂતિના નાટકમાં પૂર્વમીમાંસાનું કાંઈ પણ સૂચન હોય એમ મને લાગતું નથી.

રહસ્યનું શિક્ષણ મળ્યું હતું અને તેટલા માટે અત્ર આપ્યો છે તેના કરતાં વધારે મજબુત પુરાવો આપે નહિ ત્યાં સુધી પૂર્વમીમાંસા જોડેનો સંબંધ સ્વીકારાય એમ નથી, પ્રો. ભાણ્ડારકરના આ સૂચન ઉપર વજન મુકવાનું છે એ વાત લક્ષ્યમાં રાખવાની છે. હું ધારૂંછું કે આ ઉપરથી ભવભૂતિ મીમાંસાના પ્રસિદ્ધ ટીકાકાર કુમારિલનો[1] શિષ્ય હતો એ વાત સ્વીકારીએ એવી સ્થિતિમાં નથી અને એ ઉપર આધાર રાખી એનાથી જે નિર્ણયો અસંગત છે અને જે અન્ય સાધનોમાંથી કાઢી શકાય એમ છે એ નિર્ણયો ત્યજી દઇએ એમ પણ નથી.

'ધર્મકીર્તિ અને શંકરાચાર્ય' વિષે મિ. કે. બી. પાઠકનો નિબંધ જેનું મેં અગાઉ સૂચન કર્યું છે તેને વિષે સહજ કહેવા માગુંછું. બીજા નિબંધોમાં જે પુરાવા આપવાનું કહેલ છે તે વડે તેણે મુખ્ય નિર્ણયનું અવલંબન કર્યું છે. સંસ્કૃત કાલક્રમના નિર્ણયોનો આધાર એ ઉપર જેટલા પુરાવા હોય, તેની[2] સંચિતશક્તિ ઉપર છે. એ મારી પેઠે એ મત સ્વીકારી એમણે જે જે દલીલ માત્ર પ્રકટ કરી છે તેને વિશે વિવેચન કરવાની મ્હારી ઇચ્છા નથી તેમ જ યોગ્ય પણ ધારતો નથી. તો પણ એટલું તો કહેવાનું છે કે મિ. પાઠકે પોતાના નિબંધમાં જે વાત પ્રસિદ્ધ કરી છે તેને એ જ પ્રશ્ન ઉપર અન્ય વાત જે બીજા સપ્રમાણ પુરાવાથી દૃઢ થઇ છે તેની જોડે સરખાવી નથી. ધર્મકીર્તિના સમય વિશે ચીનના પુરાવી માટે કહેતાં ગૌડપાદને[3] વિષે એ જ તરફનો પુરાવો—જેનો શંકરાચાર્યના સમય જોડે મુખ્ય સંબંધ છે–તે પુરાવા વિષે કહેવું ભુલી જાય છે. તેમ જ જ્યારે તે કહે છે કે શંકરાચાર્ય ધર્મકીર્તિ–જેણે પ્રશસ્ત સંસ્કૃત પ્રામાણી તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી–તેના પછી અડધા સૈકા પછી થયા હતા, ત્યારે મિ. પાઠકે એ દલીલની એટલી તો તુલના કરવી હતી કે ધર્મકીર્તિ, સુબન્ધુ અને બાણના પરસ્પરીય કાલ-ક્રમના સંબંધને એ દલીલ લાગુ પાડતાં ધર્મકિર્તિને છઠ્ઠા સૈકાના પ્રથમ ભાગમાં મુકવો પડશે. એ વિશે જે વિશેષ માહીતી પ્રકટ કરવાને કહે છે તે જ્યારે પ્રકટ થશે ત્યારે એનું વિવરણ કરવાનો યોગ્ય સમય આવશે. મેં જે વિષય પ્રકટ કર્યો છે તે તો એટલા માટે કે જ્યારે મિ. પાઠક જે વાત એ પ્રકટ કરવા માંગે છે તેનું વિવેચન કરે ત્યારે અન્ય વાત જે નિશ્ચિત થઈ છે તે પ્રમાણે એને વિશે પણ વિવેચન કરે. પોતાના ગયા નિબંધમાં એકથી વધારે સ્થળે શંકરાચાર્ય આઠમા સૈકામાં થયા એવો જો નિર્ણય પાઠકે આપ્યો છે–એ દર્શાવવાને હું એકાદ શબ્દ વિશેષ કહેવા માગુંછું—તો એ નિર્ણય એના પહેલા નિબંધમાં આપેલો નિર્ણય કે જે શંકરાચાર્ય ઈ. સ. ૭૮૮માં જન્મ્યા એની જોડે અસંગત છે. ઈ. સ. ૭૮૮ માં આઠમા સૈકાનાં માત્ર બાર વર્ષ જ રહ્યાં હતાં અને જ્યારે આવે વખતે શંકરાચાર્ય માત્ર બાર વર્ષની ઉમ્મરના[4] હતા તથા પ્રસિદ્ધ હતા એમ કહે ત્યારે એ

1 જુઓ વિ. જ., પુ, ૨, પા. ૩૪૦.

2 ધમ્મપદની પ્રસ્તાવનામાં પ્રો. માક્ષ મૂલરની ટીકા. (પૂર્વના પવિત્ર પુસ્તક) પા. ૧૦–૧૧.

3 જુઓ જ. રા. એ. સો. (ઉ ભા), પુ. ૧૦, પા. ૩૩૫. મુદ્રારાક્ષસમાં જે વાત આવી છે તે ખોટી છે. બનીયા નાનજીના સંગ્રહમાં મિ. બીલે બતાવેલા ગ્રન્થની ટીકા જુઓ. પા. ૨૮૭. આ સ્થળે માત્ર નામ સરખાં છે એટલું જ નહિ પણ નામથી બતાવેલી વસ્તુઓની સામ્યતા કબૂલ કરવા મિ. ડેવીડ ના પાડે છે. (પૂર્વનાં પવિત્ર પુસ્તકોમાં બુદ્ધ સુતો, પ્રસ્તાવના, પા. ૩૮) એ બન્ને ગ્રન્થની અનુક્રમણિકા સરખાવી મિ. બીલ એમ માને છે કે ચીનનો ગ્રન્થ એ ઈશ્વરકૃષ્ણની કારિકા અને ગૌડપાદના ભાષ્યનું ભાષાન્તર છે. જો ભાષ્યનો લેખક ગૌડપાદ શંકરાચાર્ય ગોવિન્દયતિનો પણ આચાર્ય હોય તો (જુઓ કોલબ્રુકના નિબંધ, પુ. ૧, પા. ૨૩૩. વેબરકૃત *History of Indian Literature*, પા. ૨૩૬–૭. સાંખ્યાસાર ઉપર ડા. હોલની પ્રસ્તાવના, પા. ૩૯, વિલ્સનની સાંખ્યકારીકા, પા. ૨૫૭) ઈ. સ. ૭૮૮ એ શંકરના જન્મનો સમય આવે છે એમ ધારવું તદ્દન અશકય છે.

4 મને એમ ભાસે છે કે મનુની પ્રસ્તાવનામાં (પૂર્વનાં પવિત્ર પુસ્તકોમાં) મિ. બ્યુલર શારીરક ભાષ્ય ઈ. સ. ૮૦૪ માં થયું એમ કહે છે. ડા. બ્યુલર શંકર ૭૮૮માં થયા એ દંતકથા માને છે ત્યારે તો તેણે આ મહાન ગ્રન્થ લખ્યો ત્યારે એનું વય માત્ર ૧૬ વર્ષનું હતું તેથી એ અત્ર ભૂલે છે એમ મને શંકા થાય છે. મારે કહેવું જોઇએ કે ડૉ. બ્યુલરે એ વાતનો સ્વીકાર કર્યો છે કારણ કે એ દંતકથાનું શ્રીનગરના રેકર્ડથી દૃઢીકરણ થયું છે. અને આવી કલ્પના અસત્ય ઠરે છે, જ. બો. બ્રો. રો. એમાં એ રેકર્ડ સંબંધી ટીકા કરીછે પુ. ૧૦, પા. ૩૭૨. પા. ૩૭૪માં જે ટિપ્પણ છે તે તો કુડલગીના લીસ્ટ ઉપર આધાર રાખી બીજું લીસ્ટ આપે છે. એ લીસ્ટની જોડે પ્રો. વિલ્સને આપેલું લીસ્ટ સરખાવો. હિંદુધર્મ, પુ. ૧, પા. ૨૦૧. બ્યુલરની નોટમાં કહેલ ડ્યુસનનો ગ્રન્થ નથી વંચાયો એથી દિલગીરછું.

સત્ય કહે છે એમ માનવું અસંભવિત છે. શંકરાચાર્ય એ વયે અથવા એથી પણ નાની વયે વિદ્યાજ્ઞાન સંબંધે અદ્ભુત શક્તિ ધરાવતા હતા એવી વાતો માધવ અને આનંદગિરિના ગ્રંથોમાં છે તે માત્ર[1] તેમના જ પ્રમાણ ઉપર આધાર રાખી ઐતિહાસિક પ્રમાણ તરીકે એને ગણાય એમ નથી.

આ સ્થળે એ જણાવવું અગત્યનું છે કે આલ્બીરૂનીના પ્રસિદ્ધ પુસ્તકમાં વેદાન્તદર્શનનું તેમ જ શંકરાચાર્યના અનુયાયીઓનું સૂચન નથી. સાંખ્ય અને યોગમતનાં સૂચનો છે અને એ સંબંધના જે લેખકો છે તેમાંથી[2] અવતરણ પણ છે એટલું જ નહિ પણ ભગવદ્ગીતા અને તેમાના[3] ઘણાક ફ-કરાઓનું સૂચન છે. આમ છતાં શંકરાચાર્ય અથવા તેમના મતનું નામ પણ નથી. ગમે તેમ હોય તો પણ એ વિચિત્ર છે. તથાપિ મને એમ ભાસે છે કે જો એ ઇ. સ. ૭૮૮ માં જન્મ્યો હોય અને શંકરાચાર્યની લોકયાત્રા નવમા સૈકાની મધ્યમાં હોય અને તેમજ તે લોકયાત્રા છઠ્ઠા સૈકાની મધ્યમાં વા અન્તમાં હોય તો ઘણું જ વિચિત્ર લાગે એમ છે. શંકરાચાર્ય નામ જોડે સંબંધ ધરાવતી કૃતિ માત્ર દોઢસો વર્ષની અંદર મનુષ્યની સ્મૃતિ બહાર જઈ આલ્બીરૂની જેવા સૂક્ષ્મ અને સાવચેત શોધક—આ ભાવ એના ગ્રન્થ ઉપરથી જણાઇ આવે છે—શંકર અથવા તેના સૂચક[4] તરફથી તેના મત વિશે કાંઈ પણ સાંભળ્યું નહિ હોય એ વાત ભાગ્યે જ સંભવિત લાગે છે. વધારામાં એટલું પણ કહેવાની હરકત નથી કે આલ્બીરૂનીને બૌદ્ધધર્મનો પૂર્ણ અથવા સંતોષકારક[5] હેવાલ પણ મળ્યો નહોતો. એ સંબંધે જે સૂચના એણે આપી છે તે થોડી છે અને જે છે તેનાથી પોતે પણ સંતોષ પામ્યો નથી. એમ પણ હોય કે શંકરાચાર્ય અને કુમારિલની પ્રવૃત્તિ પછી જે બૌદ્ધધર્મ જોરથી પ્રવર્ત્યો હતો તે ધર્મનો ક્ષય, પછીનો ત્રણ સૈકામાં પૂરેપૂરો[6] થયો હોય.

ઉપર કહેલા જે વિચારોથી મિ. પાઠકે કાઢેલા નૂતન પુરાવાનું અન્વેષણ હાલમાં કરવાનું બંધ રાખવામાં આવ્યું છે તે જ વિચારોથી હું એવા નિર્ણય ઉપર આવુંછું કે શંકરાચાર્ય અને કુમારિલનો સમય જે નક્કી કરવા મિ. ફ્લીટે મને ઈ. સ. ૧૮૮૭ માં[7] કહ્યું હતું તે સંબંધે પુરાવાનું અન્વેષણ હાલમાં ન કરવું એ યોગ્ય ધારૂં છું. નેપાલના કાલક્રમના સંબંધનો મિ. ફ્લીટના વિવાદનો એવો નિર્ણય થાય છે કે એ દેશની દંતકથા પ્રમાણે શંકરાચાર્યનો સમય ઈ. સ. ૬૩૫-૬૫૫ની વચ્ચે છે; કારણ કે એ જ વખતે વૃષદેવરાજા થયો અને એના જ રાજ્યમાં શંકરાચાર્યે નેપાલની યાત્રા કરી. એ રાજાએ પોતાના પુત્રનું નામ એ મહાન્ તત્ત્વજ્ઞાનીના[8] નામ ઉપરથી પાડ્યું. આ ઉપરથી મિ. ફ્લીટ સ્વાભાવિક રીતે ધારે છે કે જ્યારે આ નિશ્ચિત કરેલો સમય અને અન્ય સાધનોથી જે સમય મેં નિશ્ચિત કર્યો છે તે લગભગ સરખા છે ત્યારે એ બન્ને સરખા થાય એવી રીતે ફેરફાર કરવા બન્નેનું અન્વેષણ કરવું એ યોગ્ય છે. જો કે હું આ વિચારને મળતો આવુંછું છતાં જ્યારે આ પ્રશ્ન ઉપરની વાતની પ્રામાણ્ય મર્યાદામાં આપણે આવ્યા છીએ ત્યારે મિ. પાઠક ધારે છે એમ અનૂતન હકીકતથી એ સરખામણી કરવાની જરૂર રહેતી હોય તો એ નૂતન હકીકત જ્યારે પ્રગટ થાય ત્યારે તે પ્રમાણે

૧ મુદ્રારાક્ષસ, પ્રસ્તાવના, નવમા ટિપ્પણમાં જે ટીકા છે તે સંબંધે એમ કહેવાની જરૂર છે કે છેલ્લા ટિપ્પણમાં કહેલા લીસ્ટમાં શંકરાચાર્યના કાર્યનો સમય એ વર્ષોથી સૂચવે છે.

૨ જુઓ પુ. ૧, પ્રસ્તાવના, પા. ૮, પા. ૨૭-૩૦.

૩ " પુ. ૧, પા. ૨૯.

૪ (ઇન્ડિ. એન્ટી., પુ. ૧૯, પા. ૩૮૨.) ડૉ. બ્યુલરે એમ દર્શાવ્યું છે કે આલ્બીરૂની જે વખત વિશે કહે છે તેના પહેલાં ૨૭૦ વર્ષ વાસ્તે કહે છે. (કર્નીંગહામની કાળગણના પ્રમાણે) અલ્બીરૂનીએ જૈમિનિના પૂર્વમીમાંસાનું નામ આપ્યું છે.

૫ જુઓ પુસ્તક ૧, પૃષ્ઠ ૨૯.

૬ આ એક જ શંકય અર્થ નથી. અલ્બીરૂની ઉપર પ્રો. સ્કાઉની સૂચના જુઓ, પુ. ૧, પા. ૪૭.

૭ ઇન્ડિ. એન્ટિ., પુ. ૧૬, પા. ૪૨.

૮ સદર પુ. ૧૨, પા. ૩૫૦.

ઉપર કહેલી સાલની એકયતા કરવાનો યત્ન કરવો જોઈએ. જો કે હાલમાં એ આખા પ્રશ્નનું અન્વેષણ કરવાની મારી ઈચ્છા નથી તો પણ મિ. ફ્લીટના કથનના સંબંધમાં એકાદ બે વાત કહિશ. એ જોવાનું છે કે જો આપણે મિ. ફ્લીટ આપલી સાલ અને નેપાલની દંતકથા ઉપર વિશ્વાસ મુકીયે તો કુમારિલભટ્ટ[1] અને શંકરાચાર્યનો ઉદ્યોગ અને હિંદુસ્થાનમાં હુયાનથ્સંગની જગવિદિત યાત્રા એક જ સમયમાં મુકવી પડશે અને સ્પષ્ટ રીતે એટલું તો માનવું પડશે કે જે વખતે ચીનનો પ્રવાસી હિંદુસ્થાનની યાત્રા કરતો હતો તે જ વખતે શંકરાચાર્યની લોક–યાત્રા મધ્યબિંદુમાં હોવી જોઈએ. જો આમ હોય તો હુયાનથ્સંગ જેવાએ બ્રાહ્મધર્મના આ બેમાંથી એક પણ વીરનું પોતાના લેખમાં નામ પણ નથી આપ્યું એ એક વિચિત્ર વાત છે. ડા. બર્નેલે હુયાનથ્સંગના ગ્રન્થમાં આ સર્વ સૂચના નથી તેનું કારણ માત્ર બૌદ્ધધર્મનો[2] મહાન અને કટ્ટો બ્રાહ્મધર્મી શત્રુ કુમારિલ છે એમ દર્શાવ્યું છે, અને સાબિત કર્યું છે કે કુમારિલ ઇ. સ. ૬૪૫ની પછી જ થયો. ડા. બર્નેલે જ દલીલ મુકી છે તેના કરતાં આ સ્થળે તો આ નિષેધસૂચક દલીલ વધારે મજબુત છે. કારણ કે હુયાનથ્સંગના ચરિતમાં હુયાનથ્સંગ અને એક પાખંડ મતવાદીની[3] વચ્ચે જે વિવાદ થયો હતો તેનો હેવાલ છે. એ વિવાદમાં હુયાનથ્સંગે એક પછી એક જ ભિન્ન ભિન્ન પાખંડમતના વિચારો દર્શાવ્યા છે. કુમારિલ અથવા શંકરાચાર્ય બેમાંથી એકના પણ મત દર્શાવ્યા નથી. જો આ બન્ને તત્ત્વજ્ઞાનીઓ પોતાના ગ્રન્થદ્વારાએ તેમ જ સંભાષણના વિવાદથી પ્રસિદ્ધ થયા હોય તો દરેક મનુષ્ય એમના વિશે કાંઈ પણ સૂચનાની આશા રાખ્યા વગર રહે નહિ. હુયાનથ્સંગ એ વિષય સંબંધે શાંત રહ્યો છે એનું કારણ શંકરાચાર્ય અથવા કુમારિલની કીર્તિ એટલી બધી પ્રસરી નહિ હોય અથવા તો જેવી રીતે તેઓ પછીની પ્રજાની આંખે આવ્યા તેવી રીતે તે સમયના સમકાલિન લેખકોની આંખે નહિ આવ્યા હોય એમ પણ કહિ શકતા નથી. આ સાધારણ નિરીક્ષણ તરીકે તો પૂર્ણ રીતે નિઃસંદેહ યોગ્ય લાગશે. નેપાલ દંતકથાના અનુમાન ઉપરથી શંકરાચાર્યની કીર્તિ તેમ જ કુમારિલની કીર્તિ ઈ. સ. ૬૫૫ની પહેલાં જગવિદિત અને સ્થાપિત થયેલી હશે એમ માનવાને બંધાયા છીએ. એથી ઉલટું હુયાનથ્સંગની હિંદુસ્થાનની[4] યાત્રા પહેલાં ઔપનિષદ્ મત પ્રસિદ્ધિને પામ્યો હશે એમ નક્કી કરવાને બાણના હર્ષચરિત ઉપરથી શક્તિમાન થઈએ છીએ. હાલમાં તો હું એવું ધારૂછું કે એના વખતમાં કુમારિલ તેમ જ શંકરાચાર્યની લોક–યાત્રા માત્ર ભૂતકાળની જ વસ્તુ થઈ હશે કે જેથી બૌદ્ધમાર્ગી હુયાનથ્સંગને[5] નિરસ લાગતી હશે–અથવા તો ફાહિએનના[6] પ્રથમના વૃત્તાન્તમાંથી જણાયેલી પાખંડ મતની પ્રવૃત્તિ–જે હુયાનથ્સંગે દર્શાવી છે એના વિરુદ્ધમાં બૌદ્ધધર્મની પ્રખ્યાતી જણાવી છે તે, એ પ્રવાસીની યાત્રાના અન્તરમાં કુમારિલ અને શંકરના[7] પ્રમુખપણા નીચે બ્રાહ્મધર્મીએ જે જય મેળવ્યો હશે તે દર્શાવતો હશે.

ઉપર દર્શાવેલું લખતી વખત પ્રો. માક્ષ મૂલલરના *India: What it can teach us*માં ટિપ્પણમાં નિચેની ટીકા જોઇ છે. એ એમ કહે છે કે વાસવદત્તામાં સુબન્ધુ બૌદ્ધના[8] ઉપદેશથી

---

૧ જુની દંતકથા ઉપરથી એમ ધારૂછું કે કુમારિલ અને શંકરાચાર્યને પુરી રીતે સમકાલિન ગણાય એમ છે. એ દંતકથા વિશે કોઇ પણ વાંધો લેવામાં આવ્યો નથી.

૨ શામવિધાન બ્રાહ્મણ, પ્રસ્તાવના પૃ. ૬.

૩ બીલ કૃત હુયાનથ્સંગચરિત્ર, પા. ૧૬૮. બુદ્ધિસ્ટ રેકર્ડમાં એ વિશે કોઈ પણ સૂચના જોઈ નથી.

૪ પા. ૪૮૯ (કાશ્મીરી આવૃત્તિ) ભર્તૃહરિની પ્રસ્તાવના, પા. ૯,૧૦ આના સંબંધમાં ૧૮૮૩–૮૪ના સંસ્કૃત લેખના આવેદનપત્રમાંની ટીકાઓ વિશે વિચાર કરવો યોગ્ય છે. પા. ૭૪. કર્નકૃત સદ્ધર્મપુણ્ડરીકની પ્રસ્તાવના, પૂર્વના પવિત્ર પુસ્તકો, પા. ૨૮ ટિપ્પણ.

૫ મુદ્રારાક્ષસ, ટિપ્પણ, પૃ. ૨૪, ૨૫ માં સંગ્રહ કરેલી સૂચનાઓ જુઓ. બુદ્ધિસ્ટ રેકર્ડ, પુ. ૨, પા. ૨૧૬.

૬ જુઓ બીલ કૃત બુદ્ધિસ્ટ રેકર્ડ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ, પ્રસ્તાવના, પુસ્તક ૧, પા. ૨૯–૩૦–૩૭–૫૬ ૬૧–૬૭.

૭ જ. બો. બ્રૅ. રૉ એ. સો. પુસ્તક ૧૮, પૃષ્ઠ ૪ ટિપ્પણમાં આ નિર્ણય છે.

૮ પૃષ્ઠ ૩૦૮, ટિપ્પણ ૨.

મીમાંસા અને ન્યાય ઉપર જે અંધકાર વ્યાપી રહ્યો છે તેનું વખતો વખત સૂચન કરે છે. મેં જે ફકરા ઉપર આપ્યા છે તેમાંના છેલ્લા ફકરા શિવાય બીજો એકે ફકરો એ સંબંધનો જોયો નથી. તેટલા માટે કમનશીબે એ વિશે બીલકુલ સૂચન નથી. તો પણ પ્રો. માક્ષ મૂલર પ્રો. વેબરના *Indische Streifen* નું સૂચન કર છે. જે ગ્રંથ ઉપર આધાર[1] રાખવામાં આવ્યો છે તે ગ્રન્થના ફકરા વિશે વિચાર કરતાં મને એમ માલુમ પડે છે કે ઇ. સ. ૧૮૫૪ સુધી આ નિબંધના જે ફકરાઓ ઉપર આધાર રાખ્યો છે તે ફકરા તરફ લક્ષ દોરતાં આમાંનો એકે ફકરો બૌદ્ધના ઉપદેશથી મીમાંસા ઉપર અંધકાર વ્યાપી રહ્યા વિશે કાંઈ પણ જણાવતો નથી. પણ એથી ઉલટું જ માલુમ પડે છે. ન્યાયશાસ્ત્ર[2] ઉપર અંધકાર વ્યાપ્યો હતો એવું એકે સ્થળે મેં જોયું નથી. કદાચ સુબન્ધુનો એક ફકરો જેમાં मीमांसान्याय[3] વિશે વિવેચન છે તેની અપૂર્ણ સ્મૃતિ ઉપર જ પ્રો. માક્ષ મૂલરની ટીકાનો આધાર હશે. પરંતુ એ સ્થળે ન્યાયનું કાઇપણ સૂચન નથી. પ્રો. માક્ષ મૂલર જેને વિશે કહે છે તે સંબંધે તો ઉપર જણાવ્યા પ્રમાણે આગળ આપેલામાંનો પાંચમો ફકરો છે. અને એ ફકરાનું પ્રો. વેબરે પોતાના નિબંધમાં સૂચન કર્યું નથી. એ ફકરાનો અર્થ તો મેં આગળ આપ્યો છે.—**કે. ટી. તેલંગ, એમ. એ., એલ્ એલ્. બી., સી. આઇ. ઈ.; જર્નલ બો. બ્રો. રોયલ એ. સો., પુસ્તક, ૧૮ અંક ૪૯, પૃષ્ઠ ૧૪૭થી ૧૬૭ સુધી, તા. ૨૯મી સપટેંબર સને ૧૮૯૧.**

## ભર્તૃહરિ અને કુમારિલ.

મારા ગયા નિબંધમાં ઈત્સીંગના ગ્રન્થના બન્ને તદ્દન જૂદા ફકરાઓ ઉપર આધાર રાખ્યો હતો. એક ફકરામાં ફ્રેન્ચ ભાષાન્તર પ્રમાણે [4]ધર્મકીર્તિને એનો સમકાલીન ગણ્યો છે, પરંતુ ઈંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૯, પૃષ્ઠ ૩૧૯માં પ્રો. વાસીલીવે આ ફકરો યોજ્યો હતો અને એણે એવો મત દર્શાવ્યો છે કે—ચીની ભાષામાંનાં મૂળ વાક્યનો અર્થ "કાલની પાસે" એમ પણ થાય છે. આ છેલ્લો અર્થ એમનેએમ જોતાં તો અનિશ્ચિત લાગે છે. તેટલા જ માટે મેં ઈત્સીંગના ગ્રન્થમાંનો બીજો ફકરો આપ્યો છે; અને એમાં કર્તાએ જે બીનાઓથી વંશજોને માહીત કર્યાં છે તે બીનાઓ નિવેદન કરવામાં કર્તા યથાર્થ રહ્યો છે.

જે બીજા ફકરાને મારા ગયા નિબંધમાં પ્રમાણરૂપ લીધો છે તે ફકરામાં ભર્તૃહરિ ઇ. સ. ૬૫૦ માં મૃત્યુ પામ્યો એમ જણાવ્યું છે. આ સ્થળે[5] ઈત્સીંગ, સાતમા સૈકાના ઉત્તરાર્ધ ભાગમાં હિંદુસ્થાનમાં વ્યાકરણનો વિષય જેવી રીતે જાણીતો હતો અને જેવી રીતે તેનું અધ્યયન થતું તેવી રીતે તે વિષયનું વર્ણન કરે છે. વ્યાકરણશાસ્ત્રના સંબંધમાં કેટલાક પ્રમાણ પુરૂષોનાં નામ પણ આપે છે. ભર્તૃહરિને વિશે બોલતાં તે કહે છે કે એ એક પ્રસિદ્ધ વૈયાકરણી અને વાક્યપદીયનો કર્તા હતો. ઈત્સીંગના કહેવા પ્રમાણે વાક્યપદીયમાં સાતસો શ્લોક છે. દક્ષિણ કોલેજના પુસ્તકાલયમાં જે હસ્તલેખ છે તે અને બનારસમાં એ ગ્રન્થની છપેલી આવૃત્તિ તપાસતાં એમ માલમ પડે છે કે ઈત્સીંગનું કહેલું ઘણું ખરૂં [6]ખરૂં છે. ભર્તૃહરિ તેના વાક્યપદીય વિશે કહેવાનું છે તેટલું કહિને એ ચીની પ્રવાસીએ વધારામાં કહ્યું છે કે—એ ગ્રન્થ કર્તા ઇ. સ. ૬૫૦ માં ગુજરી ગયો છે. આ એક સાહિત્યના સંબંધે રસિક બીના છે અને જ્યારે આપણે જાણીયે છીએ કે એ વાત એક સમકા-

૧ પુસ્તક ૧, પૃષ્ઠ ૩૭૮, ૯.

૨ જુઓ ઈંડિયા: તે આપણને શું શિખવે છે, પૃષ્ઠ ૩૦૫-૩૦૮, ૩૬૧ અને જ. બી. બી. રો. એ. સો., પુસ્તક ૧૭, પૃષ્ઠ ૪૭. ૩ પૃષ્ઠ ૯૩.

૪. ધર્મકીર્તિ અને શંકરાચાર્ય, જ. બો. બ્રૌ. રો. એ. સો., પુ. ૧૮, પૃષ્ઠ ૮૯.

૫. કાશિકાના સમય માટે જુઓ પ્રો. માક્ષ મૂલર, ઇન્ડિ. એન્ટી.; પુ. ૯, પૃષ્ઠ ૩૦૮.

૬. વૈયાકરણી ભર્તૃહરિ વિશે ડૉ. કીલહોર્નનો નિબંધ જોવા કહુંછું. ઇન્ડિ. એન્ટી., પુ. ૧૨; પૃષ્ઠ ૧૨૬—૨૨૭. એમાં સિદ્ધ કર્યું છે કે ઇત્સીંગ ભર્તૃહરિના ગ્રન્થના પહેલા બે પ્રકરણને વાક્યપદીય કહે છે. આ જ પ્રમાણે જ્યારે ભર્તૃહરિને वाक्यपदीयप्रकीर्णकयोः कर्ता કહે છે ત્યારે ગણરત્નમહોદધિમાં પણ વર્ધમાન એમ જ કહે છે.

લીન ગ્રન્થકર્તા તરફથી જણાવવામાં આવી છે ત્યારે તેના ઐતિહાસિક પ્રમાણના શ્રીમતની વધારે ગણના કરી છે એમ નથી. કારણ ઈત્સીંગ ૬૩૫માં જન્મ્યો હતો અને ભર્તૃહરિ જેને વિશે તે કહેવા માંગે છે તે-ઈ. સ. ૬૫૦માં મૃત્યુ પામ્યો.

તંત્રવાર્તિકના પહેલા પ્રકરણના ત્રીજા ઉચ્છ્વાસમાં કુમારિલ, પાણિનિ, કાત્યાયન, પતંજલિ અને બીજા વૈયાકરણીઓની સજડ ટીકા કરે છે અને એવી તકરાર ઉઠાવે છે કે વેદના એકે સમ્પ્રદાયમાં વ્યાકરણનું અધ્યયન કરવાનું કહ્યું નથી. 'વ્યાકરણ વેદનો એક ભાગ છે' એવું પણ મનાય એમ નથી કારણ કે વેદ અનાદિ છે અને વ્યાકણ તો મનુષ્યના મગજમાંથી ઉત્પન્ન થાય છે અને તે બુદ્ધ તથા બીજા મનુષ્યોના[1] વચનો કરતાં વધારે સારૂં નથી.

न च वेदाङ्गभावोऽपि कश्चिद्व्याकरणं प्रति । तादर्थ्यावयवाभावाद्बुद्धादिवचनेष्विव ॥

श्रुतिलिङ्गादिभिस्तावत्तादर्थ्यं नास्य गम्यते । अकृत्रिमस्य वा कश्चित्कृत्रिमोऽवयवः कथम्॥

કુમારિલ પછી એવો વાદ કરે છે કે વેદનુ સંરક્ષણ કરવામાં શબ્દશાસ્ત્રનો કાંઈ પણ ઉપયોગ નથી એટલું જ નહિ પણ હમેશાં વપરાતી ભાષાની વિશુદ્ધિ પણ એથી સચવાતી નથી અને વધારામાં કહે છે કે-મશક, આશ્વલાયન, નારદ, મનુ અને પાલકાર્યે જેવા પ્રખ્યાત સંસ્કૃત લેખકો પણ પાણિનિના[2] નિયમો ઉપર કાંઇ પણ ધ્યાન આપતા નથી.

આ આનંદજન્ય તકરાર-જેથી આખો ઉચ્છ્વાસ ભર્યો છે-તે કરતી વખત કુમારિલે ભર્તૃહરિના વાકયપદીયમાં કેટલાક શ્લોકનું અવતરણ કર્યું છે તો પણ આમાંના પાંચ શ્લોકો અત્યારે આપીને સંતોશ માનીશ, કારણ કે પ્રસ્તુત કાર્યને અર્થે પાંચ શ્લોક બસ થશે. વાકયપદીય, બનારસની આવૃત્તિ, પૃષ્ઠ ૧૩૨ના બીજા પ્રકરણમાં ૧૨૧ મો શ્લોક નીચે પ્રમાણે છેઃ—

अस्त्यर्थः सर्वशब्दानामिति प्रत्याय्यलक्षणम् । अपूर्वदेवतास्वर्गैः सममाहुर्गवादिषु ॥

તન્ત્રવાર્તિક બનારસી આવૃત્તિ, પૃષ્ઠ ૨૫૧-૨૫૪માં કુમારિલે આ શ્લોક બે સ્થળે મુકયો છે.

यथाहुः ॥

"अस्त्यर्थः सर्वशब्दानामिति प्रत्याय्यलक्षणम् । अपूर्वदेवतास्वर्गैः सममाहुर्गवादिषु " ॥ इति ॥

यत्तु

" अपूर्वदेवतास्वर्गैः सममाहुः " इति ॥

तत्राभिधीयते ॥

વાકયપદીયના પહેલા પ્રકરણમાં સાતમે પાને ૧૩મા શ્લોકની બીજી લીટી કુમારિલે તન્ત્રવાર્તિકમાં પૃષ્ઠ ૨૦૯-૧૦માં આપી છે અને શબ્દમાં ફેરફાર કર્યો છે તેમ જ દર્શાવેલા વિચારોની અવગણના કરી છે. તે નીચે પ્રમાણેઃ—

यदपि केनचिदुक्तम् ॥

" तत्त्वावबोधः शब्दानां नास्ति व्याकरणादृते " इति,

तद्रूपरसगंधस्पर्शेष्वपि वक्तव्यमासीत् ।

को हि प्रत्यक्षगम्यर्थे शास्त्रात्तत्त्वावधारणम् । शास्त्रलोकस्वभावज्ञ ईदृशं वक्तुमर्हति ॥

अत एव श्लोकस्योत्तरार्द्धं वक्तव्यम् ।

तत्त्वावबोधः शब्दानां नास्ति श्रोत्रेन्द्रियादृते । इति.

न ह्यत्र कश्चित् प्रतिपद्यत बधिरेष्वेव महत्त्वात् ।

વાકયપદીયના બીજા પ્રકરણના ૭૩મે પાને આપેલો ૧૩મો શ્લોક પણ તંત્રવાર્તિકના પૃષ્ઠ ૨૨૦મે કુમારિલે મુકયો છેઃ

૧. તંત્રવાર્તિક, બનારસી આવૃત્તિ, પૃષ્ઠ ૨૦૭.

૨. તંત્રવાર્તિક, બનારસી આવૃત્તિ, પૃષ્ઠ ૧૯૯.

**ब्राह्मणार्थो यथा नास्ति कश्चिद्ब्राह्मणकम्बले । देवदत्तादयो वाक्ये तथैव स्युरनर्थकाः ॥**

અહિં બીજાં બે અવતરણ પણ આપ્યા છેઃ

**वृषलैर्न प्रवेष्टव्यमित्येतस्मिन् गृहे यथा । प्रत्येकं संहतानां च प्रवेशः प्रतिषिध्यते ॥ ३७७ ॥**

વાક્યપદીય, પ્રકરણ ૨.

**वृषलैर्न प्रवेष्टव्यं गृहेस्मिन्निति चोदिते । प्रत्येकं संहतानां च प्रवेशः प्रतिषिध्यते ॥**

તંત્રવાર્તિક, પ્રકરણ ૩, ઉચ્છ્વાસ ૧, બનારસી આવૃત્તિ, પૃષ્ઠ ૭૩૨.

**काकेभ्यो रक्ष्यतां सर्पिरिति बालोपि चोदितः । उपघातपरे वाक्ये न श्वादिभ्यो न रक्षति ॥ ३०९ ॥**

વાક્યપદીય, પ્રકરણ ૨.

**तथा च आह ।**
**काकेभ्यो रक्ष्यतामन्नमितिबालोपि चोदितः । उपघातप्रधानत्वान्न श्वादिभ्यो न रक्षति ॥**
**न स्विदमत्रोदाहरणं घटते ।**

તંત્રવાર્તિક, પ્રકરણ ૩, ઉચ્છ્વાસ ૧, બનારસી આવૃત્તિ, પૃષ્ઠ ૭૩૧.

આ ઉપરથી આપણને જણાય છે કે કુમારિલ ભર્તૃહરિમાંથી વખતો વખત અવતરણ કરે છે અને પાણિનિ અને પતંજલિની સાથે એની પણ ટીકા કરે છે. મારા ધારવા પ્રમાણે એટલું તો સ્પષ્ટ છે કે કુમારિલના વખતમાં વ્યાકરણશાસ્ત્રના સંબંધમાં ભર્તૃહરિ એક વિશિષ્ટ પ્રમાણ ગણાતો. એના પોતાના વખતમાં તો બીજા વિદ્વાનોની નજરમાં આવે એમ પ્રસિદ્ધ થયો નહિ હોય તેમ જ પાણિનિના સમ્પ્રદાયીઓએ એને વિશે એટલો બધો ઉંચો વિચાર નહિ બાંધ્યો હોય કે જેથી પાણિનિ અને પતંજલિ જેવાના પ્રસિદ્ધ પ્રમાણોની સાથે એ પણ મીમાંસા સમ્પ્રદાયના અગ્રણીની ટીકાને પાત્ર થાય. તેટલા જ માટે હુયાનથ્સંગ–જે ઈ. સ. ૬૨૯–૬૪૫ના અન્તરમાં હિંદુસ્થાનની મુસાફરી કરતો હતો તેણે એનું નામ પણ દીધું નથી, ત્યારે ઈત્સીંગ જેણે અડધા સૈકા પછી લખ્યું છે તેણે એમ જણાવ્યું છે કે હિંદુસ્થાનના પાંચે ભાગમાં ભર્તૃહરિ પ્રખ્યાત વૈયાકરણી તરીકે જાણીતો હતો. આ ઉપરથી આપણે એવો નિર્ણય કરી શકીએ છીએ કે જે સાલમાં તન્ત્રવાર્તિક થયું તે અને જે સાલ ઇ. સ. ૬૫૦માં ભર્તૃહરિ મૃત્યુ પામ્યો તેની વચમાં અડધો સૈકો ગયો હશે. એટલે કુમારિલ આઠમા સૈકાના પૂર્વાર્ધમાં થયો હશે. ઉપરે જણાવેલી બીનાઓ જોતાં વહેલાવહેલી સાલ તો આ જ છે.

આ સ્થળે આપણે, બે પ્રખ્યાત લેખકો ઈત્સીંગ અને કુમારિલ વિશે વિચાર કરીયે છીએ. પહેલો સુશિક્ષીત અને વિદ્વાન્ ચીનનો રહેવાશી ને સાંખ્યનો અનુયાયી હતો; તેમ જ અનંતકાલની બખ્યાતમાં જેવી રીતે પર્વતનું શિખર પ્રકાશે છે તેવી રીતે વિસ્મૃતિતલ ઉપર જેનું અમર નામ દૃશ્યમાન થાય છે તે શાક્યસિંહનો ઈત્સીંગ અનુયાયી હતો. જે જે સ્થળે એ જ્ઞાનોદ્દીપિતનાં પગલાં થયાં હતાં તે તે ધર્મસ્થાનોની યાત્રા કરવા ઈત્સીંગ હિંદુસ્થાનમાં આવ્યો હતો. કુમારિલ દક્ષિણ હિંદુસ્થાનનો રહેવાશી હતો અને બુદ્ધિમાં એટલો ઉત્કૃષ્ટ હતો કે તેના સમકાલીનોનો એ માથાનો મુગટ ગણાતો.

બુદ્ધ પોતે ક્ષત્રિય હોઈ આચાર્યની મહાન પદવીએ શી રીતે ચડયો અને વિસ્મય પામેલા લોકોને પોતે જ જનસમૂહનો રક્ષક છે એવું એ શી રીતે કહેતો એ વિચાર એને વિસ્મીત કરતો. કારણ કે આચાર્યની પદવી જન્મના હક તરીકે બ્રાહ્મણની જ હતી.

**कलिकलुषकृतानि यानि लोके मयि निपतंतु विमुच्यतां तु लोकः ॥**

તંત્રવાર્તિક, પ્રકરણ ૧, ઉચ્છ્વાસ ૩, પૃષ્ઠ ૧૧૬.

જે ધર્મે બ્રાહ્મધર્મનો છેલ્લો તાણખો પણ ઓલવી નાખવા માંડયો હતો અને જે ધર્મે પૂર્વમાંથી ઈત્સીંગને હિંદુસ્થાનમાં આવવાને લલચાવ્યો હતો તે ધર્મનું નિકંદન કરવામાં કુમારિલે પોતાની કલમ તેમ જ વાણીનો ઉપયોગ કર્યો.

આ બન્ને લેખકો–જો કે જૂદા જૂદા મુદ્દા ધ્યાનમાં રાખી એક જ વિશય એટલે હિંદુસ્થાનના વ્યાકરણના સાહિત્ય સંબંધે બોલે છે. તેઓ પાણિનિ, પતંજલિ, અને ભર્તૃહરિના એ જ પ્રમાણો આપે છે અને ભર્તૃહરિના એ જ ગ્રન્થ–વાક્યપદીયનું સૂચન કરે છે. ભર્તૃહરિ, ઇત્સીંગ અને કુમારિલનો સંબંધ એકી વખતે નીચેના કોઠા ઉપરથી જણાશે.

ભર્તૃહરિ, ઈ. સ. ૬૫૦.

ઈત્સીંગ, ઈ. સ. ૬૯૦. કુમારિલ, ઈ. સ. ૭૦૦.

હિંદુસ્થાનના લેખકોના સાધારણ ક્રમ પ્રમાણે કુમારિલ વિરુદ્ધતાથી ભર્તૃહરિની ટીકા કરે છે પણ ભર્તૃહરિ તો પોતાની સાલ વિશે કાંઈ પણ સૂચવતો નથી. એથી ઉલટું ઈત્સીંગ બે વાતની તો પક્કી ખબર આપે છે. (૧) ભર્તૃહરિના મૃત્યુ વિશે અને (૨) આ બનાવ હિંદુસ્થાનમાં જે સમયે પ્રસિદ્ધ થયો તે સમય વચ્ચેના અન્તર વિશે. જે વખતે ભર્તૃહરિની વૈયાકરણી તરીકેની કીર્તિ હિંદુસ્થાનના પાંચે વિભાગમાં પ્રસરી હતી તે જ વખતે તન્ત્રવાર્તિક રચાયું હતું તેથી કુમારિલને વ્હેલામાંવ્હેલો આઠમાં સૈકાના પૂર્વાર્ધ ભાગમાં મુકી શકિયે એમ છે.

શિવાય કાલક્રમાનુસારે કુમારિલ શંકરાચાર્યે પહેલાં થયો એમ ઠરાવવાને આપણી પાસે પુરાવો છે. કારણ કે તૈત્તિરીયભાષ્યમાં શંકરાચાર્યે કુમારિલનું સૂચન કર્યું છે અને તેના જ સંબંધમાં તૈત્તિરીયવાર્તિકમાં સુરેશ્વરે કુમારિલમાંથી અવતરણ કર્યું છે, તૈત્તિરીયભાષ્યના ઉપોદ્ઘાતમાં કેટલાક મીમાંસકો[1] ઉપર સજડ ટીકા છે.

काम्यनिषिद्धयोरनारम्भादारब्धस्य चोपभोगेन क्षयान्नित्यानुष्ठानेन प्रत्यवायाभावादयत्नत एव स्वात्मन्यवस्थानं मोक्षः। अथवा निरतिशयायाः प्रीतेः स्वर्गशब्दवाच्यायाः कर्महेतुत्वात् कर्मभ्य एव मोक्ष इति चेन्न ॥

આ ફકરાનું વિવરણ કરતાં સુરેશ્વર કહે છે કે જેની ટીકા શંકરાચાર્યે પોતે જ કરી છે, એ મીમાંસક કુમારિલ કરતાં લેખક તરીકે ઉતરે એમ નથી. તૈત્તિરીયવાર્તિકમાં[2] કહે છે કે:—

मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिद्धयोः। नित्यनैमित्तिके कुर्यात्प्रत्यवायजिहासया ॥
इति मीमांसकंमन्यैः कर्मोक्तं मोक्षसाधनम् । प्रत्याख्यायाऽऽत्मविज्ञानं तत्र न्यायेन निर्णयः ॥

સુરેશ્વરે આપેલો પહેલો શ્લોક કુમારિલના શ્લોકવાર્તિકમાં[3] છે, અને એ સ્પષ્ટ છે કે મીમાંસકના મતનો ઉપન્યાસ કરીને શંકરાચાર્યે માત્ર એ શ્લોકનું વિવરણ કર્યું છે.

બીજા શ્લોકમાં સુરેશ્વર કુમારિલને मीमांसकंमन्य અથવા તો મીમાંસક જ્ઞાનનો આડંબર કરનાર તરીકે ઓળખાવે છે. સુરેશ્વર જે કુમારિલ પછી થોડોક કાલ હતો તેના શિવાય આવા પ્રસિદ્ધ મીમાંસક તરફ બીજો કોઈ આવા અયોગ્ય શબ્દ વાપરી શકે એમ નથી.

આવી રીતે ભર્તૃહરિ, કુમારિલ અને શંકરાચાર્યે વચ્ચેનો સંબંધ કાલક્રમથી નક્કી કર્યો છે. ભર્તૃહરિની ટીકા કુમારિલે કરી છે ત્યારે શંકરાચાર્યે કુમારિલની ટીકા કરી છે. ભર્તૃહરિ ઇ. સ. ૬૫૦માં મૃત્યુ પામ્યો અને ઈત્સીંગના કહેવા પ્રમાણે લગભગ અડધા સૈકા પછી હિંદુસ્થાનના સર્વ ભાગમાં

૧. તૈત્તિરીયભાષ્ય, આનંદાશ્રમની આવૃત્તિ, પૃષ્ઠ ૩.

૨ તૈત્તિરીયવાર્તિક, આનંદાશ્રમનું, પૃષ્ઠ ૫.

૩ પંડિત, પુ. ૩, પૃષ્ઠ ૫૩૪. જુઓ રામતીર્થનું શારીરકશાસ્ત્રસંગ્રહ, પ્ર. ૧, ઉચ્છ્વાસ ૧. બૃહદારણ્યકવાર્તિકમાં સુરેશ્વર પણ કુમારિલમાંથી અવતરણ કરે છે. જુઓ પ્રકરણ ૨, ઉચ્છ્વાસ ૪:

सजातीयैः प्रमाणैस्तु सजातीयार्थदर्शनम् । भवेदिदानीं लोकस्य तथा कालान्तरेऽप्यभूत् ॥ ११३ ॥

यत्राप्यतिशयो दृष्टः स स्वार्थानतिलङ्घनात् । दूरसूक्ष्मादिदृष्टौ स्यान्न रूपे श्रोत्रवृत्तिता ॥ ११४ ॥ પંડિત, પુસ્તક ૩, પૃષ્ઠ ૮૫.

પ્રસિદ્ધ થયો. જ્યારે ભર્તૃહરિ પ્રસિદ્ધમાં આવ્યો ત્યારે કુમારિલે તેની ટીકા કરી હશે. તેટલા માટે કુમારિલ આઠમા સૈકાના પ્રથમ ભાગમાં થયો હોવો જોઈએ. એ જ કારણોને લીધે શંકરાચાર્ય એ જ સૈકાના ઉત્તર ભાગમાં થયા હોવા જોઈએ. એટલું જાણવાનું છે કે આ વિચારમાં કોઈ પણ દંતકથાનો સ્વિકાર કરવાનો નથી પરંતુ ઈત્સીંગ, કુમારિલ અને સુરેશ્વરના સ્ફુટ વચનો ઉપર આધાર રાખે છે; જે નિર્ણય ઉપર આપણે આવ્યા છીએ તે નિર્ણય જ્યાંસુધી ઈત્સીંગનો ગ્રંથ માત્ર **કપટ લેખ** છે એમ કહેતા નથી ત્યાંસુધી બીજાં કોઇ પણ કારણોથી ખોટા પાડી શકાય એમ નથી.

દિગમ્બર જૈનસાહિત્ય તપાસતાં પ્રથમ સમંતભદ્રનું નામ મળી આવે છે. આ સમન્તભદ્રનું આપ્તમીમાંસામાંથી સ્યાદ્વાદમત[1] ઉપરની શંકરાચાર્યની ટીકા સમજાવતાં વાચસ્પતિમિશ્રે અવતણ કર્યું છે.

**स्याद्वादः सर्वथैकान्तत्यागात्किं[illegible]त चिद्विधिः । सप्तभंगनयापेक्षो हेयादेयविशेषकृत ॥**

દક્ષિણ હિંદુસ્થાનમાં સમન્તભદ્રનો ઉદય દિગમ્બર જૈનધર્મના ઇતિહાસનો જ નહિ પણ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસનો કાલ નિર્માણ કરે છે. આપ્તમીમાંસાને સ્યાદ્વાદમતના તેમ જ સર્વજ્ઞ પ્રભુ વિશેના જૈનમતના વ્યાખ્યાન ઉપર પ્રમાણ રૂપ ગણવામાં આવે છે; અને બ્રહ્માદ્વૈતમત[2] સહિત સમકાલીન દર્શનનું નિરૂપણ કરે છે.

ઉમાસ્વાતિના તત્ત્વાર્થ ઉપરના ગંધહસ્તિમહાભાષ્યના મોટા ગ્રન્થની પ્રસ્તાવના તરીકે સમન્તભદ્રે આ ગ્રન્થ લખ્યો છે; અને એની શરૂઆતમાં જે શ્લોક છે તે ઉપરથી દેવાગમસ્તોત્રના નામથી હિંદુસ્થાનમાં એ ગ્રન્થ ઘણો જ પ્રસિદ્ધ થયો છે:—

**द[illegible]योयानचामरादिविभूतयः । मायाविष्वपि दृश्यंते ना[illegible]स नो महान् ॥**

સમન્તભદ્રે યુક્ત્યનુશાસન, રત્નકરંડક, સ્વયંભૂસ્તોત્ર અને જિનશતક નામના ગ્રન્થો પણ લખ્યા છે. આપ્તમીમાંસાની પ્રથમ ટીકા અકલંકે લખેલી અષ્ટશતી છે જે અકલંકદેવ અથવા અકલંકચંદ્રના નામથી ઓળખાય છે. તેમ જ તે લઘીયસ્ત્રય, ન્યાયવિનિશ્ચય, અકલંકસ્તોત્ર સ્વરૂપસમ્બોધન અને પ્રાયશ્ચિત્ત નામના ગ્રન્થોનો લેખક હતો. બીજી એક આપ્તમીમાંસા ઉપરની સંપૂર્ણ ટીકા જે આપ્તમીમાંસાલંકાર અથવા વિદ્યાનંદની અષ્ટસહસ્રી છે. એમાં વિદ્યાનંદ કહે છે કે એ પ્રમાણે તે અષ્ટશતીને પ્રમાણરૂપ[3] ગણીને તેને જ અનુસર્યો છે:—

**[illegible]कविवृतां समंतभद्रोक्तिमत्र संक्षेपात् । परमागमार्थविषयामष्टसहस्रीं प्रकाशयति ॥** પ્રકરણ ૧૦.

એણે યુક્ત્યનુશાસન ઉપર યુક્ત્યનુશાસનાલંકાર નામની ટીકા લખી છે. એ આપ્તપરીક્ષાનો પણ કર્તા હતો.

શ્લોકવાર્તિક–જેનું અષ્ટસહસ્રીમાં[4] અવતરણ કર્યું છે તે અને પ્રમાણપરીક્ષા–જેનું સૂચન યુક્ત્યનુશાસનાલંકારમાં[5] છે તે બન્નેનો કર્તા એને લેખવામાં આવ્યો છે.

આવી રીતે સમન્તભદ્ર, અલંક અને વિદ્યાનંદને પરીક્ષામુખમાં[6] માણિક્યનંદિએ સૂચવ્યા છે:

**सिद्धं सर्वजनप्रबोधनजननं सद्योऽकलंकाश्रयं विद्यानंदसमन्तभद्रगुणतो नित्यं मनोनंदनम् ।**
**निर्दोषं परमागमार्थविषयं प्रोक्तं प्रमालक्षणं युक्त्या चेतसि चिंतयंतु सुधियः श्रीवर्धमानं जिनम् ॥**

પ્રકરણ ૧.

૧ ભામતી, બીબ્લી. ઈન. આવૃત્તિ, પૃષ્ઠ ૪૫૮. દેવાગમ સ્તોત્રમાં આ શ્લોક ૧૦૪ થો છે.
૨ દેવાગમસ્તોત્ર, શ્લોક ૨૪,૨૭.
૩ અષ્ટસહસ્રી, દક્ષિણ કૉલેજ હસ્તલેખ, નં. ૫૬૬, ૧૮૭૫–૭૨, પા, ૨૦૦b. ૪ સંદર પા. ૩૮b.
૫ વિશલકિર્તિ મહારાજનો હસ્ત લેખ, પૃષ્ઠ ૬૪.
૬ પ્રમેયકમલમાર્તંડ, દક્ષિણ કૉલેજ હસ્તલેખ, ૧૮૭૫.૬ના નં. ૬૩૮, પૃષ્ઠ ૭૭૪.

માણિકયનંદિના ગ્રન્થ ઉપર સૌથી પહેલી ટીકા પ્રભાચન્દ્રે કરેલી પ્રમેયકમલમાર્તંડ છે. પ્રભાચન્દ્ર કહે છે કે લેખકે અકલંકના ગ્રંથ ઉપર જ આ સૂત્રોનો આધાર રાખ્યો છે કારણ કે બાળકોને વાસ્તે એ ગ્રન્થ [1]સમજવો ઘણો કઠિન છેઃ

श्रीमदकलंकार्थो ऽव्युत्पन्नप्रज्ञैरवगंतुं न शक्यत इति तद्व्युत्पादनाय करतलामलकवत्तदर्थमुद्धृत्य प्रतिपादयितुकामस्तत्परिज्ञानानुग्रहेच्छाप्रेरितस्तदर्थप्रतिपादनप्रवणं प्रकरणमिदमाचार्य [:] प्राह ।

પ્રભાચન્દ્ર વધારામાં કહે છે કે પ્રમેયકમલમાર્તંડ ઉપરાંત અકલંકના લઘીયસ્ત્રય નામના ગ્રન્થ ઉપર ભાષ્યરૂપ [2]ન્યાયકુમુદ-ચન્દ્રોદય નામનો ગ્રન્થ પોતે જ લખ્યો છે. અકલંકને પોતાનો ગુરૂ ગણી નીચે પ્રમાણે કહે છેઃ—

माणिक्यनंदिपदमप्रतिमप्रबोधं व्याख्याय बोधनिधिरेष पुनः प्रबन्धः ।
प्रारभ्यते सकलसिद्धिविधौ समर्थे मूले प्रकाशितजगत्त्रयवस्तु सार्थे ॥ ३ ॥
बोधः कोऽप्यसमः समस्तविषयः प्राप्याकलंकं पदं जातस्तेन समस्तवस्तुविषयं व्याख्यायते तत्पदम् ।
किं न श्रीगणभृज्जिनेंद्रपदतः प्राप्तप्रभावः स्वयं व्याख्यात्यप्रतिमं वचो जिनपतेः सर्वात्मभाषात्मकम् ॥४॥

અર્થ—માણિકયનંદિના ગ્રંથ જેમાંથી અપ્રતિમ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેના ઉપર વ્યાખ્યાન કર્યા પછી આ પ્રબંધ કે જે બોધનો નિધિ છે તે મૂલ ગ્રંથ જે જગત્‌ની વસ્તુના સંગ્રહને પ્રકાશીત કરે છે અને જે સકલ સિદ્ધિઓ પૂર્ણ કરવા સમર્થ છે તે મુલ ગ્રંથ ઉપરથી આ પ્રબન્ધનો આરમ્ભ કરવામાં આવ્યો છે. અકલંકના ચરણ પાસે જવાથી મ્હને અસમ અને સમસ્ત વિષયનો બોધ થયો છે. અને એને લીધે સમસ્ત વસ્તુ વિષયનું વ્યાખ્યાન કરૂંછું. શું શ્રીમાન્ ગણધર (ગૌતમ) જેણે જિનેન્દ્ર (મહાવિર)ના પાદસેવનથી પ્રભાવ પ્રાપ્ત કર્યો છે—તે જૂદી જૂદી ભાષામાં આપેલાં વ્યાખ્યાનોનાં અપ્રતિમ વચનો સમજાવતો નથી?

એ સ્પષ્ટ છે કે પ્રભાચન્દ્ર અકલંકનો શિષ્ય હતો, વિધાનંદે અકલંકમાંથી અવતરણ કર્યું છે. માણિકયનંદિએ અકલંક અને વિધાનંદના નામ આપ્યાં છે. અકલંકના શિષ્ય પ્રભાચન્દ્રે માણિકય નંદિના ગ્રંથ ઉપર ટીકા કરી છે અને એમાં વખતો વખત વિધાનંદમાંથી અવતરણ કર્યું છે. આ સર્વ વાત ખાતરી કરી આપે છે કે આ સ્થળે ચાર સમકાલીન લેખકોનો સમૂહ છે, અને તેમાં અકલંક સર્વમાં વૃદ્ધ છે. કાલક્રમ પ્રમાણે તેઓનો સંબંધ નીચેના કોઠા ઉપરથી જણાશેઃ—

અકલંક
વિધાનંદ
માણિકયનંદિ
પ્રભાચન્દ્ર

બાણ કૃત કાદમ્બરીનો પહેલો [4]શ્લોક પ્રભાચન્દ્રે મુકયો[3] છે.

रजोजुषे जन्मनि सत्ववृत्तये स्थितौ प्रजानां प्रलये तमःस्पृशे ।
अजाय सर्गस्थितिनाशहेतवे त्रयीमयाय त्रिगुणात्मने नमः ॥

૧ સદર, પૃષ્ઠ ૧૭. જુઓ. अकलंकवचोंभोधेरुद्दध्रे येन धीमता । न्यायविद्यामृतं तस्मै नमो माणिक्यनंदिने ॥ અનંત વીર્ય.
૨ ન્યાયકુમુદચન્દ્રોદયની પ્રસ્તાવના, તાલપત્ર લિખિત હસ્તલેખ, શ્રવણ બેળગોળવાળી.
૩ પ્રમેયકમલમાર્તંડ, પા. ૧૬; અષ્ટસહસ્રી, પા. ૪૦માંથી પ્રભાચન્દ્રે મીમાંસાનો પૂર્વપક્ષ અક્ષરશઃ લીધો છે.
૪ પ્રમેયકમલમાર્તંડ, પૃષ્ઠ ૧૪૮a; ડા. પિટરસનની કાદમ્બરી.

વિદ્યાનંદ અને પ્રભાચન્દ્ર બન્ને વખતો વખત ભર્તૃહરિમાંથી[1] ઉતારા કરે છે.

न सोऽस्ति प्रत्ययो लोके यः शब्दानुगमादृते । अनुविद्धमिवाभाति सर्वं शब्दे प्रतिष्ठितम् ॥

એટલા માટે એતો ખુલ્લું છે કે અકલંક અને પ્રભાચન્દ્ર સાતમા સૈકા પછી થયા. આ બન્ને પહેલો અમોઘવર્ષ—જેણે આદિપુરાણમાં[2] આમનું સૂચન કર્યું છે—તેના ગુરુ જિનસેનની પહેલાં થયા છે. આ બીનાઓ ઉપરથી બ્રહ્મનેમિદત્ત[3] જેવા અર્વાચીન લેખના મતની સત્યતા કબૂલ રાખવી શક્તિમાન થઈશું. એનો મત એ છે કે—અકલંક પહેલા કૃષ્ણરાજ અથવા રાષ્ટ્રકૂટરાજા શુભતુંગનો સમકાલીન હતો. આ સ્થળે હું આદિપુરાણમાંના એક ફકરાનું અવતરણ કરૂછું. એમાં એના મહાન્ ગ્રન્થ ન્યાયકુમુદચન્દ્રોદય જેને ટૂંકામાં ચન્દ્રોદય પણ કહે છે તેનું અને અકલંક અને પ્રભાચન્દ્રનાં નામ આવ્યાં છે.

चंद्रांशुशुभ्रयशसं प्रभाचन्द्रं कविं स्तुवे । कृत्वा चंद्रोदयं येन शश्वदाह्लादितं जगत् ॥ ४७ ॥
चन्द्रोदय कृतस्तस्य यशः केन न शस्यते । यदाकल्पमनाम्लायि सतां शेखरतांगतम् ॥ ४८ ॥
महाकलंकश्रीपालपात्रकेसरिणां गुणाः । विदुषां हृदयारूढा हारायंतेतिनिर्मलाः ॥ ५३ ॥

જેનો યશ ચંદ્રાંશુના જેવો શુભ્ર છે તે પ્રભાચન્દ્ર કવિની હું સ્તુતી કરૂં છું; એણે આ ચન્દ્રોદય કરીને અખિલ જગત્‌ને આલ્હાદિત કર્યું છે. જે ચન્દ્રોદય સાધુપુરુષના માથાના મુકુટરૂપ છે અને જે કલ્પાન્ત સુધી નષ્ટ થનાર નથી તે ચન્દ્રોદયના કર્તાના યશ ગાન કોણ ગાતું નથી? ભટ્ટ અકલંક, શ્રીપાલ અને પાત્રકેસરિનાં અતિ નિર્મળ ગુણો વિદ્વાન્ પુરુષના હૃદય ઉપરના હારની માફક શોભે છે.

આ ફકરામાં જિનસેન, અકલંક, ન્યાયકુમુદચન્દ્રોદયના કર્તા પ્રભાચન્દ્ર અને પાત્રકેસરિના નામ આવે છે. શ્રવણ બેળગોળના બ્રહ્મસૂરિ શાસ્ત્રિના, જુની કાનડી ભાષામાં લખાયેલા આદિપુરાણના જુના તાલપત્રના હસ્તલેખમાં પાત્રકેસરિનું બીજું નામ વિદ્યાનંદ છે એમ આપ્યું છે. સમ્યક્ત્વપ્રકાશમાં[4] જૈનશ્લોકવાર્તિકમાંથી એક ફકરો લીધો છે તે વિદ્યાનંદ ઉર્ફે પાત્રકેસરિ સ્વામિનો છે એમ કહે છે.

तथा श्लोकवार्तिके विद्यानंदि(द)अपरनामपात्रकेसरिस्वामिना यदुक्तं तच्च लिख्यते तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्॥ ननु सम्यग्दर्शनशब्दनिर्वचनसामर्थ्यादेव सम्यग्दर्शनस्वरूपनिर्णयादशेषतद्वि[प्रतिप]त्तिनिवृत्तेः सिद्धत्वात्तदर्थं तल्लक्षणवचनं न युक्तिमदेवेति कस्यचिदारेका तामपाकरोति ॥

આ ફકરો જૈન શ્લોકવાર્તિક[5] જેને—રત્નકરણ્ડકનો હિન્દીટીકાકાર[6] વિદ્યાનંદનો છે એમ કહે છે—તેના બીજા પ્રકરણની શરૂઆતમાં જ્ઞાનસૂર્યોદય નામના નાટકમાં વાદીચન્દ્રે[7] અષ્ટશતી નામની નાયિકા દાખલ કરી છે. તે જ્યારે મીમાંસા અને બીજા સંપ્રદાયના સંબંધમા આવે છે ત્યારે દેવાગમસ્તોત્ર બોલે છે અને સમજાવે છે. તેમને બોલતા બંધ રાખવા અશક્તિમાન હોવાથી અને એમના દેખાવથી ભયભીત થઈને તે પાત્રકેસરિના મુખકમલનો આશ્રય લે છે. ચોથા અંકમાં તે કહે છે કે[8],

૧ પ્રમેયકમલમાર્તંડ, પૃષ્ઠ ૨૧a, અષ્ટસહસ્રી, પૃષ્ઠ ૧૦૭a.

૨ આ ફકરો આગળ મુકયો છે. આદિપુરાણ, દક્ષિણ કૉલેજ હસ્તલેખ, ૧૮૮૩—૮૪નો નં. ૨૮૮, પૃષ્ઠ ૩a.

૩ કથાકોષ, દ. કૉ. હસ્તલેખ, ૧૮૮૪—૮૬નો નં. ૪૦૧. ઇન્ડિ. એન્ટી., પુ. ૧૨, પૃષ્ઠ ૨૧૫ અંહિ भरते ને બદલે भवति છે તે ભૂલ છે.

૪ સમ્યક્ત્વપ્રકાશ, દક્ષિણ કૉલેજ હસ્તલેખ, ૧૮૭૫—૭૬નો નં. ૭૭૭, પૃષ્ઠ ૬b.

૫ શ્લોકવાર્તિકાલંકાર, દક્ષિણ કૉલેજ હસ્તલેખ, પૃષ્ઠ ૧૪a.

૬ રત્નકરંડક ઉપર હીંદી ટીકા, દક્ષિણ કૉલેજ હસ્તલેખ, ૧૮૭૫—૭૬નો નં. ૬૬૦, પૃષ્ઠ ૨૩૧a.

૭ બીજા વાકયમાં જણાવેલી સમન્તભદ્રના દેવાગમસ્તોત્ર ઉપર અકલંકની ટીકા.

૮ જ્ઞાનસૂર્યોદય, દક્ષિણ કૉલેજ હસ્તલેખ, ૧૮૮૪—૮૬નો નં. ૪૯૫, પૃષ્ઠ ૫૮b.

देव, ततोहमुत्ताकितहृदया श्रीमत्पात्रकेसरिमुखकमलं गता तेन साक्षात्कृतलकल [illegible] मिमांसन कालिता पालिताष्टसहस्रीतया पुष्टिं नीता देव स यदि नापालयिष्यत्तदा कथं त्वामद्राक्षं (द्रक्ष्यं)।

"મીમાંસા અને અન્ય સમ્પ્રદાયોના હુમલામાંથી શ્રીમાન્ પાત્રકેસરિએ એનું રક્ષણ કર્યું હતું અને અષ્ટસહસ્રીરૂપે પોષણ કર્યું હતું."

આ વાતો ઉપરથી પાત્રકેસરિ અને અષ્ટસહસ્રીનો કર્તા વિદ્યાનંદ એક જ હતા એમ ગણવાને શક્તિમાન્ થઈએ છીએ.

આપણે ઉપર કર્ણીરનાએ જોઈએ છીએ કે અકલંક, પ્રભાચન્દ્ર અને વિદ્યાનંદ ઉર્ફે પાત્રકેસરિની જિનસેને સ્તુતિ કરી છે. ઉત્તરપુરાણની અન્તે આપેલી પ્રશસ્તિ જેમાં એવું જણાવ્યું છે કે જિનસેન પહેલા અમોઘવર્ષનો ગુરુ હતો અને ચલ્લકેતન અથવા cloth-bennered[1] વંશનો લોકાદિત્ય બંકાપુરમાં રાજ્ય કરતો હતો ત્યારે શક ૮૨૦માં[2] જે પ્રશસ્તિ રચાવી હતી તે પ્રશસ્તિ મેં ખોળી કહાડી હતી અને ૧૮૮૩માં ઈંડિયન ઍંટીકવેરીમાં[3] આપી હતી.—આત્માનુશાસનની[4] સંસ્કૃત ટીકામાં જિનસેનનો શિષ્ય ગુણભદ્ર, બીજો કૃષ્ણરાજ—જે વખતે માત્ર યુવરાજ હતો—તેનો ગુરુ હતો એમ જણાવવામાં આવ્યું છે.

અત્ર ઉઠાવેલા પ્રશ્નને અર્થે જિનસેનના આદિપુરાણની સાલ જેમ બને તેમ નક્કી કરવાની જરૂર છે. શક ૭૦૫માં જ્યારે રાષ્ટ્રકૂટરાજા બીજો વલ્લભ રાજ્ય કરતો હતો ત્યારે તેણે જૈનહરિવંશ નામે પહેલો ગ્રંથ રચ્યો હતો. આ વખતે જિનસેન ઘણો નાનો હોવો જોઈએ કારણ કે એમાં કલ્પનાશક્તિની લાવણ્યતા, મનઃકલ્પના અને કાવ્યની અનર્ગલાનું બાહુલ્ય જે એના પછીના કાવ્યમાં જોવામાં આવે છે તે એમાં જણાતાં નથી. જૈનહરિવંશની મનોરંજક પ્રશસ્તિ અને જે ફકરામાં ગુર્જરરાજાઓનું સૂચન છે તે ફકરો ઈંડિયન ઍંટીકવેરીમાં[5] મેં પ્રસિદ્ધ કર્યો છે.

પાર્શ્વાભ્યુદયમાં[6] કહ્યા પ્રમાણે જિનસેન પહેલા અમોઘવર્ષના રાજ્યમાં હતોઃ

इतिविरचितमेतत्काव्यमावेष्ट्य मेघं बहुगुण [मप] दोषं कालिदासस्य काव्यम्।
मलिनितपरकाव्यं तिष्टतादाशशांकं भुवनमवतु देवस्सर्वदामोघवर्षः ॥ ७० ॥
श्रीवीरसेनमुनिपादपयोजभृंगः श्रीमानभूद्विनयसेनमुनिर्गरीयान्।
तच्चोदितेन जिनसेनमुनीश्वरेण काव्यं व्यधायि परिवेष्टितमेघदूतम् ॥ ७१ ॥

इत्यमोघवर्षपरमेश्वरपरमगुरुश्रीजिनसेनाचार्यविरचितमेघदूतवेष्टितवेष्टिते पार्श्वाभ्युदये भगवत्कैवल्यवर्णनं नाम चतुर्थस्सर्गः ॥ ४ ॥

આ કાવ્ય સંસ્કૃત સાહિત્યનું એક ઉત્કૃષ્ટ દ્રવ્ય છે. તે સમયના સંસ્કૃત સાહિત્યની જે અભિરુચિ હતી તેની પ્રતિમા અને કળા આ કાવ્ય હતું. હિંદુસ્થાનના કવિયોમાં સર્વાનુમતે કાલિદાસને પ્રથમ પદવી આપવામાં આવી છે તો પણ મેઘદૂતના કર્તા કરતાં જિનસેન વધારે બુદ્ધિમાન્ હતો એમ પોતે ગણાવા માંગે છે. પછીની સંતતિ જે કાલિદાસને મહાન્, અગમ્ય, અને દુરાસદ કવિ ગણે છે—તે જિનસેનની પોતાની ગણનાને પ્રમાણ ગણતી નથી. ત્યારે સ્વધર્મિ શિવાય અન્યમાં જિનસેનનું નામ વિસ્મૃતિમાં રહ્યું છે. આ ગમે તેમ હોય તો પણ મેઘદૂતના અર્વાચીન સંશોધકને પાર્શ્વાભ્યુદયની કીમ્મત જોઈએ તે કરતાં વિશેષ થાય એમ નથી. કારણ કે જિનસેને પોતાના કાવ્યમાં એ મનોરંજક સ્નેહ—ગાન તમામ આપ્યું છે. એટલું લક્ષમાં રાખવાનું છે કે કાલિદાસના સંબંધે સૌથી

૧ અહિં જે Cyclic વર્ષ બતાવ્યું છે તે પિંગલ છે. દ. કો. હસ્તલેખ, નં. ૫૦૪, ઈ. સ. ૧૮૮૪—૮૬.
૨ જુઓ મારો નિબંધ—ઈંડિ. ઍંટી., પુ. ૧૪, પૃષ્ઠ ૧૦૪.
૩ ઈંડિ. ઍંટી. પુ. ૧૨, પૃષ્ઠ ૨૧૬.
૪ આત્માનુશાસન, શ્લોક ૧૦૮, કોલાપુરના જૈનમઠમાંનો હસ્તલેખ.
૫ ઈન્ડી. ઍન્ટીકવેરી પુ. ૧૫, પૃષ્ઠ ૧૪૧.
૬ કોલાપુર જૈનમઠનો હસ્તલેખ.

પહેલું સૂચન હર્ષચરિત[1] અને બીજા[2] પુલકેશીના એહોલ-Aihole-ના લેખ જેમાં પ્રથમ જિનની સ્તુતિ છે:

जयति भगवाञ्जि(जि)नेन्द्रो वीतजरा(मर)णजन्मनो यस्य ।
ज्ञानसमुद्रान्तर्गत[illegible]जगदन्तरीपमिव ॥

કાલક્રમાનુસારે આ મહાન્ કવિનું સૂચન કુમારિલના ગ્રંથમાં[3] છે અને પાર્શ્વાભ્યુદયમાં કાલિદાસનું જે સૂચન છે કે આથી પણ પછીનું છે. મ્હારા ધારવા પ્રમાણે અમોઘવર્ષના રાજ્યના પ્રથમ ભાગમાં પાર્શ્વાભ્યુદય રચાયું હશે. આદિપુરાણ-જેને સાહિત્ય સંબંધના કાર્ય કૌશલના પ્રબંધ તરીકે ઉચ્ચપદ આપવામાં આવ્યું છે તે ગ્રન્થ છેલ્લો છે પણ કનિષ્ઠ નથી. એવી દંતકથા ચાલે છે કે જ્યારે જિનસેને જાણ્યું કે હવે દેહનો અન્ત પાસે છે ત્યારે તેણે પોતાના બે શિષ્યોને બોલાવ્યા અને તેમની આગળ પડેલા એક લાકડાનો કડકો તેમને બતાવીને તે બન્નેને તેનું વર્ણન કરવા કહ્યું. તેમાંના એકે કહ્યું કે

शुष्कं काष्ठं तिष्ठत्यग्रे.

અને બીજો જેનું નામ ગુણભદ્ર હતું તે બોલ્યો કે

नीरसदारु भाति पुरा.

આ જિનસેનને વધારે પ્રિયકર થયું એમ કહેવું અયોગ્ય છે. પછી જિનસેને આદિપુરાણ[4] પૂરૂં કરવાનું કામ ગુણભદ્રને સોંપ્યું. ઉત્તરપુરાણ અને ઉપર કહેલું આત્માનુશાસન ગુણભદ્રે લખ્યાં છે.

પાર્શ્વાભ્યુદય અને આદિપુરાણ ઉપરથી જિનસેન મોડામાં મોડો કઇ સાલમાં થયો તે જણાતું નથી. પરંતુ આ ખોટ જયધવલાટીકા પૂરી પાડે છે; એમાં આ લેખકનું તેમ જ તેના પ્રસિદ્ધ સમકાલીન શિષ્ય પહેલા અમોઘવર્ષનું નામ આપ્યું છે અને શક ૭૫૯માં[5] એ ગ્રંથ પૂરો થયો એમ જણાવે છે.

इति श्रीवीरसेनीया टीका सूत्रार्थदर्शिनी । मठग्रामपुरे श्रीमद्गुर्ज[illegible]पालिते ॥
फाल्गुने मासि पूर्वाह्णे दशम्यां शुक्लपक्षके । प्रवर्धमानपूजायां नंदीश्वरमहोत्सवे ॥

---

૧ હર્ષચરિત ઉપરની પ્રસ્તાવના.

૨ ઇન્ડિયન એન્ટીકવેરી, પુ. ૮, પૃષ્ઠ ૨૩૭. આજ પાઠાંતર છે એ નીચેના વાક્ય ઉપરથી જણાશે.

जरमरणजम्मरहिया ते सिद्धा मम सुभत्तिजुत्तस्स । देंतु वरणाणलाहं................ ॥ સિદ્ધભક્તિ.

संसारचक्रगहनागतिविप्रमुक्तान्नित्यं जरामरणजन्मविकारहीनान् ।

देवेन्द्रदानवगणैरभिपूज्यमानान् सिद्धांस्त्रिलोकमहितान् शरणं प्रपद्ये ॥ સિદ્ધભક્તિ.

विधूताशेषसंसारबंधनो भव्यबांधवः । त्रिपुरारिस्त्वमीशोऽसि जन्ममृत्युजरांतकृत् । જિનસેન, આદિપુરાણ.

सम्यग्दर्शनमात्रेण संतोषमपरे गताः ॥ श्रुत्वातिविमलं धर्मं जिनानां जितजन्मनाम् ॥ રવિસેન, પદ્મપુરાણ.

૩ તન્ત્રવાર્તિક, બનારસી આવૃત્તિ, પૃષ્ઠ ૧૩૩:—

एवं च विद्वद्वचनाद्विनिर्गतं प्रसिद्धरूपं कविभिर्निरूपितम् । "सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः" ॥ इति ॥

૪ આ ગ્રન્થના પહેલાં બેતાલીસ પ્રકરણ જિનસેને લખ્યાં છે અને બાકીનાં પાંચ એના શિષ્યે લખ્યાં છે; ૪૩મા પ્રકરણની પ્રસ્તાવનામાં ગુણભદ્ર કહે છે કે:—

अथ गुरुभिरेवास्य पूर्वं निष्पादितं परैः । परं निष्पाद्यमानं सच्छंदो बध्नाति सुंदरम् ॥ १३ ॥

इक्षोरिवास्य पूर्वार्धमेवाभाति रसावहं । यथा तथास्तु निष्पत्तिरिति प्रारभ्यते मया ॥ १४ ॥.

૫ મૂડબિદ્રિમાં સિદ્ધાન્તત્રય અથવા ત્રણ સિદ્ધાન્ત, પા. ૫૧૮, શ્રવણ બેળગોળના બ્રહ્મસૂરિશાસ્ત્રિ તરફથી આ સૂચન મળ્યું છે.

अमोघवर्षराजेन्द्र राज्यप्राज्यगुणोदया । निष्ठितप्रचयं यायादाकल्पांतमनल्पिका ॥
षष्टिरेव सहस्राणि ग्रन्थानां परिमाणतः । श्लोकेनानुष्टुभेनात्र निर्दिष्टान्यनु पूर्वशः ॥
विभक्तिः प्रथमस्कन्धो द्वितीयः संक्रमोदयः । उपयोगश्च शेषास्तु तृतीयस्कंध इष्यते ॥
शकाब्दाष्टसमधिकसप्तशताब्देषु [illegible] । समतीतेषु समाप्ता जयधवला प्राभृतव्याख्या ॥
गाथासूत्राणि सूत्राणि चूर्णिसूत्रं तु वार्तिकम् । टीका श्रीवीरसेनीया शेषा पद्धतिपंजिका ॥
श्रीवीरप्रभुभाषितार्थघटना निर्लोडितान्यागमन्याया श्रीजिनसेनसन्मुनिवरैरादेशितार्थस्थितिः ।
टीकाश्रीजयचिह्नितोरुधवला सूत्रार्थसंद्योतिनी स्थेयादारविचन्द्रमुज्ज्वलतया श्रीपालसंपादिता ॥

આદિપુરાણના સમયને માટે આપણે નિર્ભયપણે શક ૭૬૦ ગણી શકીએ એમ છે. કારણ કે જિનસેને પહેલું પુસ્તક–હરિવંશ–શક ૭૦૫માં લખ્યું ત્યારે એ ઘણો વૃદ્ધ હોવો જોઈએ.

આપણે ઉપર જોઈ ગયા છીયે કે આદિપુરાણમાં અકલંક અને ન્યાયકુમુદચન્દ્રોદયના કર્તા પ્રભાચન્દ્ર, અને વિદ્યાનંદ ઉર્ફે પાત્રકેસરિના નામ છે. ઉપર બતાવ્યું છે કે અકલંક રાષ્ટ્રકૂટરાજા શુભતુંગ અથવા કૃષ્ણરાજનો સમકાલિન હતો અને આઠમાં સૈકાના ઉત્તર ભાગમાં પ્રસિદ્ધ પામ્યો. અકલંકનો શિષ્ય પ્રભાચન્દ્ર અને વિદ્યાનંદ નવમાં સૈકાના પૂર્વ ભાગમાં હોવા જ જોઇએ અને તેઓ જિનસેને રાષ્ટ્રકૂટરાજા બીજા વલ્લભના વખતમાં હરિવંશ લખ્યો તેના સમકાલિન હતા. પ્રભાચન્દ્ર અને વિદ્યાનંદને મોડામાં મોડા જે સમયમાં મુકવામાં આવે છે તે આદિપુરાણ જેમાં તેમનાં નામ છે–તે સમય શક ૭૬૦ છે.

મેં ઉપર કહ્યું છે એ પ્રમાણે પ્રભાચન્દ્ર અને વિદ્યાનંદ બન્નેએ ભર્તૃહરિના વાકયપદીયમાંથી વખતોવખત અવતરણ કર્યું છે. તેઓ વખતો વખત ભર્તૃહરિના મહાન્ ટીકાકાર કુમારિલનું નામ આપે છે તેમ જ એનામાંથી ઉતારા કરે છે. પ્રભાચન્દ્ર તંત્રવાર્તિકના કર્તાને ભટ્ટ અથવા કુમારિલ[1] કહે છે.

ज्ञानस्वभावस्य ज्ञातृव्यापारस्यार्थतथात्वप्रकाशकतया प्रमाणताभ्युपगमाच्च भट्टस्यानंतरोक्ताशेषानुसं[षं]ग इत्यप्यसमीक्षिताभिधानम् ॥

तथार्थापत्तिरपि प्रमाणान्तरं तल्लक्षणं ह्यर्थापत्तिरपि दृष्टः श्रु[श्रु]तो वार्थोन्यथा नोपपद्यत इत्यदृष्टार्थकल्पना कुमारिलोप्येतदेव भाष्यकारवचो व्याचष्टे ॥

प्रमाणषट्कविज्ञातो यत्रार्थोनन्यथाभवन् । अदृष्टं कल्पयेदन्यं सार्थापत्तिरुदाहृता ॥

પ્રમેયકમલમાર્તંડ અને અષ્ટસહસ્રીમાં જે શ્લોકો ભટ્ટના છે એમ કહેવામાં આવ્યું છે તે કુમારિલના શ્લોકવાર્તિકમાં છે. આ ઉપરથી વિદ્યાનંદના પોતાના પુસ્તક જૈનશ્લોકવાર્તિકના નામનું સૂચન થાય છે. કુમારિલના જેવી અન્યની આવી સખત અને વખતો વખત ટીકા થઇ નથી. આનું કારણ ખોળી કહાડવા વધારે મહેનત કરવાની જરૂર નથી. પ્રખ્યાત મીમાંસક, આપ્તમીમાંસામાં[2] સમન્તભદ્રે ઇશની સર્વજ્ઞતા માટે જે જૈનમતનું પ્રતિપાદન કર્યું છે તેનું અવસ્કંદન કર્યું છે. અકલંકે આ જ ગ્રન્થ ઉપર અષ્ટશતી નામની ટીકા લખી છે પણ કુમારિલને કાંઇ પણ ઉત્તર આપ્યો નથી. ત્યારે બુદ્ધધર્મના તેમ જ જૈનના ત્રાસરૂપ મહાન્ મીમાંસકના આ અવસ્કંદનથી સમન્તભદ્રને બચાવવાને પ્રભાચન્દ્ર તેમ જ વિદ્યાનંદ એક પણ તક ખોતા નથી. 'કુમારિલ અકલંકનો સમકાલિન હતો કે નહિ' એ આનંદજન્ય[3] પ્રશ્ન અત્રે ઉઠાવી તકરાર કરવી માંગતો નથી. એટલું કહેવું બસ થશે કે કુમારિલના ગુણ કે અવગુણની પરીક્ષાનો કેટલોક ભાગ તેમ જ પ્રભાચન્દ્રે આપેલા ઉતારા સાયણ માધવે જૈનધર્મના[4] પ્રકરણમાં આપ્યા છે.

૧ પ્રમેયકમલમાર્તંડ, પૃષ્ઠ ૧૪૭ અને ૮૨૦. ૨ દેવાગમસ્તોત્ર, શ્લોક ૧–૬.

૩ આ પ્રશ્ન સંબંધી વિવાદ બીજા નિબંધમાં થશે. ૪ સર્વદર્શનસંગ્રહ, બીબ્લી. ઈંડિકા આવૃત્તિ, પૃષ્ઠ ૨૮–૨૯.

આપ્તમીમાંસાનો ત્રીજો શ્લોક કપિલ અને બુદ્ધનું સૂચન કરે છે એમ અકલંકનું કહેવું છે. એમાંના એકેને મનુષ્યજાતિના ઉપાધ્યાય તરીકે ગણી શકાય એમ નથી કારણ કે એમાનો ઉપદેશ અસંગત છે. વિદ્યાનંદ વધારામાં[1] કહે છે કે પ્રભાકર અને ભટ્ટના અનુયાયીઓને પણ આ શ્લોક લાગુ પડે છે કારણ કે વેદવાક્યનો અર્થ કરવામાં મળતો નથી. કુમારિલની[2] જગત્પ્રસિદ્ધ લીટીના શબ્દનું પરિવર્તન કરી કહે છે કે,

भावना यदि वाक्यार्थो नियोगो नेति का प्रमा । तावुभौ यदि वाक्यार्थौ हितौ भट्टप्रभाकरौ ॥
कार्येर्थे चोदनाज्ञानं स्वरूपे किं न तत्प्रमा । द्वयोश्चेद्धंत तौ नष्टौ भट्टे वेदांतवादिनौ ॥

વિદ્યાનંદ વેદાન્તવાદી મણ્ડનમિશ્રનું[3] નામ આપે છે અને બૃહદારણ્યકવાર્તિકના ત્રીજા પ્રકરણમાં કેટલાક શ્લોકોનું અવતરણ[4] કરે છે.

यदुक्तं बृहदारण्यकवार्तिके—
आत्मापि सदिदं ब्रह्म मोहात्पारोक्ष्यदूषितम् । ब्रह्मापि स तथैवात्मा सद्वितीयतयेक्ष्यते ॥
आत्मा ब्रह्मेति पारोक्ष्य–सद्वितीयत्वबाधनात् । पुमर्थे निश्चितं शास्त्रमिति सिद्धं समीहितम् ॥
स्वत्पक्षे बहुकल्प्यं स्यात्सर्वं मानविरोधि च । कल्प्याविद्यैव मत्पक्षे सा चानुभवसंश्रयेति ।
कश्चित्सोपि न प्रेक्षावान् ।
अ[illegible]विद्यावदिष्टं चेन्ननु दोषो महानयम् । निरवद्ये च विद्याया आनर्थक्यं प्रसज्यते ॥

ધર્મકીર્તિના પ્રસિદ્ધ શ્લોક વિજ્ઞાનવાદિ બૌદ્ધ પાસે કેવી રીતે શંકર બોલાવે છે તે મેં બતાવ્યું[5] છે; અને એ ઉપરથી અનુમાન કરૂંછું કે શંકર અને સુરેશ્વરના વખતમાં યોગાંચારદર્શનના અનુયાયીઓમાં એ શ્લોક બોલવાની રીત થઇ પડી હશે. એક વિજ્ઞાનવાદિ બ્રહ્માદ્વૈતવાદિ સાથે તકરાર કરી તેમાં જે શ્લોક બોલે છે એમ વિદ્યાનંદ જણાવે[6] છે–જે કાર્ય થોડાક વખત ઉપર શંકર અને સુરેશ્વરે કર્યું હતું–તે ઉપરથી આ જૈનલેખકને એ વિચાર સુઝ્યો હશે એ સ્પષ્ટ છે. વળી સુરેશ્વર અને વિદ્યાનંદ[7] ધર્મકીર્તિના ત્રિગુણ કારણોનું અવસ્કંદન કરે છે.–જે કુમારિલને આપણે આઠમા સૈકાના પૂર્વ ભાગમાં મુક્યો છે તેમાંથી પણ બન્નેએ અવતરણ કર્યું છે. બન્ને, શંકરાચાર્ય અને અકલંક–જેઓ તેજ સૈકાના ઉત્તર ભાગમાં અને આદિપુરાણની સાલ શક ૭૬૦ની પહેલા થયા–તેમની પછી થયા. સામટી રીતે આ હકીકત જોતાં નિઃસંશય રીતે અનુમાન થાય છે કે સુરેશ્વર ટીકાકાર વિદ્યાનંદનો સમકાલિન હતો.

પ્રભાચન્દ્ર અને વિદ્યાનંદના પુસ્તકોમાંથી ઉપયોગી ખબર જથાબંધ મળી આવે છે. પ્રભાચન્દ્ર[8] બીજા લેખકોમાં ભગવાન્ ઉપવર્ષ, દિગ્નાગ, ઉદ્યોતકર, ધર્મકીર્તિ, ભર્તૃહરિ, શબરસ્વામિ, પ્રભાકર અને કુમારિલના નામ આપે છે. ભગવાન્ ઉપવર્ષ સિવાય તમામ લેખકોમાંથી વિદ્યાનંદે[9]

---

૧ અષ્ટશતી, દક્ષિણ કોલેજ હસ્તલેખ, અષ્ટસહસ્રી, પૃષ્ઠ ૪b.

૨ સદર પૃષ્ઠ ૫a: तदुक्तं सुगतो यदि सर्वज्ञः कपिलो नेति का प्रमा । तावुभौ यदि सर्वज्ञौ मतभेदः कथं तयोरिति ॥
આ શ્લોક કુમારિલનો છે એવું લઘુસમન્તભદ્રનું કહેવું છે.

૩ સદર, ૧૪b. માધવ્ ગુરુવંશકાવ્ય અને ચિદ્વિલાસના શંકરવિજય પ્રમાણે સુરેશ્વરનું બીજું નામ મંડનમિશ્ર છે,

૪ અષ્ટસહસ્રી પૃષ્ઠ ૧૩૦, ૧૩૧, ૧૩૨. ૫ ધર્મકીર્તિ અને શંકરાચાર્ય.

૬ અષ્ટસહસ્રી, પૃષ્ઠ ૭૭b. ૭ સદર, પૃષ્ઠ ૭૧a.

૮ પ્રમેયકમલમાર્તંડ, પૃષ્ઠ ૩૯, ૩૫૫a, ૫, ૧૨a, ૨૪૧b.

૯ અષ્ટસહસ્રી, પૃષ્ઠ ૫૯b; જૈનશ્લોકવાર્તિક, પૃષ્ઠ ૨૧૭a.

ઉતારા કર્યા છે. ભગવાન્ ઉપવર્ષ, શાબરસ્વામિ, ધર્મકીર્તિ અને કુમારિલના નામોનું સૂચન શંકરાચાર્યે[1] પણ કર્યું છે. અષ્ટસહસ્રીમાં, કુમારિલ, ધર્મકીર્તિ અને પ્રભાકરના મતનું ખંડન કરે છે એમ બતાવ્યું છે. આ ઉપરથી એ અનુમાન થાય છે કે કાલક્રમાનુસારે ધર્મકીર્તિ અને પ્રભાકર કુમારિલ કરતાં પહેલાં થયા છે. વાચસ્પતિમિશ્ર એમ કહે છે કે દિઙ્નાગનું ખંડન ઉદ્યોતકરે કર્યું છે અને જૈનશ્લોકવાર્તિક પ્રમાણે ધર્મકીર્તિએ[2] ઉદ્યોતકરનું અવસ્કંદન કર્યું છે.

ન્યાયબિંદુ ટીકાના નિબંધમાં ડૉ. પિટરસન[3] કહે છે કે "જેસલમીરના જુના લેખમાં કુમારિલની દિઙ્નાગ વિશેની ગુણાગુણ પરીક્ષાનો આનંદજન્ય વિષય છે. એનો લેખક એમ પ્રતિપાદન કરે છે કે મનોપલબ્ધિનું જેવી રીતે દિઙ્નાગે શાસ્ત્ર(આગમસિદ્ધ)માંથી પ્રતિપાદન કર્યું છે તે કુમારિલ કબૂલ કરતો નથી કારણ કે તે દિઙ્નાગે કરેલી વ્યાખ્યા પૂરેપૂરી સમજી સકયો નથી." કુમારિલના શ્લોકવાર્તિકના ઉપરના પ્રકરણમાં દિઙ્નાગની ગુણાગુણ પરીક્ષા પ્રત્યક્ષ છે. એજ ગ્રન્થમાં દિઙ્નાગના સંબંધમાં બીજું પણ છે.

[4]वासनाशब्दभेदोत्थविकल्पप्रविभागतः । न्यायविद्भिरिदं चोक्तं धर्मादौ बुद्धिमाश्रिते ॥ १६७ ॥
व्यवहारो मानादः कल्प्यते न बहिःस्थिते । अस्तीदं वचनं तेषामिदं तत्र परीक्ष्यताम् ॥ १६८ ॥

न्यायविद्भिरिति । न्यायविद्भिर्हि दिङ्नागाचार्यैरिदमुक्तं । सर्व एवायमनुमानानुमेयव्यवहारो बुद्ध्यारूढेन धर्मधर्मीन्यायेन न बहिःसत्त्वमपेक्षत इति एतदपि दूष्यति[5]।

સુચરિતમિશ્ર કહે છે કે કુમારિલ આ ફકરામાં न्यायविद्भि શબ્દ દિઙ્નાગાચાર્યને લાગુ પાડે છે. એ સ્પષ્ટ છે કે જેસલમીરના જુનાં લેખનો બૌદ્ધલેખક અને બ્રાહ્મધર્મી ટીકાકાર સુચરિતમિશ્ર 'કુમારિલે દિઙ્નાગની ટીકા કરી છે.' એમ માનવામાં એકમત થયા છે. શૂન્યવાદ નામના પ્રકરણમાં આત્મા બુદ્ધિથી ભિન્ન છે એવો બૌદ્ધમતનો મીમાંસક વિવાદ કરે છે. શ્લોકવાર્તિકનો આ ભાગ સમજાવતાં સુચરિતમિશ્ર ધર્મકીર્તિનો પ્રસિદ્ધ શ્લોક–જે શંકર અને સુરેશ્વરે પણ લીધો છે તે શ્લોક–વખતોવખત મુકે છે.[6] એ ઉપરથી અનુમાન થાય છે કે કુમારિલે ધર્મકીર્તિ તેમ જ દિઙ્નાગ બન્નેની ટીકા કરી છે. વિદ્યાનંદ–જેણે અષ્ટસહસ્રીમાં એમ બતાવ્યું છે કે ધર્મકીર્તિના શ્લોકનો કુમારિલે પ્રતિક્ષેપ કર્યો છે—તેણે આ મતને અનુમોદન આપી દૃઢ કર્યો છે.

આ હકીકત ઉપરથી દિઙ્નાગ, ઉદ્યોતકર, ધર્મકીર્તિ, ભર્તૃહરિ, કુમારિલઃ એ સર્વને કાલક્રમાનુસાર ગોઠવી શકાય એમ છે. આમાંનો દરેક લેખક પોતાની પાછળનાના કરતાં પહેલાં થયો છે. આ સર્વ શંકરાચાર્યના પૂર્વગ–પ્રથમના–હતા. આમાંના એકેની ખરી સાલ આપણા જાણવામાં આવે તો શંકરાચાર્યનો સમય આપણે ઠરાવી શકીએ. આ ક્રમ પ્રમાણે ભર્તૃહરિ ચોથો અને કુમારિલ પાંચમો છે. ભર્તૃહરિનો સમય વિદિત હોવાથી કુમારિલ અથવા શંકરનો સમય સહજમાં નક્કી થાય છે.

હુયાનત્સંગે હિંદુસ્થાન ઈ. સ. ૬૪૫માં છોડયું. ભર્તૃહરિ પાંચ વર્ષ પછી એટલે ઈ. સ. ૬૫૦માં ગુજરી ગયો, અને ભર્તૃહરિનો પ્રખ્યાત ટીકાકાર કુમારિલ હુયાનત્સંગની પછી ઓછામાં ઓછા અરધા સૈકા પછી જ થયો હશે. જ્યારે આપણે જાણીયે છીયે કે બાણ હુયાનત્સંગનો સમકાલીન હતો ત્યારે એવો નિર્ણય થાય છે કે કુમારિલ પણ બાણની પછી થયો. આ નિર્ણયની સત્યતા વિશે કાંઈ પણ વાંધો ઉઠવા જેવું નથી કારણકે સમકાલીન લેખક ઈત્સિંગે કહ્યું છે કે ભર્તૃહરિ ઈ. સં. ૬૫૦માં

૧ શારીરકભાષ્ય, આનંદાશ્રમવાળું, પૃષ્ઠ ૨૮૫.

૨ અષ્ટસહસ્રી, પૃષ્ઠ ૭b, ૨૧b. પ્રો. કાવેલની કુસુમાંજલિ ઉપરની પ્રસ્તાવના, જૈનશ્લોકવાર્તિક, દક્ષિણ કોલેજ હસ્તલેખ, પૃષ્ઠ ૨૧૭a.

૩ જ. બે. બ્રો. રો. એ. સો., પુ. ૧૭, પૃષ્ઠ ૫૧.

૪ પંડિત, પુ. ૩, પૃષ્ઠ ૨૦૭.

૫ કાશિકાવૃત્તિ, દક્ષિણ કોલેજ હસ્તલેખ, પૃષ્ઠ ૧૯૬b.

૬ સદર, ૨૨૮a.

ગુજરી ગયો અને એના ઉપર આ નિર્ણયનો આધાર છે. સ્પષ્ટ રીતે જણાય છે કે હુયાનત્સંગનો સમકાલીન ભર્તૃહરિ હતો છતાં એનું નામ પણ આપવું હુયાનત્સંગ ભુલી જાય છે ત્યારે તો આ ચીનાઇ પ્રવાસીના પ્રવાસના હેવાલમાં ભર્તૃહરિની પછી થયેલા કુમારિલનું સૂચન હશે એમ મનાય પણ કેમ?

"બૌદ્ધધર્મના વિષમ અને મહાન બ્રાહ્મણ શત્રુ"નું નામ પણ હુયાનત્સંગ ભુલી ગયો છે તેનું કારણ તો આ જ છે: 'કુમારિલ ઈ. સ. ૬૪૫ પહેલાં હોય જ નહિ' એવો ડૉ. બર્નેલનો જે વિચાર છે તેનો આધાર પણ આના ઉપર જ છે. આ દલીલ ઉપર મિ. તેલંગે ટીકા[1] કરી છે છતાં ડૉ. બર્નેલનું કહેવું ખરૂં છે એ વાત જે જે હકીકત મેં ખોળી કહાડી છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે. ચીનનો બીજો પ્રવાસી પણ કુમારિલ વિશે કાંઈ પણ કહેતો નથી. પરંતુ તે જે બે વિદ્વાન લેખકો–ધર્મકીર્તિ અને ભર્તૃહરિ–જેની કુમારિલ અને શંકરાચાર્યે ટીકા કરી છે તેમનાં નામ આપે છે. કુમારિલ વિશે ઈત્સીંગ કાંઇ પણ બોલતો નથી. એ તો એના પોતાના કહેવા ઉપરથી જણાય છે કે મૃત્યુ પછી અડધા સૈકા પછી ભર્તૃહરિ પ્રસિદ્ધિ પામ્યો. મેં બતાવ્યું છે એ પ્રમાણે વૈયાકરણ તરીકે તેની કીર્તિ પ્રસર્યા પછી જ કુમારિલે ટીકા કરી હશે. આ ઉપરથી માલમ પડે છે કે ચીનાઇ અને હિંદી પુરાવામાં ધર્મકીર્તિ અને ભર્તૃહરિ તિરોહિત શૃંખલ રૂપ છે અને કુમારિલ બન્ને ચીનાઇ પ્રવાસીએ હિંદુસ્થાન છોડયું ત્યાર પછી પ્રસિદ્ધ થયો.

કુમારિલ અને શંકરાચાર્યની છેલ્લામાં છેલ્લી મર્યાદા બાંધવામાં કનરીસ–કન્નડ–દેશના શિલા લેખો ઘણા જ ઉપયોગી થઈ પડયા છે. એ વાત તો સત્ય છે કે આ લેખો કુમારિલ અને શંકરાચાર્યના નામ સ્પષ્ટ રીતે આપતા નથી; પણ તે રાષ્ટ્રકૂટરાજાઓ શુભતુંગ, બીજો વલ્લભ, અમોઘવર્ષ અને અકાલવર્ષ વિશે કહે છે. આજના લેખકે શોધી કહાડેલા દિગમ્બર જૈનસાહિત્યની પ્રશસ્તિમાં આ રાજાઓની સ્તુતિ છે. આ પ્રશસ્તિમાં જે દિગમ્બર જૈનલેખકો અકલંક, વિદ્યાનંદ ઉર્ફે પાત્રકેસરિ, પ્રભાચન્દ્ર, જિનસેન અને ગુણભદ્રના વખતમાં જ થયા તેમનાં નામ છે. ઈ. સ. ૮૩૮માં જિનસેનના આદિપુરાણમાં, પ્રભાચન્દ્ર અને પાત્રકેસરિ—જેઓ કુમારિલનું નામ સો વખત આપે છે–તેઓની સ્તુતિ છે. મૈસૂર સંસ્થાનમાંના મલ્લગમીમાંથી ઇ. સ. ૧૦૭૭ની સાલના મળી આવેલા પાષાણલેખના ફૂલકમાં પ્રભાચન્દ્રના ગુરુ અકલંકનું નામ છે. "પ્રસિદ્ધ વિદ્વાનોના અગ્રણી રામસેન વિશાલ શબ્દશાસ્ત્રમાં જગદ્વિદિત પૂજ્યપાદ જેવો હતો, તર્કશાસ્ત્રની નિપુણતામાં અકલંક દેવ જેવો હતો. કાવ્યશક્તિમાં સમન્તભદ્ર જેવો હતો." આવો અર્થ મિ. રાઈસે[2] કરેલો છે. અત્ર મ્હારે બતાવવું જોઇએ કે આ ફકરામાં "અકલંકદેવ"ને બદલે "અકલંકદેવ" છે તે પાઠાન્તરમા ભેદ છે. શક ૮૬૩માં લખાયેલા કનરીસ ગ્રન્થમાં[3] પમ્પા આ જૈનલેખકને અકલંકદેવ કહે છે. સૌન્દહટ્ટીમાંથી જડેલા શક ૯૦૨ના પાષાણલેખમાં એક જૈન યતિને માટે આ પ્રમાણે લખ્યું છે:—"તર્કશાસ્ત્રની છ પદ્ધતિ(જ્ઞાન)માં કલંકહીન પ્રકાશે છે," આવો અર્થ[4] મિ. ફ્લીટે કરેલો છે ત્યારે આ ફકરાનો હું આવો અર્થ કરૂં છું:—'એ યતિ ષડ્દર્શનમાં નિપુણ અકલંકદેવ જેવો હતો.' ઈંડિયન એંટીક્વેરીમાં[5] બતાવેલા પૂજ્યપાદના સંબંધમાં જે ભૂલ ડા. કીલહાર્ને કરી છે તે જ ભૂલ મિ. ફ્લીટે કરી છે. મૈસૂર[6] સંસ્થાનમાં આવેલા શ્રવણ બેળગોળવાળા લેખમાં પાત્રકેસરિનું નામ છે. જૈનદેવી પદ્માવતીની

૧. શંકરાચાર્યના સમય માટે મિ. તેલંગનો નિબંધ, ઈંન્ડી. એન્ટી., પુ. ૧૩. પૃષ્ઠ ૯૬ જુઓ.

૨. મિ. રાઇસ કૃત મૈસૂરના લેખ, પૃષ્ઠ ૧૩૨.

૩. પંપાનું આદિપુરાણ. અષ્ટસહસ્રીમાં અકલંકનું વખતો વખત એ નામ આપ્યું છે.

૪. જ. બો. બ્રં. રૉ. એ. સો., પૃષ્ઠ ૪૦, ૪૪. મૂ ઉપરથી ફરીથી છપાએલાં મિ. ફ્લીટના લેખો.

૫. ઇન્ડી. એન્ટી., પુ. ૧૨, પૃષ્ઠ ૧૯.

૬. મિ. રાઇસના લેખો, શ્રવણ બેળગોળ તરફના, પૃષ્ઠ ૧૩૫.

કૃપાથી એણે ત્રિલક્ષણ અથવા ત્રિલક્ષણ હેતુનો પ્રતિક્ષેપ કર્યાથી કીર્તિ પ્રાપ્ત કરી છે. પ્રસ્તુત કાર્ય માટે આપેલા શ્લોકનો આ જ અર્થ છે એ બ્રહ્મનેમિદત્ત કૃત એ લેખકના[1] ચરિત ઉપરથી સ્પષ્ટ છે. મેં ક્યારનુંએ જણાવ્યું છે કે અષ્ટસહસ્રી અને પ્રમાણપરીક્ષામાં ત્રિલક્ષણ હેતુ વિશે વિવાદ થયો છે અને એનો પ્રતિક્ષેપ પણ થયો છે. તો પણ મિ. રાઇસ આ અર્થ સમજી શકયો નથી. શક ૧૦૩૭ માં લખેલા ધર્મામૃત નીમના કાનડી ગ્રંથમાં વિદ્યાનંદનું નામ ન્યાયસેને આપ્યું છે. સાયણ-માધવ અકલંકના સ્વરૂપસમ્બોધનમાંથી અવતરણ[2] કરે છે અને વિદ્યાનંદ તથા પ્રભાચન્દ્રના પ્રમેયકમલમાર્તંડનું નામ આપે છે. પ્રો. કોવેલ તો વિદ્યાનંદ જાણે કે સાહિત્યના ગ્રંથનું નામ હોય નહિ તેમ તેને વિશે બોલે છે. સર્વદર્શનસંગ્રહમાં[3] ભર્તૃહરિ ઉપરની કુમારિલની ટીકાઓ આપી છે. ચીનનો ઇતિહાસ તેમ જ બ્રાહ્મધર્મી અને જૈનસાહિત્ય તથા કનારીસ દેશના લેખો આ પુરવાના સાધન રૂપ છે, અને છેવટ એ નિર્ણય ઉપર આવ્યા છીએ કે કુમારિલ ઈ. સ. ૭૦૦–૭૫૦ની વચ્ચે થયો અને શંકરાચાર્ય અને તેમનો શિષ્ય સુરેશ્વર ઈ. સ. ૭૫૦–૮૩૮ના અન્તરમાં થયાં.

હવે હું મિ. તૈલંગના કારણો ટૂંકામાં આપું છું અને એ એમની ઇચ્છાનુસાર મારા કારણો સાથે સરખાવીશ. જ્યારે એમણે છેલ્લો[4] નિબંધ લખ્યો ત્યારે ભર્તૃહરિ જેની ટીકા કુમારિલ કરે છે તે ઈ. સ. ૬૫૦માં મૃત્યુ પામ્યો એ વાત એમને સુલભ હતી તેથી એ વાતને કાંતો સ્વીકારવી અથવા તો નાકબૂલ કરવી એ શિવાય અન્યમાર્ગ હતો નહિ. પરંતુ એ વાત એઓ ગળત કરી દે છે કારણ કે એ પોતાના મતથી તદ્દન વિરુદ્ધ છે અને કુમારિલના સમય વિશે વિચાર સાગરમાં ડુબી જાય છે. એમનું કહેવું એવું છે કે શંકરાચાર્યે ઈ. સ. ૫૭૦માં હતા. આ તર્ક પ્રમાણે શંકરના પૂર્વગ કુમારિલને ઇ. સ. ૫૫૭ માં મુકવા પડશે અને કુમારિલના પૂર્વગ ભર્તૃહરિને ઈ. સ. ૫૨૫માં મુકવો પડશે. આમ છતાં છેલ્લો લેખક તો ઈ. સ. ૬૫૦માં ગુજરી ગયો છે. એટલે મૃત્યુ વખતે ભર્તૃહરિનું વય ૧૨૫ વર્ષનું હશે. જ્યારે સર્વ હકીકત મેં જણાવી છે ત્યારે સંસ્કૃતજ્ઞ વિદ્વાનો આ વાતની અસંભાવ્યતા વિશે વિચાર કરશે જ.

મીમાંસા સંપ્રદાયે દિગમ્બર જૈનધર્મનો જે પરાજય કર્યો છે તે સંબંધે સુબંધુની સૂચનાઓ જેવી રીતે મિ. તૈલંગે સમજાવી છે ને જે વિદ્વાનો દિગમ્બર સહિત્યને તપાસે છે અને એના અર્થ વાસ્તે માધવના શંકરવિજયને જોતા નથી તે વિદ્વાનોને આ રીત પસંદ પડશે નહિ. એટલું જ નહિ પણ આ દલીલ નીચેની નિર્મૂલ્ય કલ્પનાથી દૂષિત છે—જૈમિનિ, શબરસ્વામિ, અને કુમારિલ એ ત્રણ જ મીમાંસાના લેખક હતા; અને જ્યારે પહેલા બે લેખકો જૈનધર્મ વિષે કાંઈ પણ બોલતા નથી ત્યારે સુબંધુનું કહેવું કુમારિલને જ ઉદ્દેશીને છે. ખોટા પક્ષમાંથી ઉદ્‌ભવલો આ નિર્ણય પણ ખોટા જ છે. ખરૂં જોતાં પ્રભાચંદ્રના કહેવા પ્રમાણે મીમાંસાના લેખક પાંચ હતા—જૈમિનિ, ઉપવર્ષ, શબરસ્વામિ, પ્રભાકર, કુમારિલ. છેલ્લા બે લેખકોને અષ્ટસહસ્રી અને જૈનશ્લોકવાર્તિકમાં જૈનધર્મના કટ્ટા શત્રુ લેખવામાં આવ્યા છે. વિદ્યાનંદ પ્રભાકરના મતનો પ્રતિક્ષેપ કરનાર ભટ્ટ છે એમ દર્શાવે છે. આ ઉપરથી જણાય છે કે પ્રભાકર ભટ્ટના કર્તા પહેલો થયો હશે. ગોવિન્દાનન્દ કહે છે કે શારીરકભાષ્યમાં[5] પ્રભાકરનું નામ વખતો વખત આવે છે. તે કુમારિલના જેવો જ પ્રસિદ્ધ મીમાંસક હતો. અને બન્નેએ પોતપોતાના નામ ઉપરથી પ્રભાકર સમ્પ્રદાય અને ભટ્ટ સંપ્રદાય એવા બે મીમાંસા સં-

---

૧. કથાકોષ, પાત્રકેસરિનું ચરિત.

૨. સર્વદર્શનસંગ્રહ, પૃષ્ઠ ૨૮, ૨૯. ૨૭ મે પાને પ્રભાચંદ્રને ઠેકાણે પ્રતાપચન્દ્ર લખ્યું છે તે ભૂલ છે.

૩. સદર, પાણિનીયદર્શન ઉપરનું પ્રકરણ. પૃષ્ઠ ૨૪૨.

૪. 'સુબંધુ અને કુમારિલ' નામનો મિ. તૈલંગનો નિબંધ જુઓ.

૫ શારીરકભાષ્ય, કલકત્તાની આવૃત્તિ, પ્રકરણ ૧, ઉચ્છ્વાસ ૧, પૃષ્ઠ ૭૯, ૮૮,

પ્રદાય સ્થાપ્યા હતા. શંકરના ઉદય પહેલાં આ બન્ને સંપ્રદાય અસ્તિત્વમાં હતા એનો સરસ [1]પુરાવો વિશિષ્ટ શિષ્ય સર્વજ્ઞાનાત્મમુનિ આપે છે. આ હકીકત જોતાં સુબન્ધુ કુમારિલનું સૂચન કરવાને બદલે પ્રભાકરનું સૂચન કરતો હોવો જોઈએ. કારણ કે કુમારિલ ઇ. સ. ૬૫૦ પહેલાં સંભવતો નથી. ઇ. સ. ૬૫૦માં ભર્તૃહરિ મૃત્યુ પામ્યો એ સ્પષ્ટ છે. વાસવદત્તામાં આપેલી જે સૂચના કુમારિલને લગતી છે એમ ધારવામાં આવે છે તે સૂચના માત્ર અલીક છે અને ભૂલને લીધે ઉત્પન્ન થવા પામી છે. શબરસ્વામિએ બૌદ્ધધર્મ[2] ઉપર ટીકા કરી છે અને બૌદ્ધસાહિત્યમાં[3] પોતે પણ ટીકાપાત્ર થયો છે તેની ખબર મિ. તેલંગને હોય એમ લાગતું નથી.

મિ. તેલંગ કહે છે કે જે સૂચન કર્યું છે તે સમન્વય એમ ન હોય તો પણ એમાંથી જે નિર્ણય થાય છે તે ખરો છે. "બીજા સાધનોથી જણાયું છે તે પ્રમાણે કુમારિલ ધર્મકીર્તિનો સમકાલીન નહોતો." આ 'બીજું સાધન' તારાનાથનું છે—જે સાધન મિ. તેલંગે વખતો વખત ખોટું ઠરાવ્યું છે. આમ છતાં એ જ સાધનને આ મતના પાયારૂપ ગણવા કહે છે. એમણે આપેલાં બીજાં કારણો પણ સંતોષકારક નથી તેમ જ અપરિચ્છિન્ન છે. એઓ એવું પ્રતિપાદન કરે છે કે પાટલિપુત્ર ઈ. સ. ૭૫૬ની પહેલાં નષ્ટ થયું હતું અને 'હુયાનથ્સંગના[4] વખત પછી જેની સાલ નક્કી છે એવા એકે ગ્રન્થમાં એ શહેરનું નામ નથી.' જે હકીકત છે તેનાથી આ વાત તદ્દન વિરુદ્ધ છે. વિદ્યાનંદ જે નવમા સૈકાના પૂર્વ ભાગમાં થયો તે કહે[5] છે કે, "અભાવના ચાર ભાગ કબૂલ રાખવામાં આવ્યા છે કારણ કે અમુક વસ્તુ પહેલાં નહોતી વગેરે. એવો જે વિચાર કરી શકીએ તેવી જ રીતે અસ્તિત્વના પણ ભાગ કેમ ન કરીયે ? કારણ કે પાટલિપુત્ર અથવા ચિત્રકૂટમાં અમુક વસ્તુ છે વગેરે " બ્રહ્મનેમિદત્તના કહેવા પ્રમાણે વિદ્યાનંદ ઉર્ફે પાત્રકેસરિ જ્યાં અવનિપાલ રાજ્ય કરતો હતો એ મગધ દેશની રાજ્યધાની પાટલિપુત્રનો રહીશ હતો.[6] વાચસ્પતિમિશ્ર,[7] સોમદેવ[8] અમિતગતિ[9] અને બીજા ઘણા લેખકો પાટલિપુત્રનું નામ આપે છે.

---

૧ ननु सदद्यामिदं वक्षोभमस्मासु कस्माद् विनिहितमुत येषां पूर्वमीमांसकानाम् ।
अवगतिकृतमेतद् वाचकत्वं पदानामवगतिरियमिष्टा नश्वरी तत्क्षणेन ॥

સંક્ષેપશારીરક, પ્રકરણ ૩, ૨૪૧.

૨ મીમાંસાભાષ્ય, પૃષ્ઠ ૮.

૩ ધર્મોત્તરવૃત્તિ, દક્ષિણ કૉલેજ, હસ્તલેખ, ૧૮૭૩—૭૪, નં: ૨૮૮, પૃષ્ઠ ૯.

૪. મિ. તેલંગના મુદ્રારાક્ષસની પ્રસ્તાવના, પૃષ્ઠ ૧૫.

૫. અષ્ટસહસ્રી, તાલપત્ર હસ્તલેખ—કોલ્હાપુર જૈનમઠ, પૃષ્ઠ ૮૦b. પ્રમેયકમલમાર્તંડ, પૃષ્ઠ ૬૬a.

૬. કથાકોષ, પાત્રકેસરિનું જીવન ચરિત.

૭. ભામતી, પ્રકરણ ૧, ઉચ્છ્વાસ ૧. ધર્મકીર્તિ અને શંકરાચાર્યનો નિબંધ જુઓ. હું વધારામાં કહું છું કે અમલાનન્દે ઉદયનમાંથી ઉતારો કર્યો છે, પ્ર. ૨, ઉચ્છ્વાસ ૨, વાચસ્પતિમિશ્રનો સમય નીચેના વૃક્ષ ઉપરથી નક્કી થશે.

મુંજ, બીજા તૈલનો સમકાલીન.
|
ભોજ
|
વાચસ્પતિમિશ્ર
|
ઉદયન.
|
અમલાનંદ, યાદવવંશી કૃષ્ણનો સમકાલીન.

૮. ડા. પિટર્સનનો રીપોર્ટ. ઇ. સ. ૧૮૮૩—૮૪, પૃષ્ઠ ૪૦: યશસ્તિલકની સાલ શક ૮૮૨ છે.

૯ દક્ષિણ કૉલેજ, હસ્તલેખ, ઇ. સ. ૧૮૮૪—૮૬નો નં. ૫૧૩. ધર્મપરીક્ષા, પૃષ્ઠ ૧૦a. આ ગ્રન્થની સાલ વિક્રમ સંવત ૧૦૭૦ છે.

એમની બીજી દલીલનો આધાર શારીરકભાષ્યમાં પૂર્ણવર્માનું નામ છે તે ઉપર છે. મિ. તેલંગ માત્ર બે પૂર્ણવર્મા વિષે જાણે છે, એક તો મગધનો બૌદ્ધધર્મી રાજા જેને વિષે મિ. તેલંગનું એમ કહેવું છે કે એ છઠ્ઠા સૈકામાં થયો; અને બીજો જાવાના લેખમાં જણાવેલો; એમ જણાવવામાં આવ્યું છે કે જે બૌદ્ધધર્મી હતો તે તો ઉપર કહેલા ગ્રંથમાં બતાવ્યો છે. મિ. તેલંગને અહિં એક વિઘ્ન નડે છે તે આ છેઃ—બ્રાહ્મધર્મી લેખક બૌદ્ધધર્મી રાજાનું સૂચન કરે એ સંભવિત નથી આ વિઘ્ન શી રીતે દૂર કરવું? મિ. તેલંગના કહેવા પ્રમાણે એમ ધારવું કે શંકરાચાર્યે મગધના બૌદ્ધધર્મી રાજાનો સમકાલીન ન હતો! આતો જેમ તેમ કરી શાંત થવાનો રસ્તો છે.

જે દલીલનો કોંગુદેશરાજાકળ ઉપર આધાર છે તેના ઉપર કોઇપણ સંસ્કાર કર્યા વગર તેને દૂર કરી શકાય. કારણ કે મિ. તેલંગ કબૂલ કરે છે તેમ જે તામ્રપત્રને મિ. ફ્લીટ કપટ લેખ તરીકે ગણે છે તે તામ્રપત્રો તામિલ ઈતિહાસને દૃઢ કરે છે એમ ધારવામાં આવે છે. મિ. તેલંગની છેલ્લી દલીલ એ છે કે ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા ઉપરના ભાષ્યનું ચીનાઈ ભાષામાં ભાષાન્તર છઠ્ઠા સૈકાના ઉત્તર ભાગમાં થયું હતું. આ ભાષ્ય ગૌડપાદનું પોતાનું જ હશે. ગૌડપાદ શંકરના પહેલાં થયો એ કોઈ પણ ના કહિ શકે એમ નથી. એ શંકરના ગુરુનો પણ ગુરૂ હતો એ તો માત્ર દંતકથા જ કહે છે. આ દલીલમાં બાધ માત્ર એટલો જ કે ચીનના વિદ્વાન મિ. કસવરના[1] કહેવા પ્રમાણે જે ભાષ્યનું ચીની ભાષામાં ભાષાન્તર થયું છે તે ગૌડપાદના ભાષ્યને મળે છે ખરૂં પણ તેમાં તે લેખકનું નામ નથી. હવે પછી કદી એમ ઠરે કે ગૌડપાદના ગ્રંથનું ચીની ભાષામાં ઇ. સ. ૫૫૭–૫૮૩ની વચમાં ભાષાંતર થયું હતું તો તે લેખકનો સમય નક્કી કરવાને જોઈતો પુરાવો મળી શકશે; પણ શંકરના સમયના પ્રશ્ન સંબંધે અનુચિત છે. કારણ શંકર ઈ. સ. ૬૫૦ની પહેલાં તો હોઈ જ શકે નહિ. ઇ. સ. ૬૫૦ એ ભર્તૃહરિ–જેના ટીકાકાર કુમારિલનું સૂચન શંકરે કર્યું છે અને જેમાંથી સુરેશ્વરે અવતરણ કર્યું છે—તે ભર્તૃહરિનો મૃત્યુ સમય છે. જે થોડીક હકીકત મિ. તેલંગ લક્ષમાં રાખવી ભુલી ગયા છે તે અત્ર જણાવવાની રજા લેઉં છું.

‘પૂર્ણવર્મા શંકરનો સમકાલીન હતો’ એ તકરારના આધારને અર્થે મિ. તેલંગ કહે છે કે—પૂર્ણવર્માના નામ ઉપરથી જ એ નિર્ણય લાવી શકાય છે; કારણ જે રાજા રાજ્ય કરતો હોય તેને બદલે ગતરાજાનું નામ આપવું એ એમણે કેમ પસંદ કર્યું હશે તેનું કારણ બિલકુલ જણાતું નથી. હવે સુરેશ્વરનો શિષ્ય સર્વજ્ઞાનાત્મમુનિ જે શંકરથી માત્ર એક પેઢી જ દૂર હતો તે એક ફકરો સમજાવે છે. એ ફકરામાં પૂર્ણવર્માને બદલે યુધિષ્ઠિર મુકી મિ. ફ્લીટે ઘણું માન મેળવ્યું છે;

निरीक्षणादासनात्ते प्रवृत्तिर्न दृश्यते क्वापि न युज्यते च ।
युधिष्ठिरात् प्रागभवन्नरेन्द्रो वन्ध्यासुतः शूर इतीह यद्वत् ॥ २९० ॥
સંક્ષેપશારીરક, પ્રકરણ ૩.

યુધિષ્ઠિર શંકરનો અથવા સર્વજ્ઞાનાત્મમુનિ અથવા તો બન્નેનો સમકાલીન હતો એવી દરખાસ્ત કોઈ મુકે તો તેમાં મારે આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે છેલ્લા નિબંધમાં મિ. તેલંગ, ભર્તૃહરિને જે પુરાતનકાળમાં મુકવાનો છે તેનાથી વધારે પુરાતન કાળમાં કુમારિલને મુકતાં ખંચાયા નથી.

એમ પણ જણાવવામાં આવ્યું છે કે તે વખતમાં જેને ઐતિહાસિક જ્ઞાન ન હોય એવા મનુષ્યો જે રાજા હયાત હોય તેનું નામ વાંચી એ સર્વ અસત્ય છે એમ ન માને એ જ કારણથી શંકરે રાજ્ય કરતા રાજાનું નામ આપ્યું હશે. અત્ર મિ. તેલંગ સાફ કહે છે કે ઐતિહાસિક જ્ઞાનનો તત્ત્વજ્ઞાનિ એ સમયમાં શિરોમણિ હતો છતાં તેણે જે પુષ્કળ ગ્રંથો રચ્યા તેનો સમય આપ્યો નથી. પણ મિ. તેલંગ શંકરાચાર્ય અને પૂર્ણવર્મા[2] નામના પોતાના નિબંધમાં સ્પષ્ટ રીતે પોતાના લેખનું પોતે જ ખંડન કરતાં કહે છે કે તત્ત્વજ્ઞાનિને ઐતિહાસિક જ્ઞાન હતું કારણ તે પૂર્ણવર્માનો વંશ અવિહિત છે એમ જણાવે છે—પણ શંકરનો પૂર્ણવર્મા અને બૌદ્ધધર્મી પૂર્ણવર્મા એક જ છે એ વાત અપ્રતિપાદનીય છે કારણ કે ચાઇનીસ પ્રવાસી ઈત્સીંગના સ્પષ્ટ કથનથી તદ્દન વિરુદ્ધ છે—એ જણાવે છે કે ભર્તૃ-

૧. ઈંડિયાઃ તે આપણને શું શિખવે છે? પૃષ્ઠ ૩૬૦, ટિપ્પણ.
૨. જ. બો. બ્રે. રો. એ. સો., પુ. ૧૭, પૃષ્ઠ ૭૮.

હરિ જે (મેં સાબિત કર્યું છે તેમ) કાલક્રમાનુસારે શંકરાચાર્ય અને કુમારિલની પહેલાં થયો ને સાતમા સૈકાની મધ્યમાં મૃત્યુ પામ્યો. ઇ. સ. ૧૮૮૯ના માર્ચની ૧૯મી તારીખે રૉયલ એશિયાટિક સોસાયટીની મુંબઈની શાખા આગળ વાંચેલા નિબંધમાં પોતાની તકરારના અવલંબન અર્થે ડા. ભાણ્ડારકરને પ્રમાણરૂપ ગણે છે એ અસંગત છે; કારણ કે એ વાત એ તદ્દન ભુલી જાય છે કે બે વર્ષ ઉપર એટલે ૫મી ઑક્ટોબર ઇ. સ. ૧૮૮૭માં પ્રસિદ્ધ કરેલા રીપોર્ટમાં એ વિદ્વાન્ ડૉક્ટર કહે છે કે—"આઠમાં સૈકાનો અન્ત એ શંકરાચાર્યનો સર્વ માન્ય સમય છે અને કુમારિલને સો પહેલાં મુકવામાં આવ્યો છે."

મિ. તેલંગ વળી કહે છે કે "શંકરના ગ્રંથમાં દક્ષિણના લોક અથવા વસ્તુના સંબંધ વિશે કાંઈ પણ સૂચન નથી." મેં ઉપર જણાવ્યું છે તેમ આ વાત સત્ય નથી કારણ કે કુમારિલ, સમન્તભદ્ર, અને ધર્મકીર્તિ વગેરે લેખકો જે દક્ષિણમાં [1]પ્રસિદ્ધ થયા છે તેઓની ટીકા શંકર કરે છે. શંકરાચાર્યે કુમારિલ ભટ્ટમાંથી 'આત્મા ને [2]શરીરનું એક જ કદ છે' એ જૈનમતની સામા હાથી અને કીડીનો પ્રસિદ્ધ દાખલો લીધો છે. વળી શંકરાચાર્ય શ્વેતામ્બર જૈનનું નામ પણ દેતા નથી પરંતુ દક્ષિણમાં [3]પ્રખ્યાત થયેલા દિગમ્બર જૈનને વિશે જ કહે છે. ગૌડપાદની આગમકારિકાની ટીકામાં દિગ્વાસહનું[4] સૂચન કરે છે. અને શારીરકભાષ્યમાં વિવસન-મતનો વિવાદ કરે છે. विसिचाम् (દિગમ્બરનું) વાક્ય (બુદ્ધના) रक्तपटानाम्થી, એક પ્રસિદ્ધ[5] ફકરો-જે પૂર્વના પવિત્ર પુસ્તકમાંના[6] એક પુસ્તકમાં ડા. થિબોએ ખોટું સમજી ખોટું ભાષાન્તર કર્યું છે-તે ફકરામાં વિરૂદ્ધ છે એમ બતાવ્યું છે. મિ. તેલંગની સઘળી દલીલ સંતોષકારક રીતે દૂર કરી છે. આજના નિબંધમાં જે જે વાત સિદ્ધ કરી છે તેનું સંક્ષેપમાં વર્ણન કરૂં છું. હુયાનથ્સંગે હિંદુસ્થાન ઈ. સ. ૬૪૫માં છોડયું. વાકયપદીયનો કર્તા-જેની વૈયાકરણ તરીકેની કીર્તિ ઇત્સીંગના કહેવા પ્રમાણે અડધા સૈકા પછી પ્રસરી હતી-તે ભર્તૃહરિ પાંચ વર્ષ પછી ગુજરી ગયો. તન્ત્રવાર્તિકમાં કુમારિલે ભર્તૃહરિના વાકયપદીયમાંથી વખતો વખત ઉતારા કર્યા છે. આ ગ્રન્થ ભર્તૃહરિની કીર્તિ પ્રસર્યા પછી જ રચાયો હશે. આ કારણને લીધે હું એમ માનું છું કે કુમારિલ, બે ચીની પ્રવાસી-હુયાનથ્સંગ અને ઈત્સીંગે હિંદુસ્થાન છોડયું તે પછી એટલે ઈ. સ. ૭૦૦ પછી પ્રસિદ્ધ થયો. એ અકલંક જેને આઠમા સૈકાના ઉત્તર ભાગમાં મુકયો છે અને જેનો શિષ્ય પ્રભાચન્દ્ર તન્ત્રવાર્તિકના કર્તામાંથી વખતો વખત ઉતારા કરે છે તે અકલંકની પહેલાં તરત જ થયો છે. ટૂંકમાં કુમારિલ આઠમાં સૈકાના પૂર્વ ભાગમાં થયો છે.

કુમારિલ, અકલંકદેવ અને શંકરાચાર્યનો સમય નક્કી કરવાની અગત્યતા કેટલી બધી છે એ કહેવું અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય. બૌદ્ધલેખક તારાનાથ, જૈનલેખક બ્રહ્મનેમિદત્ત. બ્રાહ્મધર્મિ લેખક માધવાચાર્ય એકમત થયા છે કે જ્યારથી દક્ષિણ હિંદુસ્થાનના પ્રસિદ્ધ લેખકો દેખાયા ત્યારથી જ કપિલવસ્તુના ઋષિએ સ્થાપેલો ધર્મ જે ધર્મે મનુષ્યનો ભ્રાતૃભાવ જગતને પ્રદર્શિત કર્યો અને જે વેદધર્મના અનુયાયીઓએ બતાવેલા કૃપણોત્સાહ સામે હતો તે ધર્મની પડતી આવી. કુમારિલ, અકલંકદેવ અને શંકરાચાર્યના સમયમાં જ ચાલુક્ય રાજ્યનો નાશ થયો, અને એને ઠેકાણે રાષ્ટ્રકૂટ રાજ્યનો ઉદય થયો. એ જ સમયમાં મીમાંસા સમ્પ્રદાય થોડોક વખત ઝળકયો અને અંતે જૈનધર્મનું પુનરાવર્તન થયું. જૈનધર્મ પહેલા અમોઘવર્ષ—જેના દીર્ઘ અને વિજયી રાજ્યને દિગમ્બરે સાહિત્યના પ્રતાપીય કાળ તરીકે ગણાય—તેના વખતમાં ઉચ્ચસ્થાનને પહોચ્યો.—કે. બી. પાઠક; બી. એ., જ. રૉ. એ. સો., બો. બ્રે., પુ. ૧૮, અંક ૪૯, પૃષ્ઠ ૨૧૩થી ૨૩૮, ૨૮મી જુન સને ૧૮૯૨.

૧. ઇંડી. ઍંટી., પુ. ૪, પૃષ્ઠ ૬૩૫.

૨. શારીરકભાષ્ય, આનંદાશ્રમવાળું, પૃષ્ઠ ૫૬૭; તંત્રવાર્તિક, પૃષ્ઠ ૩૮૦.

૩. રત્નનંદી કૃત ભદ્રબાહુ ચરિત્ર.

૪. ગૌડપાદ કૃત કારિકા, આનંદાશ્રમની, પૃષ્ઠ ૨૦૦.

૫. શારીરકભાષ્ય, આનંદાશ્રમનું, પૃષ્ઠ ૫૭૦.

૬. પૂર્વના પવિત્ર પુસ્તકો, પુ. ૩૪, પૃષ્ઠ ૪૩૩.

# શંકરના સમય માટે મેસર્સ. ફ્લીટ અને લોગનનો ખુલાસો.

**મિ. ફ્લીટ** કહે છે કેઃ—

આ વિષય ઉપર છેલ્લામાં છેલ્લી ચર્ચા **મિ. કે. બી. પાઠકે** ઈંડિયન ઍંટીકવેરીના બારમા પુસ્તકના ૧૭૪મે પાને કરી છે અને હસ્તલેખ આપ્યો છે. એમાં એમ બતાવ્યું છે કે **શંકરાચાર્યનો** જન્મ કલિયુગ સંવત ૩૮૮૯ (ઈ. સ. ૭૮૮–૮૨૦) એટલે **વિભવ** સંવત્સરમાં થયો અને કલિયુગ સંવત ૩૯૨૧ (ઇ. સ. ૮૨૦)ના વૈશાખ માસની પૂર્ણિમાએ પંચત્વને પ્રાપ્ત થયા. બારમા સૈકાની અંતે થયેલો ગ્રંથ—જે ગ્રંથ ઉપર **મિ. પાઠકે** આધાર રાખ્યો છે તે ગ્રંથ વિશે વિચારતાં **મિ. કે. ટી. તેલંગે** ઍંટીકવેરીના ૧૩મા પુસ્તકના ૯૫મે પાને પૂરતાં કારણો સાથે જણાવ્યું છે કે "આ ધર્મપ્રવર્તકનો સમય ઇ. સ. ૫૯૦ પછી તો છે જ નહિ." હવે નેપાલની વંશાવલિમાં જે કહ્યું છે તે તરફ લક્ષ દઇએ. એમાં એમ જણાવ્યું છે કે **શંકરાચાર્ય સૂર્યવંશી વૃષદેવના** રાજ્યના અંતમાં અથવા તો તેના પછી તરત જ નેપાલ ગયા હતા. જ્યારે **શંકરાચાર્ય** નેપાલમાં હતા ત્યારે **વૃષદેવને** પુત્ર પ્રાપ્ત થયો હતો અને આ ધર્મપ્રવર્તકના નામ ઉપરથી જ એનું નામ **શંકરદેવ** રાખવામાં આવ્યું હતું. કેટલોક સમય વિત્યા પછી થયેલા **વરદેવ** અને તેના પુત્ર **શંકરદેવ** વિશે પણ આવી જ વાત ચાલે છે. પણ આ બંનેમાં ફેર એટલો જ છે કે **વરદેવના** વખતમાં જે **શંકરાચાર્ય** આવ્યા હતા તે બ્રહ્માવતારી હતા અને **વૃષદેવના** સમયમાં જે **શંકરાચાર્ય** આવ્યા હતા તે તો ધર્મપ્રવર્તક જાતે આવ્યા હતા. **ડા. ભગવાનલાલ ઈંદ્રજીના** કહેવા પ્રમાણે અને તેમણે નેપાલના રાજાઓના સમયની જે ગોઠવણ કરી છે તે પ્રમાણે **વૃષદેવે** ઈ. સ. ૨૯૦ ઉપર રાજ્ય કર્યું; **શંકરાચાર્ય** વિશે જે જે કહ્યું તે આ વખતે થયું એમ માનવું અશક્ય છે. નેપાલની તવારીખ વિષે શોધન કરતાં મેં **વૃષદેવનો** સમય ઈ. સ. ૬૩૦–૫૫નો જણાવ્યો છે. **વૃષદેવના** પ્રપૌત્ર **માનદેવનો** સમય નક્કી છે અને **વૃષદેવ** વીશ પાંત્રીશ વર્ષ પહેલાં થયો. આ સમય **મિ. તેલંગે** આનાથી ભિન્ન અને આનુમાનિક કારણો આપીને જે સમય બતાવ્યો છે તેને ઘણો મળે છે અને નેપાલની વંશાવલિમાં જણાવેલી હકીકતને મળતો આવે એવો ફેરફાર થઈ શકે એમ છે કે નહિ તેનો વિચાર કરવો જોઇએ. આ દેશમાં અન્ય લેખોની માફક આ વંશાવલિ વજનદાર નથી. દાખલા તરિકે આ વંશાવલિ **વૃષદેવ** ઇ. સ. ૬૧૪માં થયો એમ જણાવે છે. પરંતુ **ડા. ભગવાનલાલ ઇન્દ્રજીના** કહેવા પ્રમાણે આ વંશાવલિમાંથી ભાગીતુટી એટલી ઐતિહાસિક હકીકત મળી આવે છે કે **અંશુવર્માના** પૂર્વગામી **વિશ્વદેવવર્માના** વખતમાં **વિક્રમાદિત્ય** નેપાલ આવ્યા હતા અને પોતાનો સંવત ચલાવ્યો હતો. કનોજના **હર્ષવર્ધનની** જીત અને તેના પરિણામરૂપે પોતાના નામનો શક પ્રસારવાના યત્નની સાથે આનો સંબંધ છે. **શંકરાચાર્ય** નેપાલ ગયા હતા એ વાત ખોટી પાડવાને કંઈ સવિશેષ કારણ નથી. આ નેપાલની વંશાવલિમાં **વૃષદેવના** પુત્ર અને અનુગામી સંબંધે **શંકરનું** નામ પ્રથમ જ છે. આ ગમે તેમ હોય તો પણ **વૃષદેવના** પછી તો **શંકરાચાર્ય** નથી થયા એતો સ્પષ્ટ છે.—જે. ઈ. ફ્લીટ, ઇં. એ. પુસ્તક ૧૬, પૃષ્ઠ ૪૧.

**મિ. લોગન** કહે છે કેઃ—

ઈંડિયન ઍંટીકવેરીના ૧૬મા પુસ્તકના ૪૧મા પાને **મિ. ફ્લીટે** આ વિષય ઉપર જે લખાણ કર્યું છે તે જોતાં કહેવું જરૂરનું છે કે નેપાલમાં જે દંતકથા ચાલે છે તે દંતકથા **મિ. તેલંગ** અને **ફ્લીટે** દર્શાવેલો સમય (ઈ. સ. ૫૯૦–૬૫૫) કરતાં **મિ. પાઠકે** જણાવેલા સમય (ઇ. સ. ૭૮૮–૮૨૦)ને વધારે અનુમોદન આપે છે. **કેરલોત્પત્તિમાં** નીચેપ્રમાણે છેઃ—"આ વિજયી લડાઇના સમયમાં એક બુદ્ધિમાન–મહાદેવના અવતાર–નો જન્મ થયો હતો. આ મહાત્મા પછીથી **શંકરાચાર્યને** નામે પ્રસિદ્ધ થયા હતા." **કેરલોત્પત્તિમાં** કાલગણનાની મોટી ભૂલો છે. અને આવી ભૂલો દેશી ઈતિહાસમાં ઘણી જોવામાં આવે છે. જે **ચેરમાલના** વખતમાં આ વિજયી લડાઈ થઈ તે **ચેરમાલને** ઇ. સ. ૪૨૭માં **આનેકુન્ડી કૃષ્ણરાયે** કેરલનો રાજા નિમ્યો હતો. **કેરલોત્પત્તિમાં** એમ પણ જણાવ્યું છે કે **ચેરમાન ચેરમાલે** ઈસ્લામી ધર્મ સ્વીકાર્યો હતો અને મક્કે હજ કરવા ગયો હતો. અહિં ઘણો જ ગું-

ચવાડો કર્યો છે. આને અને સોળમાં સૈકાના વિજયનગરના રાજાને એક જ ગણ્યો છે, વિજ-
યનગરનો રાજા મક્કે ગયો હતો અને હીજરીના પહેલા જ દિવસે મહમદ પેગમ્બરને મળ્યો હતો.
આમાં સત્ય શું છે એ ખોળી કહાડવું કઠિન છે તથાપિ 'મક્કે ગયો હતો' એ જે દંતકથા ચાલે છે
તેને તો ઐતિહાસિક પ્રમાણ છે. હમ્મેશાં આરબ લોક સત્ય વાત કહેછે. જણાવવું અગત્યનું છે કે તહફતુલ
મુજહિદીન (સોળમાં સૈકાની અન્તમાં લખાયું છે)નો કર્તા દંતકથામાં આપેલી સાલ ખોટી પાડવા
એવું કહેછે કે 'આ બનાવ કઇ સાલમાં બન્યો તે નક્કી નથી. પરંતુ પેગમ્બરના નાશી ગયા પછી
આશરે બસો વર્ષ પછી આ બનાવ બન્યો છે એમ માનવાનાં ઘણાં કારણ છે. આ રાજાને રાતા
સમુદ્રના અરબ્બી કીનારા ઉપર નહિ પણ ઝાફરમાં દાટવામાં આવ્યો હતો એ વાત જગત્પ્રસિદ્ધ છે.
આ જગ્યાએ એની કબર હજી સુધી હયાત છે અને હજારો યાત્રાળુઓ ત્યાં જાય છે."

જે રાજા વિશે આવી વાત ચાલે છે તેને ત્યાંના લોકો અસ-સામીરીના નામે ઓળખે છે.
મલબાર કીનારાના ઈસ્લામીધર્મના લોકમાં તેમ જ મૂર્તિપૂજકોમાં 'રાજા ખોવાઇ ગયો' એવી
દંતકથા પૂર જોસમાં ચાલે છે. મૂર્તિપૂજકો એમ પણ માને છે કે તે સ્વર્ગમાં ગયો છે અને તેના
પાછા આવવાની આશા પણ રાખે છે. આટલા જ માટે તેઓ ક્રાંગનોરમાં ભેગા થાય છે ત્યાં
પાણી અને પાવડા તૈયાર રાખે છે અને તેના માનની ખાતર વર્ષની અમુક રાત્રિએ મહોત્સવ તરીકે
દીવા બાળે છે. મક્કે ગયાની વાત તહફતુલ મુજહીદીન લખાયું ત્યારે જેટલી મનાતી તેટલી જ હાલ
પણ મનાય છે. એ વિચિત્ર વાત છે કે હજુ પણ ત્રાવણકોરના મહારાજાઓને રાજ્યાભિષેક વખતે
તરવાર લેતાં કહેવું પડે છે કે-"મક્કે ગયેલા મારા વડીલ પાછા આવશે ત્યાં સુધી હું તરવાર રાખી
શ." તહફતુલ મુજહીદીનમાં જણાવેલી જગા વિશે ઝાફર પાસે રહેતા આરબને પૂછતાં જે હકીકત
મને મળી છે તે ખરી છે વા ખોટી તેનો પ્રશ્ન મેં પુછ્યો હતો—"અબ્દુલ રહેમાન સામીરી (હિંદ
સામીરી-સમરીતન-ગોપૂજારી, કુરાન ૨૦) મલબારના રાજાને અહિં દાટવામાં આવ્યો છે અને તેની
કબરના સ્મરણસ્તમ્ભ ઉપર આ લેખ છેઃ—"હીજરી ૨૧૨માં આવ્યો અને ૨૧૬ માં ગુજરી ગયો."
આ સાલ ૮૨૭-૨૮ અને ૮૩૧-૩૨ને મળે છે. આ પ્રશ્નનો કોઇએ પણ ઉત્તર આપ્યો હોય એમ
મને સાંભળવું નથી. એડનના રેસીડેન્ટ મારફત અને અન્ય સ્થળેથી આ વિશે માહીતી મેળવવાને
બનતો પ્રયાસ કર્યો છે. આરબ પાસેથી મળેલી ખબર સત્ય હોય તો ત્રાવણકોરના મહારાજાના
વડીલ—જે મક્કે ગયા છે તે-ચેરમાન પેરૂમલ ઇ. સ. ૮૨૭ માં ગાદી ઉપરથી ઉઠ્યો હોય એમ જણાય
છે. મલાયીલોકનો કોલામનો શક ઇ. સ. ૮૨૫ની ૨૫ મી ઓગસ્તથી શરૂ થયો એ વાતથી એને
ટેકો મળે છે. આ નવો શક ચલાવવાને ચેરમાન પેરૂમાલ જેવાએ જે સમયે ગાદી છોડી તે સમય
પસંદ કરાયો હોય એ સ્વાભાવિક છે. અહિં એમ પણ જણાવવું દુરસ્ત ધારૂં છું કે તહફતુલ મુજ-
હીદીન અને મલાયી હસ્ત લેખોમાં પણ જણાવ્યું છે કે ચેરમાન પેરૂમલે ઝાફર-જ્યાં તે મરી
ગયો-ત્યાં ગયા પહેલાં અરબ્બી કીનારા ઉપરે આવેલા શહરમાં થોડોક સમય વ્યતીત કર્યો હતો.
આ ઉપરથી ૮૨૭ જે સાલમાં ઝાફર પહોંચ્યો તે અને ૮૨૫ ની સાલમાં જે અંતર રહ્યું તેની હકી-
કત જણાય છે. તેથી જણાય છે કે મલાયી દંતકથા પ્રમાણે શંકરાચાર્ય અને ચેરમાન પેરૂમાલ
સમકાલીન હતા. અને સંભવિત સમય નવમો સૈકો છે. આ સમય મિ. પાઠકે આણેલા નિર્ણયને
પુરવાર કરે છે.-ડબ્લીયુ લોગન, ઇ. એં., પુસ્તક ૧૬, પૃષ્ઠ ૧૬૦.

(આગળની ચર્ચામાં જે જે લેખનો હવાલો આપેલો છે તે તથા બીજી પરચુરણ બાબતનો સંગ્રહ નીચે આપવામાં આવે છે.)

મિ. પાઠક જે લેખને આધારે શંકરાચાર્યનો સમય ઠરાવવા માંગે છે તે મૂળ લેખ બેલગામ-નિવાસી ગોવિંદભટ્ટ ચેરલેકરની પાસેથી મંગાવીને વિદ્વદ્વર્ય રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને મેં જોવા મોકલ્યો હતો. એ લેખને માટે એઓ નીચે પ્રમાણે લખી મોકલે છે:—

"શંકરાચાર્ય સંબંધી તમે મોકલેલો લેખ મને બહુ વિશ્વાસપાત્ર લાગતો નથી. મધ્વમતવિરોધી કોઈ રામાનુજમતના અનુયાયીનો એ લેખ જણાય છે. અશુદ્ધ પણ બહુ છે. લેખ વિદ્વાનની કલમને છાજે એવો નથી. આરંભના થોડાક ભાગનું ભાષાંતર મેં લખ્યું છે. બાકીનો ભાગ સ્પષ્ટ છે. ઉઘાડી ભૂલ સુધારવા પ્રયત્ન કર્યો છે."

श्रीत्र्यम्बकेश्वराय नमः ।

नमामि शंकराचार्यगुरुपादसरोरुहम् । यस्य प्रसादान्मूढोपि सर्वज्ञोहं सदास्म्यलम् ॥ १ ॥

श्रीशंकराचार्यनवावतारं वेदान्तशारीरकभाष्यकारम् ।
चकोरचाकोरकचन्द्रिकाणां श्रीशंकराचार्यगुरुं नमामि ॥ २ ॥

आदौ शिवस्ततो विष्णुस्ततो ब्रह्मा ततः परम् । वसिष्ठाख्यस्तथा शक्तिस्ततः पाराशरः स्मृतः ॥ ३ ॥
ततो व्यासः शुकः पश्चात् गौडपादाभिधस्तथा । गोविन्दार्यगुरुस्तस्माच्छंकराचार्यसंज्ञकः ॥ ४ ॥
कल्यब्दे निखिलांकाब्धि ३९०९ शोभसंवत्सरे तदा । आगत्य स्वेच्छया कांचीं पर्यटन्पृथिवीतले ॥ ५ ॥
तत्र स्थित्वा द्वादशाब्दं यतिं पृथ्वीधराभिधम् । संस्थापितं मठं कृत्वा तुंगभद्रानदीतटे ॥ ६ ॥
विद्यापीठादिकं कृत्वा भारतीसंज्ञया गुरुः । तत्र संस्थाप्य कामाक्षीं जगाम परमां पदम् ॥ ७ ॥
तद्वृत्तांतं समाकर्ण्य तपसः सिद्धये तदा । विश्वरूपयतिं स्थाप्य स्वाश्रमस्य विचारणे ॥ ८ ॥
[1]स्वयं कांचीमगात्तूर्णं श्रीपृथ्वीधरभारती । श्रीविश्वरूपयोगींद्राज्जातश्चिद्रूपभारती ॥ ९ ॥
ततो गंगाधरयतिस्ततश्चिद्घनभारती । ततो बोधघनो मौनी ततो ज्ञानोत्तमो यतिः ॥ १० ॥
तस्माच्छिवानंदयतिस्ततो ज्ञानोत्तमो गुरुः । तस्मात्सिंहगिरीन्द्र तत ईश्वरभारती ॥ ११ ॥
तत ईश्वरभारत्या नृसिंहाभिधभारती । तस्माद्विद्याशंकराख्यो यतिः कृष्णयतिस्ततः ॥ १२ ॥
तस्माच्छंकरयोग्यासीच्चंद्रशेखरभारती । तत आसीत्स्वयं जातिः सच्चिदानंदभारती ॥ १३ ॥
ततो ब्रह्मानंदयतिस्ततश्चिद्रूपभारती । पुरुषोत्तमोऽप्यासीत्ततोभून्मधुसूदनः ॥ १४ ॥
गुरुस्ततो जगन्नाथो विश्वानंदयतिस्ततः । तस्माच्च विमलानंदो यो विद्यारण्यभारती ॥ १५ ॥
ततो जातो विरूपाक्षो यतिर्बोधघनस्ततः । ततो ज्ञानोत्तमयतिस्तत ईश्वरभारती ॥ १६ ॥
तत ईश्वरभारत्या नृसिंहाभिधभारती । विद्यातीर्थश्च विज्ञेयो भारतीतीर्थ एव च ॥ १७ ॥
[2]श्रीचक्रनगरोद्धारं स्थापनं चक्रवर्तिनः । विद्यारण्यो नृसिंहश्च चन्द्रशेखरभारती ॥ १८ ॥

---

શ્રીત્ર્યંબકેશ્વરને નમસ્કાર.

જેના પ્રસાદથી હું પૂર્ણ મૂઢ પણ સર્વકાળ સર્વજ્ઞ બન્યો છું એવા શ્રીશંકરાચાર્ય ગુરુના ચરણ કમળને નમું છું. ૧.

શ્રીશંકર ............ ભગવાનના નૂતન અવતારભૂત, વેદાન્તસૂત્ર ઉપર શારીરકભાષ્ય રચનાર............ શ્રીશંકરાચાર્ય ગુરુને હું નમું છું. ૨.

પ્રથમ શંકર ભગવાન, પછી વિષ્ણુ, પછી બ્રહ્મા, પછી વસિષ્ઠ, અને પછી શક્તિ, તે પછી પરાશર થયા સંભળાય છે. ૩.

તે પછી વ્યાસ, પછી શુક, અને પછી ગૌડપાદ, પછી ઉદાર ગુણના ગુરુ ગોવિંદ પછી શંકરાચાર્ય. ૪.

કલિયુગના ૩૯૦૯ મા વર્ષમાં તે સમયે ભૂતળમાં ફરતાફરતા સ્વેચ્છાએ કાંચિપુરીમાં આવી, ત્યાં બાર વર્ષ રહિ, યતિ પૃથ્વીધરાચાર્યને ત્યાં સ્થાપી, તુંગભદ્રા નદીને તટે મઠ બાંધી, ભારતી સંજ્ઞાથી વિદ્યાપીઠ આદિનું નિર્માણ કરી, ત્યાં કામાક્ષી દેવીની સ્થાપના કરી, ગુરુ પરમપદ (પરમધામ) પધાર્યા. ૫, ૬, ૭.

તે સમાચાર સાંભળીને તપની સિદ્ધિને અર્થે (તપ સાધવા) તે સમયે શ્રીપૃથ્વીધરભારતી આશ્રમના ચિંતન-માટે વિશ્વરૂપ યતિને નીમી પોતે શીઘ્ર કાંચીપુરી ગયા. ૮

૧. ૯ થી ૨૧ શ્લોક સુધીનો અર્થ સ્પષ્ટ હોવાથી આપ્યો નથી. ૨ આ પંક્તિ અહિં સંબંધ વગરની છે.

मधुसूदनविष्णुश्च श्रीगंगाधरभारती । नृसिंहः शंकरानंदः पुरुषोत्तमभारती ॥ १९ ॥
रामचंद्रो नृसिंहश्च विद्यारण्यस्तथैवच । नृसिंहः शंकरानंदो नृसिंहः शंकरस्तथा ॥ २० ॥
नृसिंहभारती चाथ ततः शंकरभारती । नृसिंहभारती चाथ पायाच्छंकरभारती ॥ २१ ॥
यः शुचिः प्रयतो भूत्वा प्रातरुत्थाय वै पठेत् । आयुरारोग्यमैश्वर्यं लभते नात्र संशयः ॥ २२ ॥
यस्तु द्वैतमते स्थित्वा भारतीपीठनिंदकः । स याति नरकं घोरं यावदिंद्राश्चतुर्दश ॥ २३ ॥

इति गुरुस्तोत्रं संपूर्णम् ।

चतुर्थो दक्षिणाम्नायः । शृंगेरीमठः । भोगवारिसंप्रदायः । सरस्वतीभारतीपुरीपदम् । रामेश्वरक्षेत्रम् । आदिवराहो देवता । कामाक्षी देवी । पृथ्वीधराचार्यः । तुंगभद्रातीर्थे । चैतन्यब्रह्मचारी । यजुर्वेदपठनम् । अहं ब्रह्मास्मि इत्यादि महावाक्यविचारः । नित्यानित्यविवेकेन । आत्मोपास्ते । आत्मतीर्थे । आत्मोद्धारः । अपरोक्षपरोक्षसाक्षात्कारार्थे ।

तृतीयः पूर्वाम्नायः । ज्योतिर्मठः । आनंदवारिसंप्रदायः । गिरिपर्वतसागरपदम् । बदरिकाश्रमः क्षेत्रम् । नारायणो देवता । पूर्णगिरिपीठदेवी । त्रोटकाचार्यः । अलकानदी तीर्थे । आनन्दब्रह्मचारी । अथर्ववेदपठनम् । तत्त्वमस्यादिमहावाक्यविचारः । नित्यानित्यविवेकेन । आत्मोपास्ते । आत्मतीर्थे । आत्मोद्धारः । अपरोक्षपरोक्षसाक्षात्कारार्थे ।

द्वितीयः उत्तराम्नायः । गोवर्धनमठः । भूवारिसंप्रदायः । वनारण्यपदम् । पुरुषोत्तमक्षेत्रम् । जगन्नाथो देवता । विमला देवी । पद्मपादाचार्यः । महानदीतीर्थम् । प्रकाशब्रह्मचारी । ऋग्वेदपठनम् । प्रज्ञानं ब्रह्म । अयमात्मा ब्रह्म इत्यादि महावाक्यविचारः । नित्यानित्यविवेकेन आत्मोपास्ते । आत्मतीर्थे आत्मोद्धारः । अपरोक्षपरोक्षसाक्षात्कारार्थे ।

प्रथमः पश्चिमाम्नायः । शारदामठः । कीटवारिसंप्रदायः । तीर्थाश्रमपदम् । द्वारकाक्षेत्रम् । सिद्धेश्वरो देवता ।[1] ब्रह्मस्वरूपाचार्यः । गोमती तीर्थम् । सामवेदपठनम् । तत्त्वमस्यादिमहावाक्यविचारः । नित्यानित्यविवेकेन । आत्मोपास्ते । आत्मतीर्थे आत्मोद्धारः । अपरोक्षपरोक्षसाक्षात्कारार्थे ।
[2]सोहमद्यविवेकतीर्थपदवीमाम्नायतीर्थे परं अंजं सज्जनतीर्थसंगतियुतः सद्वृत्ततीर्थं श्रयन् । लब्धामाकलयन्प्रभावलहरीं श्रीभारतीतीर्थतो विद्यातीर्थमुपाश्रयन् हृदि भजे श्रीकंठमव्याहतम् । संत्येकव्रतपालकोद्विगुणधीत्यादयः श्लोकाः पराशरव्याख्याने प्रथमत एव द्रष्टव्याः ।

## अथ गुरुपरंपरा ।

शिवं हरिं पद्मभवं वसिष्ठं शक्तिं च तत्पुत्रपराशरं च ।
व्यासं शुकं गौडपदं महान्तं गोविन्दयोगीन्द्रमथास्य शिष्यम् ॥ १ ॥
शिवावतारं यतिसार्वभौमं कूष्माण्डजातं गुरुशंकरार्यं ।
तच्छिष्यहस्तामलकं प्रपद्ये सुरेश्वरं पद्मपदं मुनींद्रम् ॥ २ ॥
तं तोटकं वार्तिककारमन्यमस्मद्गुरून् संततमानमामि ।
[3]श्रीपद्मपादभिक्षोस्तु ज्ञानानंदमुनिस्तथा ॥ ३ ॥

---

સવારમાં ઉઠીને પવિત્ર નિયમધારી થઈને જે આ સ્તોત્ર ભણશે તે આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય મેળવશે એમાં સંશય નહિ. ૨૨.

જે દ્વૈતમાં રહિને ભારતી પીઠની નિંદા કરશે, તે ચૌદ ઇંદ્રના રાજ્યકાળપર્યંત ઘોર નરક સેવશે. ૨૩.

૧ અહિં દેવીનું નામ આપ્યું નથી અને આચાર્યનું નામ વિશ્વાસ પાત્ર નથી. અહિં બ્રહ્મચારીનો નિર્દેશ કર્યો નથી.

૨ આ શાર્દૂલવિક્રીડિત બહુ અશુદ્ધ છે તેથી અર્થ થઈ શકે એમ નથી.

શિવને, વિષ્ણુને, બ્રહ્માને, વસિષ્ઠને, શક્તિ (ઋષિ)ને, અને તેમના પુત્ર પરાશરને, વ્યાસને, શુકને મોટા ગૌડપાદને, અને યોગીંદ્ર ગોવિંદને તથા તેમના શિષ્ય શંકરના અવતારભૂત, કૂષ્માંડજાત ( ? ) ઉદાર ગુણના યતિરાજ શંકર ગુરુને, તેમના શિષ્ય હસ્તામલકને, સુરેશ્વરને, પદ્મપાદ મુનીંદ્રને ( શરણે ) જાઉં છું. ૧, ૨.

તે તોટકાચાર્યને અને બીજા વાર્તિકકારને ને અમારા ગુરુઓને હું સદૈવ નમસ્કાર કરું છું. ૩ (શ્લોક અર્ધ ભાગ જ છે.)

૩ આ શ્લોક પણ અર્ધ છે.

ततो विज्ञानतीर्थस्तु योगानंदस्ततः परम् । निरंजनाभिधो मौनी ततो ब्रह्मेंद्रनायकः ॥ ४ ॥
सत्यव्रतो महायोगी यतिरत्नं ततः परम् । चिदानन्दमुनिः श्रीमान्सच्चिदानंदनामकः ॥ ५ ॥
ततः शिवांशसंभूतः शंकरो योगिपुंगवः । ततः पद्मपदो नाम पद्मगर्भसमप्रभः ॥ ६ ॥
अस्य पद्मपदस्यार्याः शिष्यास्त्रय उदाहृताः । विद्यारण्यो महातेजाः प्रथमः शिष्य एव च ॥ ७ ॥
श्रीयादवप्रकाशस्तु द्वितीयः शिष्य उच्यते । अच्युतप्रेक्षनामा तु यतिः शिष्यस्तृतीयकः ॥ ८ ॥
श्रीयादवप्रकाशस्य शिष्यो रामानुजो यतिः । तेन वैष्णवसिद्धांतः स्थापितो गुरुसंमते ॥ ९ ॥
अच्युतप्रेक्षनामा तु शिष्यो मध्वाभिधो यतिः । तेनैव भेदसिद्धांतः स्थापितो गुर्वसंमते ॥ १० ॥

उमावतारं गुरुराजविद्यारण्याभिधानं यतिमौलिरत्नम् ।
अनंतरं चाप्पयदीक्षिताख्यं हरांशसंभूतमुदारकीर्तिम् ॥ ११ ॥
श्रीमन्नृसिंहाश्रममौलिराजमुखाननेकान्प्रणमामि सद्गुरून् ।
शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ॥ १२ ॥

सूत्रभाष्यकृतौ वंदे सर्वविद्याविशारदौ । शंकरः शंकरः साक्षाद्व्यासो नारायणः स्वयम् ॥ १३ ॥
अत्र प्रमाणं सांगानि छंदांस्येव न संशयः ।

इत्यात्मानन्दविरचितं गुरुपरंपरास्तोत्रं संपूर्णम् ।

विद्यारण्यो माघकृष्णपंचम्यां शिवतामगात् । दुष्टाचारविनाशाय प्रादुर्भूतो महीतले ॥
स एव शंकराचार्यः साक्षात्कैवल्यनायकः । निधिनागेभवन्ह्यब्दे विभवे शंकरोदयः ॥ ३८८९ ॥
अष्टवर्षे चतुर्वेदान् द्वादशे सर्वशास्त्रकृत् । षोडशे कृतवान् भाष्यं द्वात्रिंशे मुनिरभ्यगात् ॥
कल्यब्दे चंद्रनेत्रांकवह्न्यब्दे ३९२१ गुहाप्रवेशः । वैशाखपूर्णिमायां तु शंकरः शिवतामगात् ॥

---

## કુમારિલ ભટ્ટ અથવા કુમારિલ સ્વામિ.

રાજતરંગિણી અને ગઉડવહો એ બે પુસ્તકોને આધારે ભવભૂતિનો સમય સાતમાં સૈકાના ઉત્તરભાગમાં નિશ્ચિત થયા પછી એક જુના હસ્ત લેખમાંથી મળી આવેલી ઉપયોગી[1] હકીકત જાહેરમાં મુકતાં મને ઘણો આનંદ ઉપજે છે. તે જો ખોટી અથવા બનાવટી માલમ ન પડે તો મહાન્ મીમાંસા લખનાર કુમારિલ ભટ્ટ અથવા કુમારિલ સ્વામિનો સમય નક્કી કરવાને એ પૂરતી છે. અને કદાચ એ ઉપરથી મહાન્ શંકરાચાર્યે અને જેની સાથે એ સંબંધમાં આવ્યા હતા અને જેના નામો એ પોતાના ગ્રંથમાં લખી ગયા છે તેમના સમયનો નિશ્ચય કરતાં ઘણી મદદ મળે એમ છે. ઉપર જણાવેલી હકીકત ભવભૂતિના માલતીમાધવ નાટકની હસ્તલિખિત[1] પ્રતિના દશ માંહેલી બે અંકના સમાપ્તિના વાકયોમાં આવેલી છે. ત્રીજા અંકને છેડે લખ્યું છે કે "इति श्रीभट्टकुमारिलशिष्यकृते मालतीमाधवे तृतीयोऽङ्कः ।–આ પ્રમાણે કુમારિલ ભટ્ટના શિષ્ય કૃત માલતીમાધવનો ત્રીજો અંક સમાપ્ત થયો છે,"–પાનું ૧૯, પહેલી બાજુ. છઠ્ઠા અંકને છેડે લખ્યું છે કેઃ—" इति श्रीकुमारिलस्वामिप्रसादप्राप्तवाग्वैभवश्रीमदुंवेकाचार्यविरचितमालतीमाधवे षष्ठोऽङ्कः ।–અત્ર શ્રીમત્ કુમારિલ ભટ્ટના પ્રસાદથી વિદ્યા સંપાદન કરનાર શ્રીઉંવેકાચાર્યે કૃત માલતીમાધવ નાટકનો છઠ્ઠો અંક સમાપ્ત થાય છે,"–પાનું ૩૧, પૃષ્ઠ ૨. દશમાં અંકને છેડે આવેલા શબ્દોઃ–इति श्रीमद्भवभूतिविरचिते मालतीमाधवे दशमोऽङ्कः ।–અત્ર ભવભૂતિ વિરચિત માલતીમાધવનો દશમો અંક સમાપ્ત થાય છે,"–પાનું ૫૦, બાજુ બીજી." આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે અત્ર ભવભૂતિને ગ્રંથકાર સમજવાનો છે. પ્રથમ જણાવેલાં સમાપ્તિસૂચક વાકયો અસલ લખાણના અંગ તરીકે જ ખૂદ હસ્તલેખમાં આવે છે અને તેની આગળ પાછળ બીજું

---

૧ આ હસ્ત લેખ મને મારા મિત્ર ઇંદોરવાળા મહાદેવ વ્યંકટેશ લેલે, બી. એ., એલ. સી. ઈ. પાસેથી મળ્યો છે. એની અંદર ૫૦ પૃષ્ઠ છે, દરેક બાજુએ ૧૩ લીટી લખેલી છે અને દરેક લીટીમાં ૩૦ થી ૩૫ અક્ષર છે. કાગળ ઘણા ખડબચડા છે અને તેની જાડાઈ એક સરખી નથી. કાગળ બનાવનારે ઘણે ઠેકાણે સાંધા કરેલા છે. પાનાનું પ્રમાણ ૯×૨½ ઇંચ છે.

લખાણ છે તેથી કરીને હસ્ત લેખની અસલ નકલ થયા પછી એ શબ્દો પાછળથી ઉમેરવામાં આવ્યા હોય એમ ધારવું શકય નથી. હસ્તલેખનું પહેલું પાનું જતું રહ્યું છે. છેલ્લા અથવા બીજાં કોઈ પણ પૃષ્ઠપર સમય લખ્યો નથી; પરંતુ કાગળના દેખાવપરથી અનુમાન કરતાં હસ્તલેખ ભાગ્યે જ ચારસો અથવા પાંચસો વર્ષ કરતાં ઓછો જુનો હોઇ શકે. કાગળ ઘણા જુના છે ને એક છેડેથી બીજા છેડા સુધી તદ્દન ભૂરા રંગના થઇ ગયેલા માલમ પડે છે. તેઓનું આ સ્થિતિએ પહોચવાનું કારણ કાળ જ લાગે છે. વપરાશથી તેમ થયા હોય એવું લાગતું નથી, કેમકે હસ્તલિખિત પ્રતિમાં કાંઈ પણ સુધારો કરેલો નથી અથવા પીળા રંગના ડાઘા પડેલા નથી. તે ઉપરથી એ હસ્તલિખિત પ્રતિ ઘણી વપરાઈ હોય એમ માલમ પડતું નથી. પહેલાં ચાર પાનાં ઘણાં જીર્ણ થઈ ગયાં છે અને કોઇ કોઈ ઠેકાણે ફાટી ગયેલાં છે, અને બીજાં ઘણાં ઉધેઇથી ખવાયેલાં છે. નિઃશંક ઉપર ટાંકેલાં બન્ને સમાપ્તિસૂચક વાકયોમાં એક જુની દંતકથા સમાઇ રહેલી છે. એ દંતકથા કેટલી પ્રાચીન છે અને એમાં સત્ય છે કે કેમ એ અલબત એક જૂદો સવાલ છે.

એમ છતાં ભવભૂતિ જે પોતાને અને પોતાના કુટુંબને માટે લખે છે તે હકીકતમાં કુમારિલ, ભવભૂતિનો એક ગુરુ હતો એ દંતકથાની વિરુદ્ધ જાય એવું કાંઈ લાગતું નથી. માલતીમાધવ તેમ જ વીરચરિતના પ્રારંભમાં તે આપણને જણાવે છે કે, તેના પૂર્વજો વેદની પોતાની શાખા(તૈત્તિરીય)ના (**चरणगुरवः**) ગુરુ હતા. તેઓ એટલા વિદ્વાન્ અને શુદ્ધ હતા, કે અપવિત્રને પોતાના સંસર્ગથી (**पंक्तिपावनाः**)[1] પવિત્ર કરવાને યોગ્ય હતા, (**पंचाग्नय**) પંચાગ્નિ રાખતા હતા. તેઓએ (**धृतव्रताः**) ધર્મવ્રત ધારણ કીધું હતું. યજ્ઞમાં (**सोम पीथिनः**) સોમપાન કરનારા હતા અર્થાત્ યજ્ઞ કરનારા અને ધર્મજ્ઞાનના અભ્યાસી હતા. અને એના પિતામહ ભટ્ટ ગોપાલે વાજપેય યજ્ઞ કર્યો હતો. આ વર્ણનથી તેઓ મીમાંસામાં નિપુણ હોવા જોઈએ એ કલ્પનાને પુષ્ટિ મળે છે. અને જો એમ હોય તો પછી પોતાના નજીકના વડવાઓને વેદ, કર્મકાંડ અને (કદાચ) મીમાંસાને માટે પણ ઘણી પ્રીતિ હોવાને લીધે ભવભૂતિ મીમાંસા શિખ્યો હશે એમ ધારવું માત્ર સ્વાભાવિક જ છે; કારણ કે વેદનાં ધર્મચુસ્ત વ્યાખ્યાન માટે મીમાંસાશાસ્ત્ર હમેશાં અગત્યનું ગણાતું આવેલું છે. એ વાત સત્ય છે કે ભવભૂતિએ પોતે જે જે વિદ્યા સંપાદન કીધી હતી તે બધી—વેદ[2], ઉપનિષદ્, સાંખ્ય, યોગ, અને અલંકાર—તે આપણને જાતે જ કહે છે છતાં પોતે મીમાંસાનું જ્ઞાન સંપાદન કીધું હતું એમ કહેતો નથી. એના તરફની આ ચૂક આપણને ખરેખર ઘણી રુચિકર થઈ પડે છે. એનાથી સાબીત થાય છે કે ભવભૂતિ કુમારિલ ભટ્ટનો શિષ્ય હતો. એ દંતકથા મીમાંસાશાસ્ત્રમાં એ વિદ્વાન તરીકે પ્રખ્યાત હોવાને લીધે એના ઉપાસકોએ જોડી કાઢેલી નથી; પણ તે એવી કોઈ પણ કૃત્રિમ ઉત્પત્તિથી રહિત છે. તેમ જ વળી તેણે આપેલાં પોતાના વડવાનાં જાણીતાં આખ્યાન ઉપરથી એ દંતકથા ઉભી થઈ હોય એમ પણ ધારી શકાય નહિ. કારણ કે તેઓ મીમાંસામાં વિદ્વાન્ હતા એવું તે વર્ણનમાં કહ્યું જ નથી. તેઓને એ વિષયમાં કાંઇ પણ જ્ઞાન હતું એ એક કલ્પના જ છે, અને જો કે એ કલ્પના તર્કાનુસાર છે તોપણ આવશ્યક નથી.

---

१ अपाङ्क्त्योपहता पङ्क्तिः पाव्यते यैर्द्विजोत्तमैः । तान् निबोधत कार्त्स्न्येन द्विजाग्र्यान् पङ्क्तिपावनान् ॥
अग्र्याः सर्वेषु वेदेषु सर्वप्रवचनेषु च । श्रोत्रियान्वयजाश्चैव विज्ञेयाः पङ्क्तिपावनाः ॥ Manu III. 183, 184.

જે દ્વિજોત્તમથી અપવિત્ર થયેલી પંક્તિ પાવન થાય છે તે સઘળા દ્વિજોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણોને પંક્તિપાવન જાણવા.

સઘળા વેદોમાં તેમ જ પ્રવચનોમાં આગળ પડતા અને શ્રોત્રિય (વેદપારંગત થયેલા) બ્રાહ્મણના વંશમાં જન્મેલાને પંક્તિપાવન જાણવા.

२ यद् वेदाध्ययनं तथोपनिषदां सांख्यस्य योगस्य च ज्ञानं तत्कथनेन किं न हि ततः कश्चिद्‌गुणो नाटके ।
यत् प्रौढत्वमुदारता च वचसां यच्चार्थतो गौरवं तच्चेदस्ति ततस्तदेव गमकं पाण्डित्यवैदग्ध्ययोः ॥ Mâlat. I. 7.

ઉપનિષદ, સાંખ્ય અને યોગનું જ્ઞાન એ બધું બતાવવાથી કાંઈ નાટકમાં ગુણ આવતો નથી. વાણીનું પ્રૌઢત્વ તેમ જ ઉદારતા અને અર્થનું ગૌરવ એ જો હોય તો વિદ્વતા અને કુશળતા જણાય.

પ્રસ્તુત વચનોને આધારે જો આપણે કુમારિલભટ્ટનો સમય નક્કી થયેલો ગણીએ તો તેને ઈસ્વી સનના સાતમા સૈકાના મધ્યભાગમાં મુકાય; કારણ કે આપણે આગળ જોયું છે કે પોતાની યુવાવસ્થામાં વાક્પતિ ભવભૂતિને ઓળખતો હતો, અને તેને માટે ઘણું માન ધરાવતો હતો. તે તેને પોતાના ગુરુ અથવા શુભેચ્છક તરીકે ગણતો હતો. યશોવર્માએ ઇસ્વી સન ૬૭૫ થી ૭૧૦ સુધી રાજ્ય કર્યું એમ ધારીએ તો વાક્પતિ ઇ. સ. ૬૬૦ થી ૭૧૦ સુધીમાં થયો હોય એમ કહી શકાય; તેમ જ ભવભૂતિ જેને યશોવર્મા તરફથી આશ્રય મળ્યો હતો અને જે વાક્પતિ કરતાં ઉમ્મરે મોટો હતો તેને ઇ. સ. ૬૨૦ થી ૬૯૫ સુધીમાં મુકાય. વળી કુમારિલભટ્ટને ૫૯૦ થી ૬૫૦ની વચ્ચે મુકાય; કારણ કે કુમારિલ જો ભવભૂતિનો ગુરુ હોય તો તે ભવભૂતિની પહેલાં જ થયો હોવો જોઇએ. એટલે વાક્પતિના સમય પહેલાં દરેકની ચાળીસ ચાળીસ અથવા એકત્રીશી કરતાં કાંઇક વધારે મુદત ગણતાં ઇસ્વીસનના સાતમા સૈકાના મધ્ય ભાગમાં કુમારિલ ભટ્ટ મુકાય. તે આ પ્રમાણેઃ—

| | | | |
|---|---|---|---|
| કુમારિલ ભટ્ટ, ઇ. સ. ... ... | ૫૯૦ થી ૬૫૦, | શંકરાચાર્ય[1] ... ... ... | ૬૨૦ થી ૬૬૭ |
| ભવભૂતિ, ... ... ... ... | ૬૨૦ થી ૬૯૫ | ... ... ... ... ... ... | |
| વાક્પતિ, ... ... ... ... | ૬૬૦ થી ૭૨૦ | ... ... ... ... ... | |
| યશોવર્મા, રાજ્ય કર્યું, ... ... | ૬૭૫ થી ૭૧૦[2] | લલિતાદિત્ય ... ... ... | ૬૯૫ થી ૭૩૦ |

અહિં મારે કહેવું જોઇએ કે હિંદના બુદ્ધધર્મના ઇતિહાસમાં પંડિત તારાનાથે કુમારિલભટ્ટને માટે જે સમય નક્કી કર્યો છે અને જેને મહુમ ડૉ. બર્નેલે સામવિધાનની પ્રસ્તાવનામાં કબૂલ રાખ્યો છે તેની સાથે આ સમય મળતો આવે છે. (જુઓ પ્રસ્તાવના, પૃષ્ઠ ૫, તેમ જ જુઓ લી બુદ્ધિઝમ પાર વાસીલિફ, ફ્રેંચ એડીશન, ફૂટનોટ, પૃષ્ઠ ૪૫-૪૬-*Le Bouddhisme, par Vassilief, French Edition, footnote, pp. 45-46* ) વળી શંકરાચાર્ય પોતાના ગ્રંથોમાં [3]શબરસ્વામિ અને ઉપવર્ષનાં નામો આપે છે અને તેઓને અનુક્રમે [4]આચાર્ય અને [5]ભગવન્ ઉપનામ લગાડે છે, તો કુમારિલભટ્ટ જેવા મિમાંસાશાસ્ત્રના સર્વોત્તમ અધ્યાપકનું નામ તે કેમ નથી આપતા એ શંકાનું નિવારણ ઉપલો સમય કબૂલ રાખ્યાથી થાય છે.

જો શંકરાચાર્ય આઠમાં સૈકાના અંતે અને નવમાની શરૂઆતમાં થયા હોય તો આપણે એવી કલ્પના કરવી પડે કે કુમારિલભટ્ટ જેવાનું નામ આપવું અથવા તેમના સંબંધી કંઈ લખવું શંકરાચાર્યે ઉચિત ધાર્યું નહિ હોય. દક્ષિણમાં શ્રીપર્વતની પાસે રુદ્રપૂરમાં શંકરાચાર્ય ભટ્ટાચાર્યે(એ નામે કુમારિલભટ્ટ ઓળખાય છે તે)ને મળ્યા અને તેણે શંકરાચાર્યને પોતાના બનેવી મંડનમિશ્રની સાથે (શંકરાચાર્યની) વાદ-વિવાદ કરવાની આકાંક્ષા સફલ કરવાને કહ્યું હતું એવું જે આનંદગિરિ ઉપનામથી[6] લખનાર શંકરદિગ્વિજયનો કર્તા કહે છે તે સમય ભૂલ ભરેલો છે એમ ધારવું યોગ્ય છે; અને એ

---

૧ જુઓ આગળ.

૨ યશોવર્માને આ સમયમાં મુકતાં તે સંવત ૮૦૦ (ઇ. સ. ૭૪૪) માં જીવતો હતો એવું જે જૈન લોકોનું કહેવું છે તેને કાંઈ વજન આપવાની જરૂર નથી. તેનું કહેવું વિશ્વાસપાત્ર નથી એ મેં ઉપર બતાવ્યું છે.

૩ કોલબ્રુક (પોતાના નિબંધ, પુસ્તક ૧, પૃષ્ઠ ૨૯૮ની ફૂટ નોટમાં) કહે છે કે શંકરાચાર્યે કુમારિલભટ્ટનું નામ આપ્યું નથી, તો પણ તેના સંબંધમાં શંકરાચાર્યના ગ્રંથમાં લખાણ આવે છે. શંકરાચાર્યના જાણીતા સઘળા ગ્રંથો (શારીરક, ઉપનિષદ્ અને ગીતાભાષ્ય)ની બારીક તપાસ કરતાં તેમાંથી કુમારિલભટ્ટ અથવા એના પુસ્તકો સંબંધી એક પણ વાક્ય મને તો મળ્યું નથી.

૪ જુઓ શારીરકભાષ્ય, ૩, ૩, ૫૩.

૫ જુઓ શારીરકભાષ્ય, ૩, ૩, ૫૩.

૬ રોયલ એશિયાટિક સોસાઇટીની બંગાળાની શાખાની દેખરેખ નીચે ઈ. સ. ૧૮૬૮ માં નારાયણ તર્કપંચાનને પ્રસિદ્ધ કીધેલો શંકર-દિગ્-વિજય તે કે આનંદગિરિ અને અનંતાનંદગિરિ જે નામ એ ગ્રંથકર્તા પોતે ધારણ કરે છે તે બેય એક જ હોય તોપણ આ ગ્રંથ આનંદગિરિથી રચાયો હોય એમ ધારવું એ શંકરાચાર્યને અને તેના પ્રસિદ્ધ શિષ્યને અપમાન આપવા જવું છે.

વાત હાલના વખતના શંકરના જન્મચરિત લખનારા અથવા સ્તુતિ કરનારાઓએ શંકરાચાર્યનો દિગ્વિજય સંપૂર્ણ બતાવવાના હેતુથી ગોઠવી કહાડેલી છે, કારણ કે શંકરનો સમય એક દંતકથા પ્રમાણે કળિયુગ ૩૮૮૯–સંવત ૮૪૫–ઈ. સ. ૭૮૯માં છે; તેથી કરીને જો કુમારિલભટ્ટ સાતમાં સૈકાના મધ્ય ભાગમાં થયા હોય તો શંકરાચાર્ય જે ઈ. સ. ૭૮૯માં જન્મ્યા હતા તેમની સાથે એનો સમાગમ થયો હોય એ વાત અસંભવિત છે. જનરલ કનીંગહામના સુધારા પ્રમાણે લલિતાદિત્યનો ગાદીએ બેસવાનો સમય ઇ. સ. ૭૨૭ નો ખરો માનીએ તો પણ કુમારિલભટ્ટ જો તે ભવભૂતિનો ગુરૂ હોય તો શંકરાચાર્યને મળ્યો હોવો ન જોઇએ; કારણ કે પચીસ વર્ષની વયે શંકરાચાર્ય બધાં શાસ્ત્રો ભણી વિદ્વાન થયા હતા એમ કબૂલ રાખીએ તો પણ નવમા સૈકાના આશરે દશ પંદર વર્ષ વીત્યા પછી જ કુમારિલભટ્ટને વાદાર્થે બોલાવી શકયા હોય.

એમ છતાં કુમારિલભટ્ટ શંકરાચાર્યની પહેલાં થોડો વખત અગાઉ થયા હતા એવું સાધારણ રીતે મનાય છે અને ઘણું કરીને તેને જ સપ્રમાણ ગણી સ્વીકારવું જોઇએ.

શંકરાચાર્યે પોતાના વિજયપ્રવાસ વખતે કુમારિલ ભટ્ટનો પણ પરાભવ કીધો હતો એવી દિગ્વિજય લેખકોની કલ્પના ઉપરથી કદાચ પ્રતીતી થાય કે પ્રખ્યાત મિમાંસા ગ્રંથકાર કુમારિલ ભટ્ટ કાંતો શંકરાચાર્યની સહજ અગાઉ થયો હોય અથવા તો તેનો સમકાલીન હોય.

જો એ શંકરાચાર્યનો સમકાલીન હોય તો મિ. કાશીનાથ ત્ર્યંબક તેલંગે[2] નક્કી કરેલો શંકરાચાર્યનો સમય આસરે પચાશેક કરતાં કાંઇક વર્ષ વધારે વહેલો ગણાય. આ બે વિદ્વાનોને એક જ ત્રીશીમાં અથવા એક જ સૈકામાં પણ મુકવા જ જોઇએ એવું નિઃશંકપણે પુરવાર કરી આપવાને હજી સુધી કાંઈ પણ શોધ થઈ નથી. કારણ કે તેઓ સમકાલીન હોવાની દંતકથાને વધારે પ્રમાણની જરૂર છે. હાલ તો માત્ર એટલું જ કહિ શકાય કે એ બેઉ સાતમા સૈકાના મધ્ય ભાગમાં થયા હોય એ વિશેષ સંભવિત છે. કુમારિલભટ્ટ એ બેમાં વહેલો થયો હતો એ આગળ બતાવીશું.

કુમારિલભટ્ટના સમય વિષેની ઉપલી ચર્ચા ઉપરથી આપણે શંકરાચાર્યના સમય ઉપર ઉતરીએ; કારણ કે દંતકથા એ બે આચાર્યોને સમકાલીન ગણે છે. મિ. તેલંગે પોતાના લેખમાં શંકરાચાર્યના સમય વિષે જે વાકયો ટાંકયાં છે તે ઉપરાંત તે સંબંધી આપણે ઓછામાંઓછાં બીજાં ચાર વાકયો વધારી શકીએ. એ શંકરાચાર્યનાં જૂદા જૂદા ભાષ્યોમાંથી મળી આવે છે, તેમાં શંકરાચાર્યનાં તેમ જ અન્યોન્ય સમકાલીન રાજાઓનાં નામ આવે છે.

---

૧ મર્હૂમ યજ્ઞેશ્વર શાસ્ત્રીનું આર્ય-વિદ્યા-સુધાકર, જુઓ પૃષ્ઠ ૨૨૬–૨૭.

"“शंकराचार्यप्रादुर्भावस्तु विक्रमार्कसमयादतीते पंचचत्वारिंशदधिकाष्टशतीमिते संवत्सरे केरलदेशे कालपीग्रामे...... । तथा च संप्रदायविद आहुः।

निधिनागेभवह्न्यब्दे विभवे मासि माधवे । शुक्ले तिथौ दशम्यां तु शंकराचार्योदयः स्मृतः ॥ इति ३८८९ । ......तथा शंकरमन्दारसौरभे नीलकण्ठभट्टा अपि एवमेवाहुः ।

प्रासूत तिष्यशरदाम् अतियातवत्याम् एकादशाधिकशतोनचतुः सहस्र्याम् । ३८८९ । इत्यादि ॥"

શંકરાચાર્યનો જન્મ વિક્રમ સંવત ૮૪૫માં કેરલ દેશમાં કાલપી ગામમાં થયો હતો. તે જ પ્રમાણે સંપ્રદાય જાણનારાઓ કહે છે............

કલિયુગ ૩૮૮૯ વર્ષનાં માધવ માસ—વૈશાખ માસ—ના શુકલપક્ષની દશમીને દિવસે શંકરાચાર્યનો જન્મ થયો.

શંકરમંદારસૌરભ નામના પુસ્તકમાં નીલકંઠ ભટ્ટ પણ એમ જ કહે છે કે કલિયુગના ૩૮૮૯મા વર્ષમાં (શંકરાચાર્યનો) જન્મ થયો.

૨. એમની મુંબાઈ સંસ્કૃત ગ્રન્થાવળીમાં પ્રકટ થયેલી મુદ્રારાક્ષસની આવૃત્તિમાંનો નિબંધ જુઓ. એમાં એ વિષય ઉપર એમણે ઘણું સારૂં વિવેચન કર્યું છે.

શંકરાચાર્યનો સમય નિશ્ચય કરવામાં એ વાકયો ઘણાં ધ્યાનમાં લેવા યોગ્ય છે. એમાં બ્રહ્મસૂત્ર '**उभयव्यामोहात् तत्सिद्धेः**' ૪, ૩,૫ની ટીકામાંનું વાકય વિશેષ ઉપયોગી છે. તેમાં છાંદોગ્ય ઉપનિષદ્ ૧૦,૧,૨ માં આવેલાં '**तेऽर्चिषम् अभिसंभवन्ति अर्चिषोऽहः। अह्न आपूर्यमाणपक्षम् आ[illegible]त् प-**
*** **षण् मासान्।**' સૂત્રનો શો અર્થ થાય છે એ પ્રશ્ન ઉઠાવેલો છે. શબ્દશઃ લેતાં એવો અર્થ થાય છે કે પ્રેત બ્રહ્મલોકમાં જતાં પ્રથમ અર્ચિસ્ થાય છે. અર્ચિસૂથી અહસ્ થાય છે અને અહસૂથી આપૂર્યમાણપક્ષ થાય છે, ઇત્યાદિ ઈત્યાદિ. અર્ચિસ્નો સાધારણ અર્થ જ્વાલા થાય છે. અહસ્નો દિવસ અને આપૂર્યમાણ પક્ષનો શુકલપક્ષ થાય છે. આ અને એવા પદો આહિં કેવા અર્થમાં સમજવા જોઇએ એના જવાબમાં શંકરાચાર્ય કહે છે કે આ પદોથી એ શબ્દોના અધિષ્ઠાતા દેવતાઓ સમજવા. આ દેવતાઓ પ્રેતને પોતાનાં પ્રદેશમાંથી બીજાના પ્રદેશમાં સહીસલામત પહોંચાડે છે. એનાં દૃષ્ટાંત તરીકે શંકરાચાર્ય કહે છે કે '**लोकप्रसिद्धेष्वपि आतियात्रिकेषु एवंजातीयक उपदेशो दृश्यते। गच्छ त्वम् इतो बलवर्माणं ततो जयसिंहं ततः कृष्णगुप्तम् इति।**' જેનો અર્થ આ પ્રમાણે થાય છે: "આ લોકમાં જે પ્રસિદ્ધિ પામેલા છે અને જે પ્રવાસમાં રક્ષણ કરે છે તેઓના સંબંધમાં પણ આવો ઉપદેશ સંભળાય છે. અહિંથી બલવર્મા (તરફ) જાઓ, ત્યાંથી જયસિંહ (તરફ) જાઓ, અને ત્યાંથી કૃષ્ણગુપ્ત (તરફ) જાઓ." આ દૃષ્ટાંતનો હેતુ એવું બતાવવાનો છે કે કોઈ પણ પ્રદેશનું નામ તેના અધિષ્ઠાતા દેવતાને માટે વપરાય છે. તેથી આપણે સમજવું જોઇએ કે બલવર્મા, જયસિંહ અને કૃષ્ણગુપ્ત ત્રણ જુદા જુદા પ્રદેશના રાજ્યકર્તા હતા. તેઓ માત્ર કલ્પિત પુરુષો હતા એમ ધારી શકાય નહિં. તેમ હોય તો ઉપલા નિયમના ઉદાહરણ રૂપે કામ લાગે નહિ. કારણ કે બલવર્મા, જયસિંહ અને કૃષ્ણગુપ્ત વળાવા અથવા માર્ગમાં રક્ષણ કરનાર રાજાઓના અર્થમાં વપરાતા રૂઢ શબ્દો નથી. તેમ જ એ કારણથી એમ પણ નહિ કહેવાય કે તેઓ તે વખતના સાધારણ માણસો હતા. તેમ હોય તો તેઓ રાજાઓ હોઈ શકે નહિ. માટે તેઓ ત્રણ ભિન્ન પ્રદેશો ઉપર સત્તા ધરાવનારા રાજાઓ હોવા જોઇએ. એ પ્રદેશોની ધરતી ઘણી પહાડી અને રસ્તાઓ ઘણા ધાસ્તી ભરેલા હોવાને લીધે પ્રવાસિયો બીજા પ્રદેશોની માફક વળાવા સાથે લેતા અને તે માંહેલો બલવર્માનો મુલક શંકરાચાર્ય જે સ્થળેથી પોતાના ગ્રંથ લખતા તેની નજદીકમાં હતો. બલવર્માની પછી જયસિંહનો મુલક આવ્યો હતો અને કૃષ્ણગુપ્તનો સૌથી દૂર હતો. જે ક્રમમાં એ રાજાઓનાં નામ આપ્યાં છે તે ઉપરાંત ઉદાહૃત વાકયોના અર્થને માટે પણ એ ત્રણે રાજ્યો જે અનુક્રમમાં ગણાવેલાં છે તે જ અનુક્રમમાં વક્તાથી ઉત્તરોત્તર દૂર હોવાં જોઇએ. હવે માધવ કૃત ગણાતા સંક્ષેપશંકરજય નામના શંકરાચાર્યના ચરિત્રમાં કહ્યુ છે કે સૂત્ર અને ઉપનિષદ્નાં ભાષ્યો તથા બીજા ગ્રંથો [1]હિમાલયમાં બદરી આગળ લખ્યાં. જો એ વાત ખરી હોય તો બલવર્મા બદરી નજીકના પ્રદેશમાં અમલ ચલાવનાર કોઈ રાજાનું નામ હોવું જોઇએ. આ રાજ્ય તે કયું અને બલવર્મા તે કોણ એ સવાલના જવાબમાં જનરલ [2]કનીંગહામે પ્રકટ કરેલા પંજાબના ચંબા રાજ્યના બર્માવર આગળ નીકળેલા લેખોમાં જણાવેલા બલવર્માનું નામ હું રજુ કરૂં છું. બલવર્માનો સમય હજી નક્કી થયો નથી. પણ ઉપલા લેખોપરના અક્ષરની સ્થિતિ જોતાં તે ઇસ્વીસનના આઠમા અથવા નવમા સૈકામાં લખાયા હોય એમ ધારવાને આપણને કાંઈ વાંધો નથી. એ લેખો દિવાકરવર્માના પુત્ર રાજા મેરુવર્માના છે. દિવાકરવર્મા એ બલવર્માનો પૌત્ર હતો. તેથી બલવર્મા અને મેરુવર્માના સમયની વચ્ચે ૧૫૦ થી ૨૦૦

૧. સંક્ષેપશંકરજય, સર્ગ ૬, શ્લોક ૬૦થી ૬૩. મિ. તેલંગે શંકરાચાર્ય આ સમયે બદરી ગયા હતા એ વાત અગાઉ જાહેરમાં આણી છે. તેઓ ધારે છે કે શંકરાચાર્યે પોતાના ગ્રન્થો કાંઈ નહિ તો શંકરભાષ્ય તો નક્કી કાશીમાં જ રચ્યું હતું; પછી શાંતપણે લખવા માટે પોતે બદરી ગયા હતા. પણ માધવ (પછી એ ગમે તે માણસ હો) સ્પષ્ટ કહે છે કે શંકરાચાર્યને કાશીમાં માત્ર શિવનો પ્રસાદ મળ્યો અર્થાત્ તેને શક્તિ પ્રાપ્ત થઇ અને પછી બદરીમાં રહેનારા બીજા ઋષિયો સાથે ઉપનિષદ્ના કેટલાક પ્રસંગો સંબંધી વાદવિવાદ ચલાવ્યા પછી બદરીમાં તેમણે ગ્રન્થો રચ્યા. બનારસમાં ફકત ટીકાઓ લખવાનો જ વિચાર કર્યો હતો અને એ વગર બીજું કાંઇ કર્યું નથી.

૨. આર્કિઓલોજિકલ સર્વે ઑફ ઇંડિયા, પુસ્તક ૧૪, પૃષ્ઠ ૧૭૯.

વર્ષનો અંતર હોવો જોઇએ. બલવર્મા ઇસ્વીસનના સાતમા સૈકાના પહેલા અથવા મધ્ય ભાગમાં થયેલો હોવો જોઇએ. બલવર્મા ક્યારે થયો એનો ચોક્કસ નિશ્ચય વિશેષ પ્રમાણ શિવાય થઈ શકે નહિ.

આ પ્રમાણો હાલ મળી આવતાં નથી પરંતુ બલવર્મા નામના રાજાના તામ્રપત્ર ઉપર કોતરેલા એક લેખપર અમે ધ્યાન ખેંચીએ છીએ. એ લેખ ઇસ્વી. ૧૮૬૦ના અમેરિકન ઓરિયન્ટલ સોસાયટીના જર્નલના છઠ્ઠા વૉલ્યુમનાં પૃષ્ઠ ૫૦૮થી ૫૪૨ માં પ્રકટ થયો છે. અને ડા. ફીટ્‌ઝ એડ્‌વર્ડ હૉલે તેનું ભાષાન્તર કીધું છે. આ તામ્રપત્ર ઉપરના લેખપરથી જણાય છે કે બલવર્મા પાંડુવર્માનો પુત્ર હતો અને પાંડુવર્મા દેવેશ્વરસ્વામિ નામના એક બૌદ્ધ અર્હત્‌નો શિષ્ય હતો. એ બલવર્માના બ્રાહ્મણધર્મનો[1] એક ચુસ્ત અનુયાયી હતો.

એ લેખમાં કહ્યું છે કે વેશ નદીને તટે આવેલું ભુજંગિકા ગામ ભોગસ્વામિ ગૌતમ માધ્યાદિન, નરસ્વામિ ઔપમન્યવ કૌથુમ–છાંદોગ્ય, વિલાસસ્વામિ શાંડિલ કૌથુમ–છાંદોગ્ય; ભીમસ્વામિ વસિષ્ઠ, કૌથુમ–છાંદોગ્ય, અને રુદ્રસ્વામિ ગૌતમ કૌથુમ–છાંદોગ્ય એમને અગ્રહાર તરીકે બક્ષીસ કરવામાં આવ્યું છે.

તે ઉપર સંવત્ ૬૧ ચૈત્ર શુદ્ધ ૨ ની તિથિ લખી છે. ડા. ફીટ્‌ઝ–એડ્‌વર્ડ હૉલ્ મૂલ લેખની હુબેહુબ નકલ આપતો નથી પણ માત્ર તેને હાલની દેવનાગરી લિપિમાં લખીને ઉતાર્યો છે. તેનું ધારવું એમ છે કે અસલ લેખ બનારસમાં છે. એ લેખને કેટલાં વર્ષ થયાં એ તે ખાત્રીપૂર્વક કહી શકતો નથી. પાસેનાં ચિત્રસીમ ગામ અથવા કસ્બાનું નામ તેમાં આવે છે. વિશેષ ડા. હૉલ કહે છે કે આ ચિત્રસીમ તથા ભુજંગિકા ગામ અને વેશ નદી હાલ કયે નામે પ્રસિદ્ધ છે તે જણાતું નથી. હવે એ લેખમાં કહેલો સંવત્ ઇસ્વી સન ૬૦૭ થી શરૂ થનારો શ્રીહર્ષ–દેવનો સંવત હોય એ સંભવિત છે. એમ હોય તો, એ લેખ લખાયાનું વર્ષ ઇસ્વી ૬૬૮ થાય. શંકરાચાર્યે સિંહસમાન શૂરવીર અને મુસાફરોને પોતાના રાજ્યમાંથી ઇસ્વી. ૬૩૦માં નિઃશંકપણે પ્રવાસ કરવા દેનાર તરીકે વર્ણવેલો રાજા બલવર્મા ઇસ્વી. ૬૬૮ માં રાજ્ય કરતો હોય એવું ઘણી સહેલાઇથી ધારી શકાય; અને તે વળી વયે એટલો વૃદ્ધ પણ હોય કે પોતાના માતપિતાનાં હિત અને યશને અર્થે બ્રાહ્મણોને દાન આપે. શારીરક-ભાષ્યમાં તેના શૌર્યનું વર્ણન છે તે ઉપરથી એમ તો માલમ પડે છે કે એ વાક્ય લખાયું ત્યારે એટલે ઇસ્વી. ૬૩૦માં તે ભર જુવાનીમાં હતો. તેમ જ ઇસ્વી. ૬૬૮માં દાન આપતી વખતે તે વૃદ્ધાવસ્થામાં હશે એ વાતને દાનની ભાષાપરથી પુષ્ટિ મળે છે.

જયસિંહ કોણ હતો તે સંબંધી હું કાંઈ કહી શકતો નથી. શંકરાચાર્યે ગણાવેલો કૃષ્ણગુપ્ત જો બિહારના પાછલા ગુપ્ત રાજાઓમાંનો એક હોય તો જયસિંહ મધ્ય દેશના કોઈ ભાગનો રાજા હોય. બિહારમાં અફ્સર આગળના લેખમાં જણાવેલો પૂર્વ મગધનો કૃષ્ણગુપ્ત અને શંકરાચાર્યનો કૃષ્ણગુપ્ત[2] એ બે ભાગ્યે જ એક હોઈ શકે. આ કૃષ્ણગુપ્તનો સમય જણાયો નથી, છતાં તે નીચે આપેલી [3]વંશાવળીમાંનો પ્રથમ પુરુષ છે.

---

૧ बृहदर्हद्भगवतो देवासुरासुर मुकुटरत्नमणाविच्छुरितपादपद्मयुगलस्य अद्भुतानेकपतेरनेकवरमदस्य देवेश्वरस्वामिनः पादमूलाद् अवाप्तपञ्चमहाशब्दमहासामन्तश्रीपाण्डुवर्मदेवपादानुध्यातः परममाहेश्वरः .परब्रह्मण्यः समवाप्तपञ्चमहाशब्दमहासामन्तश्रीबलवर्मदेवः— મહાન્ અર્હદ્ ભગવાન દેવેશ્વરસ્વામિ જેના ચરણકમળ નમન કરતા દેવ અને અસુરના મુકુટમણિની પ્રભાથી આચ્છાદિત થયાં છે, જેઓ અનેક અદ્ભુત શક્તિઓના સ્વામિ હતા અને જે અનેક વરદાન આપનારા હતા તેમના ચરણમૂળથી પાંડુવર્મ દેવપાદ—જેણે પંચમહાશબ્દ પ્રાપ્ત કીધાં હતાં અને જે મોટા સામન્ત હતા, તે પાંડુવર્મા દેવપાદથી અનુધ્યાત, પરમ મહેશ્વર ( પરબ્રહ્મને વિશે સ્થિત થયેલા ) પરમ બ્રાહ્મણ્ય અને પંચમહાશબ્દ પામેલા મહાસામન્ત શ્રીબલવર્મદેવ.

૨ સ્વાટ( Swat )ની પાસે ઇસ્મસગઢ ( Ismasghar ) આગળના કૃષ્ણગુપ્ત નામનો એક વગર તારીખનો લેખ આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇંડિયા, પુસ્તક ૧૯, પૃષ્ઠ ૧૫૫ મે જણાવ્યો છે.

૩ જુઓ આર્કિ. સર્વે ઑફ ઇંડિયા, પુસ્તક ૧૫, પૃષ્ઠ ૧૬૬. જનરલ કનિંગહામ નં. ૮ એટલે હર્ષવર્ધનનું નામ મૂકી દે છે. કારણ કે એ નામને છેડે ( ગુપ્ત ) નથી અને એ નામવાળું વાક્ય ગુંચવણીયું છે. દાક્તર રાજેન્દ્રલાલ મિત્રે પોતાના અફ્સર ( Aphsor ) આગળના લેખની ટીકામાં આપેલી વંશાવળીમાંથી આ નામ, મેં લીધું છે. જુઓ પૃષ્ઠ ૨૬૭, પુસ્તક ૩૫, ભાગ ૧, જર્નલ ઑફ ધી બેંગાલ બ્રેંચ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાઇટી, સન ૧૮૬૭.

| | | | |
|---|---|---|---|
| ૧ કૃષ્ણગુપ્ત. | | ૬ મહાસેનગુપ્ત, | ૫ નો પુત્ર. |
| ૨ હર્ષગુપ્ત, | ૧ નો પુત્ર. | ૭ માંધવગુપ્ત, | ૬ નો પુત્ર. |
| ૩ જીવિતગુપ્ત, | ૨ નો પુત્ર. | ૮ હર્ષદેવ. | |
| ૪ કુમારગુપ્ત, | ૩ નો પુત્ર. | | |
| ૫ દામોદરગુપ્ત, | ૪ નો પુત્ર. | ૯ આદિત્ય સેનદેવ, | ૮ નો પુત્ર. |

આદિત્યસેનનો લેખ જે [1]શાહપુર આગળ મળી આવ્યો છે અને જેની તારીખ ડા. ભગવાનલાલ ઇન્દ્રજીએ સંવત ૮૮ વાંચી છે (આ સંવત જનરલ કનીંગહામે બતાવ્યા પ્રમાણે ઈસ્વી ૬૦૭ થી શરૂ થનારો શ્રીહર્ષનો સંવત જાણવો). તે પરથી આદિત્યસેનનો સમય ઇસ્વી. ૬૯૪ થાય. જો આ કૃષ્ણગુપ્તને ઇસ્વી. ૬૨૦ અથવા ૬૩૦ માં મુકવો હોય, તો આદિત્યસેનની આગળ ગણતાં આપણે દરેક રાજાને અથવા દરેક પેઢીને માટે દશ વર્ષ ગણવા જોઈએ. પણ એતો અશક્ય છે. શાહપુરના લેખમાં આદિત્યસેનનો સમય જનરલ કનીંગહામ ૮૮ને બદલે ૫૫ વાંચે છે અને દરેક રાજાને માટે સરાસરી ૨૫ વર્ષ ગણતાં કૃષ્ણગુપ્તને આશરે ઇ.સ. ૪૭૫ માં મુકે છે. જો આપણે ડા. ભગવાનલાલનું ધારવું કબૂલ રાખીએ તો કૃષ્ણગુપ્ત આશરે ઇ.સ. ૫૦૦ માં થયો હોય. પણ શંકરાચાર્ય જો હુએનત્સંગના પૂર્ણવર્માના વખતમાં થયા હોય તો ઉપલી રીતે નક્કી થતો સમય શંકરાચાર્યના ખરા સમયથી વહેલો છે.

શંકરાચાર્ય કહે છે તે કૃષ્ણગુપ્ત ગમે તે હોય તોપણ એટલું તો સિદ્ધ છે કે કૃષ્ણગુપ્ત, બલવર્મા અને જયસિંહના સમય ઉપરથી શંકરાચાર્યનો સમય નક્કી થવો જોઈએ.

વળી બીજું પણ એક વાક્ય છે જેમાં બલવર્માનું નામ આવે છે. તે શંકરાચાર્યના "तथा प्राणाः" ૨–૪૧ સૂત્રના ભાષ્યમાં છે. ત્યાં તે કહે છે કે "सादृश्ये हि सति उपमानं स्यात् यथा सिंहस्तथा बलवर्मेति।" જ્યાં સાદૃશ્ય–સરખાપણું હોય ત્યાં જ ઉપમાન થાય જેમ કે બલવર્મા તે સમયનો કોઈક વિખ્યાત માણસ હોવો જોઇએ. તે એવો શૂરવીર કે જનમંડળના મતાનુસારે સિંહની ઉપમાને લાયક ગણાતો હોય. વિશેષ એ પણ સ્વાભાવિક છે કે શંકરાચાર્ય જે સ્થાને રહી આ લખ્યું તે સ્થાનમાં વિશેષ પ્રખ્યાત માણસનું ઉદાહરણ તે લે. જો શંકરાચાર્ય અને પંજાબના બઆૅવર અથવા ચમ્બાનો બલવર્મા કોઈ અન્ય પ્રમાણથી સમકાલીન સાબીત થાય તો ઉપરની વાત બલવર્મા સાથે ઠીક બેસતી આવે છે.

શંકરાચાર્યના સમય ઉપરના મિ. તૈલંગના નિબંધમાં જે વાક્ય ટાંકેલું છે તે શિવાય શંકરાચાર્યના ભાષ્યમાં બીજાં બે વાક્યો છે. જેમાં પૂર્ણવર્માનું નામ આવે છે અને તે નામ પણ એવી રીતે આવે છે કે પૂર્ણવર્મા અને શંકરાચાર્ય એક બીજાના સમકાલીન હતા એમાં લેશ પણ સંશય રહે નહિ. એ બે વાક્યો શંકર કૃત છાંદોગ્ય ઉપનિષદ્ ભાષ્યમાં છે. તેમાંનું પહેલું વાક્ય "त्रयो धर्मस्कंधा यज्ञोऽध्ययनं दानम्। इति। प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयोऽत्यन्तम्। आत्मानम् आचार्यकुलेऽवसादयन्॥ सर्व एते पुण्यलोका भवन्ति। ब्रह्म संस्थोऽमृतत्वम् एति"। ૨–૨૩ ની ટીકામાં છે. એ સૂત્રમાં ધર્મના ત્રણ પ્રકાર બતાવ્યા છે. ૧ યજ્ઞ, અધ્યયન અને દાન. ૨ તપ. ૩ જીવન પર્યંત બ્રહ્મચર્યની અવસ્થામાં ગુરુના ઘરમાં રહેવું અને તેની સેવા કરવી. આ પ્રમાણે ચાલે તે પુણ્યલોક પામે. જે બ્રહ્મનિષ્ઠ રહે તેને તો અમૃતત્વ મળે અર્થાત્ તે મોક્ષપદને પામે. સવાલ એ ઉત્પન્ન થાય છે કે પુણ્યલોક અને અમૃતત્વની ઉપર કહેલા તપ વિગેરેના અભ્યાસના ફળ તરીકે આ જ્ઞાન થાય છે કે કેમ? શંકરાચાર્ય કહે છે કે ના. એ લુખવાથી માત્ર ઉપર કહેલો અભ્યાસ કરવાની ભલામણ છે. આ જ્ઞાનથી એના દૃષ્ટાંતમાં કહે છે કે "यथा पूर्णवर्मणः सेवा भक्तपरिधानमात्रफला राजवर्मणस्तु सेवा राज्य त्वफलाति तद्वत्।—જેમ પૂર્ણવર્માની સેવાનું ફળ માત્ર અન્નવસ્ત્ર મળે છે. પણ રાજવર્માની સેવાથી લગભગ રાજ્યપ્રાપ્તિ થાય છે." અહિં પૂર્ણવર્મા

[1] આર્કિઓલોજિકલ સર્વે ઑફ ઈંડિયા, પુસ્તક ૧૫, પૃષ્ઠ ૧૧.

અને રાજવર્મા પોતાના સેવકોને અનુક્રમે અભયથી અને રાજ્યથી સંતોષશે એવી આજ્ઞા કરી નથી; પણ માત્ર પૂર્ણવર્મા અને રાજવર્માની સેવાથી શું શું લાભ થાય છે અને એ બે લાભોમાં શો ભેદ છે તે દર્શાવી તે બેની સેવાની ભલામણ કરી છે.

આ સ્થળે પણ પૂર્ણવર્મા અને રાજવર્મા શંકરના સમયના બે રાજ્યકર્તા જ હોઈ શકે; જો કે રાજવર્મા[1] કોણ છે તે હું શોધી શક્યો નથી. જે બે પુરુષોમાંનો એક પોતાના આશ્રિતો પ્રત્યે વધારે ઉદાર હોય તેવા બે પુરુષોની સેવાના સંબંધમાં ઉદાહરણ આપવા ખાતર તે સમયે હયાતીમાં ન હોય અથવા ટૂંક મુદત અગાઉ થઈ ગયેલા ન હોય એવા બે રાજાઓનાં નામ શંકરાચાર્યે આપે એ તદ્દન વિવેકશૂન્ય લાગે છે.

બીજો ફકરો 'असदेवेदमग्र आसीत् ।' ૩–૧૯–૧ એ સૂત્ર ઉપરના શાંકરભાષ્યમાંથી મળી આવે છે. એનો અર્થ એવો છે કે સૂર્યની ઉત્પત્તિ પૂર્વે આ સૃષ્ટિ અસ્તિત્વમાં ન હતી. શંકરાચાર્યે એનું એવું વિવેચન કરે છે કે સૂર્યની ઉત્પત્તિ પહેલાં આ સૃષ્ટિ બીલકુલ અસ્તિત્વ રહિત હતી એમ નહિ; પણ નાસ્તિત્વ જેવી સ્થિતિમાં હતી. અર્થાત્ અહુણાની સ્થિતિમાં ન હતી એટલે રૂપ અને નામ રહિત હતી. રૂપ અને નામ સૂર્યની ઉત્પત્તિ પછી આપવામાં આવ્યાં હતાં એટલે અસ્તિત્વ તો હતું જ પણ નહિ જેવું. એ સમજાવવાને શંકરાચાર્યે નીચેનું દૃષ્ટાન્ત આપે છે "यथा असदेवेदं राज्ञः कुलं सर्वगुणसंपन्ने पूर्णवर्मणि राजन्यसतीति ।–જેમ સકલગુણસંપન્ન રાજા પૂર્ણવર્માના જન્મ પહેલાં રાજા પૂર્ણવર્માનું કુટુંબ અસ્તિત્વમાં ન હતું." આ પરથી સિદ્ધ થાય છે કે (૧) પૂર્ણવર્મા ઘણો શ્રેષ્ઠ રાજા ગણાતો હતો, (૨) તેણે જ પોતાના અસલ અપ્રસિદ્ધિમાં દટાઈ રહેલાં કુટુંબને પ્રખ્યાતિમાં આણ્યું હતું, અને (૩) છાંદોગ્ય ઉપનિષદ્ ઉપર શાંકરભાષ્ય લખાયું ત્યારે પૂર્ણવર્મા જીવતો હતો. આમાંનું ત્રીજું અનુમાન "इदं राज्ञः [ पूर्णवर्मणः ] कुलम्–રાજા પૂર્ણવર્માનું આ કુટુંબ" એ પદોને લીધે અનિવાર્ય છે; કારણ કે, નહિ તો 'इदम्' શબ્દનો અર્થ સમજાવવો અશક્ય થઈ પડે અને ઉદાહરણ ભાષ્યકારનો અર્થ સારે નહિ; કારણ કે તેમ થવાને બ્રહ્માંડના સૂર્યની પેઠે જ તે વખતે કુલસૂર્ય અસ્તિત્વમાં હોવો જોઇએ જ.

મિ. તેલંગે બતાવેલા વાક્યો સાથે આ વાક્યો ધ્યાનમાં લઈએ તો એવા સિદ્ધાંત ઉપર આવવું જ પડે કે શંકરાચાર્ય અને પૂર્ણવર્મા સમકાલીન હતા.

જો આ અને હુએન્થ્સંગે વર્ણવેલો પૂર્ણવર્મા એક જ હોય–અને એ ઘણું સંભવિત છે–ત્યારે તો હુએન્થ્સંગે કહેલા રાજાના સમયનો હવે વિચાર કરવો જોઇએ. ચાઈનીસ પ્રવાસી હુએન્થ્સંગ ઈસ્વી. ૬૩૭–૩૮માં મગધને પ્રવાસે ગયો હતો પણ પૂર્ણવર્માને મળવા ગયો નહોતો. એ વાત ઉપરથી મિ. તેલંગ અનુમાન કરે છે કે પૂર્ણવર્મા ઇ. સ. ૬૩૭–૩૮ પહેલાં મરણ પામ્યો હોવો જોઈએ, અને તેથી તે મગધરાજા ઈસ્વી સનના લગભગ છઠ્ઠા સૈકાના અંતભાગમાં થયો હોવો જોઇએ. આ અનુમાનનો પ્રથમ ભાગ જો કે ઐતિહાસિક વૃત્તાંત તરીકે સત્ય છે, તથાપિ અનુમાનસિદ્ધ નથી, અનુમાનનો બીજો ભાગ મૂળ મુદ્દાથી દૂર રહી જાય છે. મારું પોતાનું ધારવું તો એમ છે કે પૂર્ણવર્મા સાતમાં સૈકાના પ્રથમ પાદના અંત્ય ભાગમાં કે તેથી પણ મોડા રાજ્ય કરતો હોવો જોઇએ અને એ વાત હું આગળ બતાવી આપીશ.

હુએનથ્સંગ જેણે આશરે ઇ. સ. ૬૩૭–૩૮માં મગધની મુલાકાત લીધી હોવી જોઇએ તે પોતાના ગ્રંથમાં પોતે પૂર્ણવર્માને મળવા ગયો હતો એવું કહેતો નથી તે ઉપરથી એવું અનુમાન નહિ નીકળે

1 જો (બ્રાહ્મણને) કલ્પના કરવાની છૂટ હોય તો એક સૂચના રૂપ કલ્પના એવી કરવામાં આવે છે કે કોઈ દિવસ આ રાજવર્મા અને પૂર્ણવર્માનો પ્રતિસ્પર્ધી શશાંક એ બે એક જ માણસ હતા એવું પણ નિકળી આવે. જો પૂર્ણવર્મા એવું હુએનથ્સંગ જ્ઞાનિયોને તથા વિદ્વાનોને માન આપનાર તરીકે વર્ણન કરે છે અને જે ચુસ્ત બૌદ્ધ હતો, તેનામાં શંકરાચાર્ય વખાણે એવા ઘણા ગુણો હતા તો એ વિવેકાનુસાર છે કે શશાંક રાજવર્મા (અહા, આ એક ખરી વાત!)–જે એક ચુસ્ત બ્રાહ્મમતાનુયાયી હતો તે શંકરાચાર્યને પૂર્ણવર્મા કરતાં વધારે ઉદાર વૃત્તિનો જણાય.

કે તે સમયે પૂર્ણવર્મા જીવતો જ ન હતો. હુએનથ્સંગ જે રાજાઓના મૂલકમાં પોતે જતો તે સ-ઘળાને મળવાને હમેશાં જતો ન હતો, અને કદાચ કોઇને મળવા જતો સો પણ હેઓનાં નામ તે હમેશાં આપતો નથી. દાખલા તરીકે કાશ્મીરના રાજા તરફથી તેનો ઘણો સારો આદરસત્કાર કર-વામાં આવ્યો હતો. તે ત્યાં બે વર્ષ રહ્યો હતો અને તેને તેના અભ્યાસમાં અને હસ્તલેખની નકલ કરવાના કામમાં ઘણી મદદ આપવા ઉપરાંત રાજાએ પોતે તેની સારી પરોણાગત કરેલી, એક વખત પોતાના મહેલમાં તેને એક ખાણું આપેલું, અને તેમાં તેને મળવાને રાજ્યનગરના સર્વ વિદ્વાન બૌદ્ધોને નોતર્યા હતા; છતાં આ રાજાનું નામ હુએનથ્સંગ આપતો નથી. તે કર્ણસુવર્ણપુર જ્યાં રાજા શશાંક રાજ્ય કરતો હતો ત્યાં ગયો હતો પણ તે વખતે ત્યાં કોણ રાજ્ય કરતું હતું તે સં-બંધી તે કાંઈ કહેતો નથી. (જુઓ લા વી ડી હુએનથ્સંગ, પૃષ્ઠ ૧૮૦) વળી તેણે મહારાષ્ટ્રના રા-જાની મુલાકાત લીધી હતી અને ત્યાંની પ્રજાનો તે એક ઘણો રમુજી હેવાલ આપે છે. રાજા, હાર ખાઇને આવેલા તેના સરદાર તરફની વર્તણૂક, અને તેના લશ્કર સંબંધી કેટલીક વિચિત્ર હકીકત આ-પણને આપ્યા ઉપરાંત તે કહે છે કે રાજા એટલો બધો બળવાન અને સત્તાવાન હતો કે હર્ષવર્ધન શિલા-દિત્ય પણ તેને તાબે કરવા અશક્ત હતો. પણ તે મહારાષ્ટ્રાધિપતિનું નામ તે આપતો નથી. વળી ઉજ્જ-યિનિમાં તે ગયો હતો, અને દંતકથાનુસાર ત્યાં થઈ ગયેલા શિલાદિત્ય રાજા જેણે એ સ્થળે હુએનથ્સંગની મુલાકાત પહેલાં સાઠ વર્ષ અગાઉ પચાશ વર્ષ રાજ્ય કરેલું, તેનું નામ તે આપે છે. તો પણ તે વખતના ઉજ્જયિનિના રાજાનું નામ તે આપતો નથી. અલબત કોઈક વખતે જે રાજાના રા-જ્યમાં તે ગએલો તે રાજાનું નામ તેણે આપ્યું છે, દાખલા તરીકે વલ્લભીનો રાજા અને કનોજના હર્ષવર્ધનનો જમાઇ ધ્રુવપટ્ટ પણ ઈ. સ. ૬૩૭–૩૮ ના અરસામાં પૂર્ણવર્મા જીવતો ન હોય તો પણ તેને ઇ. સ. ના છઠ્ઠા સૈકાના અંત્ય ભાગ જેટલા વહેલા સમયમાં મુકવાની જરૂર નથી. જો તેણે છઠ્ઠા સૈકાના અંતમાં રાજ્ય કીધેલું ગણીએ તો પછી તેણે ઈ. સ. ૬૦૦ થી ૬૩૫ સુધી રાજ્ય કીધું હોય એમ પણ વાંધા વિના કહી શકીએ.

પણ હુએનથ્સંગે પૂર્ણવર્મા સંબંધી જે કાંઈ લખ્યું છે તે ઉપરથી શા નિર્ણય ઉપર આવી શકાય? એ સવાલનો જવાબ આપવાને હુએનથ્સંગ એકલા પૂર્ણવર્માને માટે શું કહે છે તેટલાનો જ નહિ પણ તેના સમકાલીન અને પ્રતિસ્પર્ધી શશાંકને માટે શું કહે છે તેનો પણ વિચાર કરવો જોઇએ. આ લખાણ ઉપરથી સિદ્ધ થાય છે કે પૂર્ણવર્મા અને શશાંક બેઉ મરણ પામ્યા હતા એ વાત ખરી છે તોપણ એ મુસાફર મગધ ગયો તેની સહેજ આગમચ સુધી તેઓ રાજ્ય કરતા હતા.

ઇ. સ. [1] ૬૦૭ ના વર્ષથી હર્ષવર્ધનનો સંવત્ શરૂ થયો, તે ઉપરથી એ વર્ષમાં તે ગાદીએ આવ્યો એમ ધારવું જોઇએ; માટે તેજ વર્ષમાં હર્ષવર્ધનના ભાઈ રાજ્યવર્ધનનું શશાંકે દગા–ફટકાથી ખૂન કર્યું અને હર્ષવર્ધન ગાદીએ આવ્યા પછી છ વર્ષ પર્યંત તો આ કાવતરાં માટે શશાંકને શિક્ષા થઇ ન હોતી, એમ બાણ અને હુયાનથ્સંગના વૃત્તાંત સાથે વાંચતાં સ્પષ્ટ માલુમ પડે છે. શશાંકને શિક્ષા કરતાં હર્ષવર્ધનને કેટલા વર્ષ લાગ્યા તે આપણને ખુલ્લા શબ્દોમાં કહેલું નથી પણ હુયાનથ્સંગ કહે છે કે હર્ષવર્ધન ત્રીશ વર્ષસુધી લઢાઇનો અંત આણી શકયો ન હોતો. હુએનથ્સંગ મગધદેશ જ્યાં તે ઇ. સ. ૬૩૭–૩૮માં ગયો હતો તેને વિશે લખતાં એક પથ્થરની શિલા જેનાપર બુદ્ધના પગલાં હતાં અને જે અશોકનાં મહેલની પાસે હતી તેને માટે લખે છે કે, "થોડા વખત ઉપર જ શશાંક રાજાએ બુદ્ધધર્મનો પ્રતિબંધ કીધો, અને જે સ્થળે શિલા હતી ત્યાં તરત જ ગયો અને પવિત્ર પગ-લાંને ભુશી નાંખવાની ઇચ્છા કરી. પણ પત્થરને વિધણાથી કાપવા માંડયો કે તુરત જ તે પાછો જોડાઈ ગયો ઈત્યાદિ..." 'થોડો વખત ઉપર જ' એ શબ્દો જ બતાવે છે કે શશાંક રાજાને આવ્યાને બધાં ત્રીશ ચાલીશ વર્ષ થયાં નહિ હોય. પણ હુએનથ્સંગ લખે છે તે સમયથી ઘણી ટૂંકી મુદત અગાઉ

---

૧ જનરલ કનીંગહામના નક્કી કર્યા પ્રમાણે હું આ સાલ લખું છું. જુઓ આર્કિયોલોજિકલ સર્વે આફ ઇંડિયા.

એ બનાવ બન્યો હશે. વળી જે વખતે હર્ષવર્ધન નાલંદમઠના અધ્યક્ષ શીલભદ્રને પોતાનીપાસે હુએનત્સંગને તરફીકે મોકલવાની વિનંતિ કરે છે અને જો તેમ કરવામાં તે ચુકે તો તેના મઠને જમીનદોસ્ત કરી નાંખવાની ધમકી આપે છે ત્યારે તે કહે છે કે 'તેના દર્શન કરવાની અને તેની પાસે શ્રવણ કરવાની ઉત્કંઠાથી હું પ્રજ્વલિત છું. આ જ કારણસર મેં સવિનય બીજો દૂત મોકલ્યો છે; જો તે અત્ર નહિ આવે તો આપનો શિષ્ય (લખનાર) એમ જ ધારશે કે જે નિરંતર અનાચાર અને દુર્ભાગ્યમાં હુબેલો છે. થોડા વખત ઉપર જ શશાંકરાજાએ ધર્મનું ખંડન કીધું અને જ્ઞાનવૃક્ષનો સમૂળો નાસ કીધો. ગુરુમહારાજ, આપ શું એમ ધારો છો કે આપનો શિષ્ય તેના જેવું કાર્ય કરવાને શક્તિહીન છે? ઈત્યાદિ' (લા. વી. ડી હુએનત્સંગ, પૃષ્ઠ ૨૩૫). અહિયા પણ 'થોડા વખત ઉપર જ' છે એ શબ્દો ઉપરથી જણાય છે કે બૌદ્ધસંસ્થાના શશાંકે કરેલાં નાશને અને પૂર્ણવર્માએ કરેલાં સંસ્થાપનને થયાંને ઘણાં વર્ષ વીત્યાં ન હતાં, પણ માત્ર થોડો જ સમય થયો હતો. ગયા આગળના બોધી વૃક્ષના નાશ અને પુનઃ સંસ્થાપન વિષે બોલતાં પ્રથમ અશોકે પોતાનાં ધાર્મિકપણામાં અગાઉ તેનું કેવી રીતે પુનરુજ્જીવન કીધું હતું તે બતાવ્યા બાદ કહે છે કે 'અશોકે આસપાસ દશ ફૂટ ઊંચી પત્થરની દીવાલ ઉભી કીધી હતી, અને તે દીવાલ આજસુધી મોજુદ છે. 'હમણાંના સમયમાં જ' પાખંડ મતાનુયાયી શશાંકે ઈર્ષાનેલીધે બૌદ્ધધર્મને વગોવ્યો અને મઠોને જમીનદોસ્ત કીધા. તેણે જ્ઞાનવૃક્ષનું છેદન કીધું, અને જળ નીકળે ત્યાંસુધી જમીન ખોદી, પણ મૂળીઆં જડમૂળથી કાઢવાને શક્તિમાન થયો નહિ ત્યારે તેનો સમૂળો નાશ થાય અને તેની કાંઈપણ નિશાની રહે નહિ,. એવી ધારણાથી એણે તેનું અગ્નિથી દહન કીધું અને ઉપર સેરડીનો રસ રેડ્યો. કેટલાક માસ વીત્યા બાદ આ વાત મગધરાજ અને અશોકના છેલ્લા વંશજ રાજા પૂર્ણવર્માને કાને આવી' તેણે તેનું પુનરુજ્જીવન કર્યું, અને 'ફરીથી તેનો નાશ થવાની ધાસ્તિથી તેની આસપાસ ચોવીસ ફીટ ઉંચી પત્થરની દીવાલ ચણાવી. એ જ કારણથી એ બોધીવૃક્ષનું રક્ષણ તેનાથી વીશ ફીટ ઊંચી દીવાલથી[1] થયું છે.' જો હુએનત્સંગનું કહેલું ખરૂં હોય—અને એ ખરૂં ન હોવાને કાંઈ કારણ નથી—તો ઉપલા ફકરાપરથી જણાય છે કે પૂર્ણવર્માએ બોધીવૃક્ષનું પુનઃસંસ્થાપન ઘણા જ ટૂંકા સમય ઉપર કર્યું હશે. હુએનત્સંગે લખે છે તે વખતે વૃક્ષ ફક્ત ચાર ફીટ ઊંચું હતું તેથી તે બે ત્રણ વર્ષથી વધારે મોટું હોઈ શકે નહિ. જો એમ જ હોય તો તે વૃક્ષનો રોપનાર અર્થાત્ ધર્મનિષ્ઠ બુદ્ધોની ભાષામાં બોલીએ તો તે વૃક્ષનું પુનરુજ્જીવન કરનાર પૂર્ણવર્મા જે સમયની હુએનત્સંગ વાત કરે છે તે સમય પહેલાં બે ત્રણ વર્ષ ઉપર જીવતો હોવો જોઈએ; એટલે ઇ. સ. ૬૩૫માં તે હયાતીમાં હોવો જોઈએ.'

"જે પાખંડ મતનો હતો" એ શબ્દો ઉપરથી માલમ પડે છે કે શશાંક તે વખતે મરણ પામ્યો હતો, અને એ વાત ખરી છે એ એક બીજા ફકરા ઉપરથી પણ માલમ પડે છે. હર્ષવર્ધને શશાંકને મારવાનું પણ લીધું હતું, પણ શશાંકનું મોત એના કરતાં કંઈ વધારે અનુચિત રીતિએ થયું એ નીચેની વાત ઉપરથી માલમ પડશે. 'બુદ્ધની પ્રતિમાવિષે બોલતાં હુએનત્સંગ કહે છે કે શશાંકે બોધીવૃક્ષનું છેદન કર્યા પછી પ્રતિમાનું ખંડન કરવાની ઇચ્છા કરી, પણ તેની ભવ્ય આકૃતિ જોતાં જ તેની હિમ્મત જતી રહી, અને તે પાછો ફર્યો. પછી તેણે એક પોતાના મંત્રિને કહ્યું કે 'બુદ્ધની પ્રતિમા ખસેડીને તેની જગાએ મહેશ્વરની મુકો.' મંત્રિને આ આજ્ઞા સાંભળી એ ઘણું પ્રાયશ્ચિત્ત ભરેલું લાગ્યું; તેમ તેનું ઉલ્લંઘન કરવું એ પણ ઘણું હાનિકારક લાગ્યું, તેથી તેણે એક વિશ્વાસુ માણસને બોલાવ્યો અને પ્રતિમાની આસપાસ ભીંત કરાવી લીધી; પ્રતિમાની પાસે એક દીવો મુકયો અને દીવાલની બહાર મહેશ્વર દેવની એક બીજી પ્રતિમા ગોઠવાવી. "આ કાર્ય પૂર્ણ થયું કે તેણે જઇને રાજાને સર્વે હકીકત નિવેદન કીધી. એ ખબર સાંભળતાં જ રાજા ત્રાસ પામી ગયો. તેને આખે શરીરે ઝુમડાં દેખાયાં, ચામડી ફાટી ગઈ અને થોડાક ક્ષણમાં તે મરણ પામ્યો.... ... ... ...
આ વાતને ઘણા દિવસ થયા તો પણ દીવો હજી ઓલાયો નથી, પ્રતિમા હજી ઉભેલી છે અને પ્રભુની

૧ જુઓ *Les Mémories de Hiouen-Thsang, Vol. II., P. 464.*

પ્રતિમાને લેશ માત્ર હાનિ થઇ નથી" (જુઓ લા વી ડી હુએનથ્સંગ, પૃષ્ઠ ૪૬૯). 'ઘણા દિવસ' એ શબ્દો એકલા લેવાથી કોઈ નિર્ણય ઉપર આવી શકાતું નથી. એનો અર્થ, માત્ર થોડા દિવસ થયા છે પણ વર્ષો થયાં નથી, અથવા થોડા વર્ષો થઈ ગયાં છે, એમ પણ થાય. પણ હુએનથ્સંગે લખેલી બોધીવૃક્ષની ઉંચાઈ ધ્યાનમાં રાખીને એનો અર્થ કરીએ તો હુએનથ્સંગના મનમાં ઘણા દિવસનો અર્થ વર્ષેક કરતાં કાંઈક ઓછી મુદ્દત હોય એમ ધારવું યોગ્ય ગણાય.

શિલાદિત્ય હર્ષવર્ધને બંધાવેલાં તાંબાના વિહારને વર્ણવ્યા પછી નાલંદ વિષે બોલતાં હુએનથ્સંગ કહે છે કે, પૂર્વ તરફ નજદીકમાં આશરે સો કદમ ઉપર એંસી ફીટ ઉંચી બુદ્ધની તામ્રપ્રતિમા દૃષ્ટિગોચર થાય છે. તેનું આચ્છાદન કરવાને તેનાઉપર છ માળનો મંડપ બાંધવાની જરૂર પડી છે. એ પ્રતિમાનું સ્થાપન અગાઉ રાજા પૂર્ણવર્માએ કીધું હતું (લા વી ડી હુએનથ્સંગના ૧૬૧.) આ ફકરા ઉપરથી માલમ પડે છે કે હુએનથ્સંગના લખવાના સમય પહેલાં કેટલાંક વર્ષો અગાઉ પૂર્ણવર્માએ મૂર્તિનું સ્થાપન કર્યું હશે; અને તે હુએનથ્સંગના વખતમાં હયાતિમાં ન હતો.

'થોડા વખત અગાઉ (અથવા હમણાના સમયમાં)' એ શબ્દો હર્ષવર્ધન પોતે જીવતો હતો અને રાજ્ય કરતો હતો તે વખતની તેની વાત કરતાં પણ વપરાયલાં છે. કાશીરાજ પાસે હર્ષવર્ધને બુદ્ધના દાંતની માંગણી કરી તે સંબંધમાં કહ્યું છે કે (થોડા વખત ઉપર) "હાલના સમયમાં શિલાદિત્ય રાજાને કાશ્મિરમાં બુદ્ધનો દાત છે એવી ખબર પડતાં તે સરહદ ઉપર ગયો અને ત્યાં તેના દર્શન તથા પૂજા કરવા દેવાની રજા માંગી ઈત્યાદિ"—(લા વી ડી હુએનથ્સંગ, પૃષ્ઠ ૨૫૧).

માટે શશાંક અને પૂર્ણવર્મા સંબંધી જે લખાણ આવ્યું છે તે ઉપરથી પૂર્ણવર્માને ઈ. સ. ૬૩૭–૩૮ ના વર્ષથી સહજ અગાઉ એટલે બે ત્રણ વર્ષ કરતાં વિશેષ વહેલા મુકવાની જરૂર દેખાતી નથી. પણ બીજા એક વાક્યપરથી માલમ પડે છે કે જોકે હુએનથ્સંગ મગધમાં હતો ત્યારે પૂર્ણવર્મા જીવતો ન હોતો, તોપણ ઉપર કહ્યા પ્રમાણે તેને મરણ પામ્યાને તે વખતે ઘણી ટુંક મુદ્દત થઈ હોવી જોઇએ. ઉપર કહેલું વાક્ય યષ્ટિવાનગિરિ[1] આગળ જયસેન શાસ્ત્રીને મળવા હુએનથ્સંગ ગયો હતો તેના હેવાલમાં આવે છે. જયસેન મૂળ સૌરાષ્ટ્ર અથવા કાઠીઆવાડમાંથી આવ્યો હતો. બૌદ્ધધર્મની જુદી-જુદી શાખાઓ અને બીજાં શાસ્ત્રોનો ભદ્રરુચિ, સ્થિતિમતિ અને શીલભદ્ર (–નાલંદમઠનો પ્રખ્યાત અધ્યક્ષ) પાસે તેણે કેવી રીતે અભ્યાસ કર્યો હતો તે વર્ણવ્યા પછી હુએનથ્સંગ કહે છે કે મગધાધિપતિ પૂર્ણવર્માને "જ્ઞાનીઓ અને વિદ્વાનો માટે બહુમાન હતું. જયસેન શાસ્ત્રીની ખ્યાતિ સાંભળી તે ઘણો ખુશી થયો, અને તેને પોતાના દરબારમાં બોલાવવાને દૂતો મોકલ્યા. તેને પોતાના રાજ્યનો મુખ્ય ધર્માધ્યક્ષ નીમ્યો, નિર્વાહાર્થે વીશ ગામની ઉપજ આપવા કહ્યું પણ તે શાસ્ત્રીએ આ ઉમદા બક્ષીસ સ્વીકારવા ના પાડી.

પૂર્ણવર્માના મરણ પછી રાજા શિલાદિત્યે પણ એવી જ રીતે તેને મુખ્ય ધર્માધ્યક્ષની પદવી સ્વીકારવા વિજ્ઞપ્તિ કરી, અને તેને નિર્વાહાર્થે ઓરિસ્સાની એંશી ગામોની ઉપજ જુદી કહાડી. શાસ્ત્રીએ અગાઉની પેઠે વિનંતિ સ્વીકારી નહિ" તે યષ્ટિવાનગિરિમાં જઇ રહ્યો, અને ઘણા સાધુઓને ઉપદેશ કરતો. હુએનથ્સંગે પોતે બે વર્ષસુધી તેની પાસે ઘણા ગ્રંથોનો અભ્યાસ કીધો હતો.[2]

ઓરિસ્સા રાજ્યના એંશી ગામોની ઉપજ શિલાદિત્ય રાજા ઇ. સ. ૬૦૭ પછી કેટલાક વર્ષસુધી અથવા ખરેખું કે તો ઇ. સ. ૬૩૭ સુધી પણ આપી શકે એવું ન હોતું; કારણ કે તે વખત સુધી તે હિંદનો સાર્વભૌમ રાજા થયો ન હતો. ગમે તેમ હોય, તો પણ હર્ષવર્ધનના બાપે અને ભાઇએ થાણેશ્વર આગળ રાજ્ય કર્યું હતું, અને તેમની પાસે યમુનાની દક્ષિણનો કોઇ પણ પ્રદેશ ન હોતો;

---

૧ શું આ બાણકૃત હર્ષચરિતના બીજા ભાગમાં યષ્ટિગૃહ નામનું વનગ્રામ કહેલું છે તે જ હશે?

૨ જુઓ *La vie de Hiouen-Thsang*, p p. 212–214.

અને હર્ષવર્દ્ધનને પોતાનાં પાડોશી રાજ્ય ઉપર કાંઇક દોર બેસાડવાને છ વર્ષ લાગ્યા હતાં. તો પછી વહેલામાં વહેલું ઇ. સ. ૬૧૭ની અગાઉ ઓરિસ્સાનું રાજ્ય એના હાથમાં આવ્યું ન હોય. તે વર્ષસુધી તો પૂર્ણવર્મા રાજ્ય કરતો હતો એમ નિઃશંક ધારી શકાય. પણ ઘણું સંભવિત તો એ છે કે, ૬૧૭ પછી ઘણાં વર્ષસુધી, એટલે ૬૩૫ સુધી, તે રાજ્ય કરતો હતો; કારણ કે ૬૪૩ ની આખરે જ્યારે હુએનત્સંગ હિંદુસ્તાન છોડી ગયો, ત્યારે શાસ્ત્રી જયસેન આચાર્ય તરીકે સંપૂર્ણ ઉત્સાહથી જ્ઞાન ઉપદેશ કરતો હતો. તેથી જો આ પૂર્ણવર્મા શંકરાચાર્યનો સમકાલીન હોય તો શંકરાચાર્ય સાતમા સૈકાના પ્રથમ અથવા મધ્ય ભાગમાં થયા હોવા જોઇએ; અને માધવ કૃત ગણાતા સંક્ષેપશંકરજયમાં લખ્યા પ્રમાણે બાણના સમકાલીન હોય (૧૫-૧૪).

"શંકરાચાર્યે કહેલા રાજા બાલવર્મા, જયસિંહ, કૃષ્ણગુપ્ત અને રાજવર્મામાંથી એકેનો પણ સમય સ્વતંત્ર પ્રમાણથી નિશ્ચિત કરી શકીએ નહિ ત્યાંસુધી એ બેય પૂર્ણવર્માનું એકત્વ કાંઇક સાંકેતિક જેવું ગણવું જોઇએ; કારણકે તેનો આધાર શશાંકના પ્રતિસ્પર્ધી અને મગધના અધિપતિ પૂર્ણવર્મા શિવાય બીજો કોઈ પૂર્ણવર્મા હજીસુધી જણાયો નથી, એ વાત ઉપર જ રહે છે. એ બે પૂર્ણવર્માના એકત્વ પ્રતિપાદનને વિશેષ શંકાયુક્ત કરનારી વાત તો એ છે કે, હુએનત્સંગ પૂર્ણવર્માને અશોકના વંશનો 'છેલ્લો રાજા' રાજા કહે છે; ત્યારે શંકરાચાર્યના કહેવાપ્રમાણે પૂર્ણવર્માનું કુળ એટલું બધું અપ્રસિદ્ધિમાં હતું કે તેના રાજ્ય પામ્યાં પહેલાં તે "અસ્તિત્વમાં જ નહોતું" એ વર્ણનને પાત્ર હતું. જે વંશમાં અશોક જેવો ચક્રવર્તિ રાજા થયો હોય તેવા વંશને શંકરાચાર્યનું વર્ણન ભાગ્યે જ લાગુ પડે. આ શંકાનું નિવારણ એમ થઈ શકે કે પૂર્ણવર્માના નજીકના વડવાઓ અશોકથી ઉતર્યા હોવા છતાં એટલા નિર્માલ્ય હતા, કે શંકરાચાર્યે "તેઓ લગભગ હયાતજ ન હોતા", એમ તેઓને માટે લખે તો તે ખોટું કહેવાય નહિ.—શં. પા. પણ્ડિત, જુલાઈ ૧૮૯૯.

## શંકરના સમયમાટે દ્વારકાના શારદામઠમાંથી મેળવેલી હકીકત.

થિઓસોફિસ્ટ નામના માસિક(પુસ્તક ૧, ૪, ૧૧, ૧૪ વગેરે)માં જૂદા જૂદા લેખકો તરફથી શંકરાચાર્યના સમય સંબંધે લખાણ આવેલાં છે. તેમાંના એક લખાણમાં તે લેખકો પૈકી એકે શંકરાચાર્યે સ્થાપેલા મઠની યાદી પ્રકટ કરવાની ધારણા બતાવી હતી અને તે પ્રમાણે શૃંગેરી મઠની યાદી[1] પ્રકટ પણ થઈ હતી.

એવી બીજી એક યાદી મહાન તત્ત્વજ્ઞાનીનાં ટૂંકા વૃત્તાંત સાથે નીચે આપવામાં આવે છે.

એ એક નોંધી લેવાલાયક છે કે એ યાદી અને ટૂંકું વૃત્તાંત ૬૫માં નામ સુધી વડોદરાની એક અદાલતમાં કોઈ એક કજિયાના સંબંધમાં રજુ કરવામાં આવેલા અસલ દસ્તાવેજ ઉપરથી તેની સહિ શિક્કાવાળી નકલ લેવીમાં આવી છે. એટલે નીચે આપેલા ૬૬મા મઠાધિપતિ મધુસૂદન સુધીની યાદી મેળવવમાં આવી છે. બાકીનાં નામો હમણાનાં મઠાધિપતિ અને શંકરાચાર્યનું બિરૂદ ધારણ કરનાર રાજરાજેશ્વર શંકરાશ્રમસ્વામિ જેઓ ઘણા વિદ્વાન અને તેજસ્વી પુરૂષ છે તેમની પાસેથી મેળવવામાં આવેલ છે.

આ યાદીની યોગ્યતાના સંબંધમાં કાંઈ વિશેષ કહેવાની જરૂર નથી. એ વિષયના જીજ્ઞાસુઓ એની યોગ્યતાના સંબંધમાં ઘટતો અભિપ્રાય બાંધી લેશે જ. યુરોપિયનોની શોધક રીતિપ્રમાણે, શંકરના સમય સંબંધીની ગુંચવાડા ભરેલી ચર્ચાનો છેવટનો નિર્ણય કરવો એ ઘણું કઠિન કામ છે. એ નિર્ણયના પ્રાથમિક મૂળતત્ત્વો કે જેને ચતુર પંડિતો "આંતરિક પુરાવા"—જે ફક્ત પોતાના ડાહાપણ ભરેલા મગજમાંથી જ ઉદ્ભવેલા છે—તેને આધારે અત્યંત ચોકસાઈથી ઠરાવે છે કે મહાભારત કાલિદાસનું રઘુવંશ લખાયા પછી કેટલાક વર્ષ પછી અને રામાયણ પણ એ કરતાં પછી લખાયું !

---

૧ આ યાદી આગળ આપવામાં આવી છે તે જુઓ.

એમ છતાં એટલું ધ્યાનમાં રાખવા અને સમજવા જેવું છે કે એ યાદીમાં આપેલો સમય યુધિષ્ઠિર શક કે જે ૩૦૫૦ વર્ષસુધી ચાલ્યો હતો એમ કહેવાય છે અને એની પછી જે વિક્રમનો સંવત શરૂ થયો તે હમણાં ૧૯૫૪ છે. નીચે આપવામાં આવેલી યાદી, જે શૃંગેરીમઠની યાદી પ્રકટ થઈ છે તે કરતાં ઘણી જ માહીતીવાળી છે અને એમાં કેટલાંક પ્રાચીન નામોની અર્વાચીન નામો તરીકે પુનરુક્તિ થયેલી જોઈ અજાયબી ઉત્પન્ન કરે છે.

બધી દંતકથાઓ ઉપરથી માલુમ પડે છે કે સુરેશ્વરાચાર્ય જે વિશ્વરૂપાચાર્ય અથવા બ્રહ્મસ્વરૂપાચાર્ય એ નામથી જાણીતા છે તે અને જેમણે મોટું વાર્તિક[1] લખ્યું છે—તેઓ દ્વારકાની શારદામઠની ગાદીના પહેલા અધિપતિ હતા, છતાં હજુ પણ શૃંગેરીમઠની યાદીમાં એમનું નામ પહેલા અધિપતિ તરીકે જણાય છે. જેથી કરીને એ જ દંતકથા બતાવે છે કે હસ્તામલક એ મઠના પહેલા અધિપતિ હતા. જેમકે તોટક બદરિકાશ્રમવાળા જ્યોતિર્મઠના—જેને ઉખી અથવા જોશીમઠ પણ કહેવામાં આવે છે—તેના અને પદ્મપાદ-સનંદન-ઓરિસ્સામાં આવેલા જગન્નાથજીવાળા ગોવર્દ્ધનમઠના.

પ્રથમ જે શૃંગેરીમઠના અધિપતિયોની યાદી પ્રસિદ્ધ થઈ છે તેમાં કેટલીક ભૂલો છે જે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એ એક અપૂર્ણ રૂપાંતર છે પણ એ વિષે વધારે કહેવું નિરુપયોગી છે અને એ એટલી બધી ભૂલોથી ભરેલી તથા બધી રીતે આનુમાનિક છે કે એને માટે જેટલું ઓછું કહિયે તેટલું ઉત્તમ.

## યુધિષ્ઠિર શકપ્રમાણે શંકરના કાર્યોની નોંધ.

| | |
|---|---|
| ૨૬૩૧ વૈશાખ શુકલ ૫ | શંકરાચાર્યનો જન્મ. |
| ૨૬૩૬ ચૈત્ર શુકલ ૯ | ઉપનયન. |
| ૨૬૩૯ કાર્તિક શુકલ ૧૧ | સંન્યાસ. |
| ૨૬૪૦ ફાગણ શુકલ ૨ થી ૨૬૪૬ જેઠ વદ ૩૦)સુધી | ગોવિંદનો ઉપદેશ. (બ્રહ્મસૂત્રના કર્તા ?) બાદરાયણાચાર્યની સાથે બ્રહ્મવિદ્યાનો બનારસમાં કરેલો પ્રચાર અને સનંદન (પદ્મપાદ)ને મળવું. |
| ૨૬૪૭ માંગશર વદ ૩ | મંડનમિશ્ર સાથેના સંવાદની શરૂઆત. |
| ૨૬૪૮ ચૈત્ર શુકલ ૪ | મંડનની હાર. |
| ૨૬૪૮ ચૈત્ર શુકલ ૬ | મંડનની સ્ત્રી સરસ્વતી સાથે સંવાદ. (**सरस्वत्या सह कलाप्रसंगः**) |
| ૨૬૪૮ ચૈત્ર વદ ૮ | અમરકરાજાના દેહમાં કરેલો પ્રવેશ. |
| ૨૬૪૮ કાર્તિક શુકલ ૧૩ | પુનઃ પોતાના દેહમાં કરેલો પ્રવેશ. |
| ૨૬૪૮ કાર્તિક વદ ૧ | સરસ્વતીની હાર. |
| ૨૬૪૮ કાર્તિક વદ ૧ | ચિંતામણિમંત્રના બળથી દ્વારકામાં આવેલા બ્રહ્મલોકમાં દેવપથને રસ્તેથી સરસ્વતીને જતાં અટકાવવું. |
| ૨૬૪૮ કાર્તિક વદ ૫ | સરસ્વતીનું ત્યાં આગળ કરેલું સ્થાપન (ત્યારથી તે શારદામઠ કહેવાય છે). |

૧ બૃહદારણ્યકવાર્તિક આનંદાશ્રમ ગ્રંથાવળીમાં પહેલું છપાએલું છે તે ફકત સંક્ષિપ્ત રૂપાંતર છે. જો કે મૂળગ્રંથ તો ૨૫૦૦૦ શ્લોકવાળો છે—આ અને બીજા દુર્લભ ગ્રંથો,—દાખલા તરીકે પંડિતરાજ જગન્નાથ કૃત રસગંગાધરનું સંપૂર્ણ પુસ્તક દ્વારકાની શારદામઠના પુસ્તકસંગ્રહની અંદર—જણાશે કે જ્યાં ઘણાંક ઓછી વત્તી અગત્યતા ધરાવતાં બીજાં પુસ્તકો પણ ત્યાંના સંસ્કૃત હસ્તલેખના ભંડારમાં છે.

| | |
|---|---|
| ૨૬૪૮ કાર્તિક વદ ૧૩ થી<br>૨૬૪૮ માઘ શુદ ૧૦ સુધી | શારદામઠની રચના, બૌદ્ધોનો પરાજય, રુદ્રમાળના રૂપમાં ભગમહાલય મંદિરનું બંધાવવું. શ્રીકૃષ્ણની પ્રાણપ્રતિષ્ઠા, સિદ્ધેશ્વરના મંદિરની રચના અને ભદ્રકાલિયંત્રનો ઉદ્ધાર. |
| ૨૬૪૮ ફાગણ શુકલ ૯ | વૈધવ્યતાની બીકથી સાત કલા (?) પૈકી એક કલા, મંડને સંન્યાસ લીધો તેથી, પાછલ મુકીને ફરીથી બ્રહ્મલોકમાં જવા માટે સરસ્વતીએ કરેલું પ્રયત્ન, તેને એ જ મંત્રબળે કરીને મૈસૂર સંસ્થાનમાં આવેલ શૃંગપુરિમાં પાછા લાવવું, ત્યાં કરેલી મઠની સ્થાપના અને તેમાં કરેલી તેની પ્રતિષ્ઠા. |
| ૨૬૪૯ ચૈત્ર શુકલ ૯ | મંડને લીધેલો સંન્યાસ અને સુરેશ્વરાચાર્ય તરીકે તેમનું રહેવું. |
| ૨૬૪૯ માગશર શુકલ ૧૦ | સુધન્વા રાજાએ ધારણ કરેલું શિષ્યત્વ. |
| ૨૬૪૯ માઘ વદ ૭ | સુરેશ્વરને શારદાપીઠના અધ્યક્ષ બનાવવા. |
| ૨૬૫૦ વૈશાખ શુકલ ૩ | દિગ્વિજયની શરૂઆત. |
| ૨૬૫૩ શ્રાવણ શુકલ ૭ | તોટકનું આગમન. |
| ૨૬૫૪ આસો શુકલ ૧૧ | હસ્તામલકનું આગમન. |
| ૨૬૫૪ પોસ શુકલ ૧૫ | હસ્તામલકને શૃંગેરીમઠના અને તોટકને જ્યોતિર્મઠના અધ્યક્ષ ઠરાવવા. |
| ૨૬૫૫ વૈશાખ શુકલ ૧૦ | દિગ્વિજય કરવા નિકળેલા સમયમાં પુરુષોત્તમક્ષેત્ર-જગન્નાથજીમાં ઈશ્વરની કાષ્ઠપ્રતિમાની કરેલી પ્રતિષ્ઠા અને એ સ્થળની ઠરાવેલી મર્યાદા. ત્યાં ગોવર્દ્ધન મઠની કરેલી સ્થાપના તથા એ મઠના અધિપતિ તરીકે પદ્મપાદની કરેલી નીમણુક. |
| ૨૬૫૫ ભાદરવા શુકલ ૧૫ થી<br>૨૬૬૨ પોશ વદ ૩૦ સુધી | દિગ્વિજય. બૌદ્ધો તથા કાપાલિકો વગેરે બધા મળી ૮૯ જૂદા જૂદા મતવાળાઓનો કરેલો પરાજય તથા યોગની મહત્તાની કરેલી પ્રસિદ્ધિ. |
| ૨૬૬૩ કારતક શુદ ૧૫ | કૈલાસ પ્રયાણ. |

## શારદાપીઠના આચાર્યોની યાદી.

| | | | |
|---|---|---|---|
| ૧ બ્રહ્મસ્વરૂપાચાર્ય | ૨૬૬૧ સુધી. | ૧૦ આનંદાવિર્ભાવાચાર્ય | ૨૫[3] |
| ૨ ચિત્સુખાચાર્ય[1] | ૨૭૧૫ ,, | ૧૧ કલાનિધિતીર્થ | ૮૩ ,, |
| ૩ સર્વજ્ઞાનાચાર્ય[2] | ૨૭૭૪ ,, | ૧૦ ચિદ્વિલાસાચાર્ય[4] | ૧૧૯ ,, |
| ૪ બ્રહ્માનંદતીર્થ | ૨૮૨૩ ,, | ૧૩ વિભૂત્યાનંદાચાર્ય | ૧૫૪ ,, |
| ૫ સ્વરૂપાભિજ્ઞાનાચાર્ય | ૨૮૯૦ ,, | ૧૪ સ્ફુર્તિનિલયપાદાહ | ૨૦૩ ,, |
| ૬ મંગલમૂર્તિ આચાર્ય | ૨૯૪૨ ,, | ૧૫ વરતન્તુપાદાહ | ૨૪૯ ,, |
| ૭ ભાસ્કરી આચાર્ય (?) | ૨૮૬૫ ,, | ૧૬ યોગારૂઢાચાર્ય | ૩૬૦ ,, |
| ૮ પ્રજ્ઞાનાચાર્ય | ૩૦૦૮ ,, | ૧૭ વિજ્ઞાનડિંડિમાચાર્ય | ૩૯૪ ,, |
| ૯ બ્રહ્મજ્યોત્સનાચાર્ય | ૩૦૪૦ ,, | ૧૮ વિદ્યાતીર્થ | ૪૩૭ ,, |
| | (આ શક બીજા દશ વર્ષ ચાલ્યો હતો.) | ૧૯ ચિચ્છક્તિ-દેશિકાહ. | ૪૮૩ ,, |
| | | ૨૦ વિજ્ઞાનેશ્વરતીર્થ | ૫૧૧ ,, |

૧ ચિત્સુખી નામે જે પ્રસિદ્ધ ગ્રન્થ છે તેના કર્તાથી આ જૂદો છે.

૨ અત્યુત્તમ અદ્વૈત-વેદાંત સંક્ષેપ-શારીરકનો કર્તા.

૩ અહિંથી વિક્રમ સંવત શરૂ થાય છે.

૪ શંકરવિજયનો કર્તા.

૨૧ ઋતંભરાચાર્ય ... ... ... ૫૭૨ ,,
૨૨ અમરેશ્વર ગુરુવાહ ... ... ૬૦૮ ,,
૨૩ સર્વસુખતીર્થ ... ... ... ૬૬૯ ,,
૨૪ સ્વાનંદ-દેશિકાહ ... ... ૭૨૧ ,,
૨૫ સમર-રસિક ... ... ... ૭૯૯ ,,
૨૬ નારાયણાશ્રમ ... ... ... ૮૩૬ ,,
૨૭ વૈકુણ્ઠાશ્રમ ... ... ... ૮૮૫ ,,
૨૮ ત્રિવિક્રમાશ્રમ ... ... ... ૯૧૧ ,,
૨૯ શશિશેખરાશ્રમ... ... ... ૯૬૦ ,,
૩૦ ત્ર્યંબકાશ્રમ ... ... ... ૯૬૫ ,,
૩૧ ચિદંબરાશ્રમ ... ... ... ૧૦૦૧ ,,
૩૨ કેશવાશ્રમ ... ... ... ૧૦૬૦ ,,
૩૩ ચિદંબરાશ્રમ ... ... ... ૧૦૮૩ ,,
૩૪ પદ્મનાભાશ્રમ ... ... ... ૧૧૦૮ ,,
૩૫ મહાદેવાશ્રમ. ... ... ... ૧૧૪૮ ,,
૩૬ સચ્ચિદાનંદાશ્રમ ... ... ૧૨૦૭ ,,
૩૭ વિદ્યાશંકરાશ્રમ... ... ... ૧૨૬૫ ,,
૩૮ અભિનવ સચ્ચિદાનંદાશ્રમ ... ૧૨૯૩ ,,
૩૯ નૃસિંહાશ્રમ ... ... ... ૧૩૨૬ ,,
૪૦ વાસુદેવાશ્રમ ... ... ... ૧૩૬૧ ,,
૪૧ પુરુષોત્તમાશ્રમ ... ... ... ૧૩૯૪ ,,
૪૨ જ્ઞાનારાધનાશ્રમ. ... ... ૧૪૦૮ ,,
૪૩ હરિહરાશ્રમ ... ... ... ૧૪૧૧ ,,
૪૪ ભવાશ્રમ ... ... ... ... ૧૪૨૧ ,,
૪૫ બ્રહ્માશ્રમ... ... ... ... ૧૪૩૬ ,,
૪૬ વામનાશ્રમ ... ... ... ૧૪૫૩ ,,
૪૭ સર્વજ્ઞાનાશ્રય ... ... ... ૧૪૮૯ ,,
૪૮ પ્રદ્યુમ્નાશ્રમ ... ... ... ૧૪૯૫ ,,
૪૯ ગોવિંદાશ્રમ ... ... ... ૧૫૨૩ ,,
૫૦ ચિદાશ્રમ... ... ... ... ૧૫૭૬ ,,
૫૧ વિશ્વેશ્વરાશ્રમ ... ... ... ૧૬૦૮ ,,
૫૨ દામોદરાશ્રમ ... ... ... ૧૬૧૫ ,,
૫૩ મહાદેવાશ્રમ ... ... ... ૧૬૧૬ ,,
૫૪ અનિરુદ્ધાશ્રમ ... ... ... ૧૬૨૫ ,,
૫૫ અચ્યુતાશ્રમ ... ... ... ૧૬૨૯ ,,
૫૬ માધવાશ્રમ ... ... ... ૧૬૮૫ ,,
૫૭ આનંદાશ્રમ ... ... ... ૧૭૧૬ ,,
૫૮ શિવારૂપાશ્રમ ... ... ... ૧૭૨૧ ,,
૫૯ ચિદ્ઘનાશ્રમ ... ... ... ૧૭૨૨ ,,
૬૦ નૃસિંહાશ્રમ ... ... ... ૧૭૩૫ ,,
૬૧ મનોહરાશ્રમ ... ... ... ૧૭૬૧ ,,
૬૨ પ્રકાશાનંદ સરસ્વતિ ... ... ૧૭૯૫ ,,
૬૩ વિશુદ્ધાનંદાશ્રમ... ... ... ૧૭૮૯ ,,
૬૪ વામનેશાહ ... ... ... ૧૮૩૧ ,,
૬૫ કેશવાશ્રમ. ... ... ... ૧૮૩૮ ,,
૬૬ મધુસૂદનાશ્રમ ... ... ... ૧૮૪૮ ,,
૬૭ હયગ્રીવાશ્રમ ... ... ... ૧૮૬૨ ,,
૬૮ પ્રકાશાશ્રમ ... ... ... ૧૮૬૩ ,,
૬૯ હયગ્રીવાશ્રમ સરસ્વતી... ... ૧૮૭૪ ,,
૭૦ શ્રીધરાશ્રમ ... ... ... ૧૯૧૪ ,,
૭૧ દામોદરાશ્રમ ... ... ... ૧૯૨૯ ,,
૭૨ કેશવાશ્રમ ... ... ... ૧૯૩૫ ,,
૭૩ શ્રીરાજરાજેશ્વર શંકરાશ્રમસ્વામી. હયાત છે.

કેટલાક નામની સાથે આશ્રમ અને સરસ્વતી કેવી રીતે જોડાઈ ગયા તેનો ખુલાસો નથી, તેમ જ આશ્રમ, તીર્થ, ભારતી વગેરેને બદલે આચાર્ય શબ્દની શી રીતે લુપ્તતા થઈ અને તેમની ખરી નિશાની શી છે તેનો પણ ખુલાસો નથી.

## શ્રીશૃંગેરીમઠની ગુરુપરંપરા.

| અનુક્રમ. | નામ. | સંન્યાસ ગ્રહણકાલ. | | | સમાધિકાલ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | શક. | સંવત્સર. | મિતિ. | શક. | સંવત્સર. | મિતિ. |
| ૧ | શ્રીશંકરાચાર્ય. | ૨૨વિક્રમશક. | પાર્થિવ. | વૈ. શુ. ૩ | ૪૬ | સૌમ્ય. | જ્યે. શુ.૧૨ |
| ૨ | સુરેશ્વરાચાર્ય. | ૩૦[1] | વિજય. | ચૈ. શુ. ૧૫ | ૬૯૫ | પ્રમાથી. | મા. શુ.૧૨ |
| ૩ | બોધઘનાચાર્ય. | ૬૮૦શાલિવા. | વિલંબી. | અ૦. શુ.૧૨ | ૮૮૦ | વિભવ. | ભા. શુ.૧૩ |
| ૪ | જ્ઞાનઘનાચાર્ય. | ૭૬૮ | ક્ષય. | કા. શુ. ૧૨ | ૮૩૨ | પ્રમોદ. | આષા. વ.૫ |
| ૫ | જ્ઞાનોત્તમશિવાચાર્ય. | ૮૨૭ | ક્રોધન. | વૈ. શુ. ૭ | ૮૭૫ | પ્રમાદી. | ફા. શુ. ૭ |
| ૬ | જ્ઞાનગિરિઆચાર્ય. | ૮૭૧ | સૌમ્ય. | પૌ. શુ.૧૧ | ૯૬૦ | બહુધાન્ય. | આ૦. વ.૧૦ |
| ૭ | સિંહગિરિઆચાર્ય. | ૯૫૮ | ધાતા. | આ૦. વ. ૩ | ૧૦૨૦ | બહુધાન્ય. | વૈ. વ. ૮ |
| ૮ | ઈશ્વરતીર્થ. | ૧૦૧૯ | ઈશ્વર. | ચૈ. વ. ૫ | ૧૦૬૮ | ક્ષય. | ચૈ. શુ. ૧ |
| ૯ | નરસિંહતીર્થ. | ૧૦૬૭ | ક્રોધન. | મા. શુ.૧૧ | ૧૧૫૦ | સર્વધારિ. | ફા. શુ. ૬ |
| ૧૦ | વિદ્યાતીર્થ-વિદ્યાશંકર. | ૧૧૫૦ | સર્વધારિ. | કા. શુ. ૧૧ | ૧૨૫૫ | શ્રીમુખ. | કા. શુ. ૭ |
| ૧૧ | ભારતીકૃષ્ણતીર્થ. | ૧૨૫૦ | વિભવ. | ચૈ. શુ. ૭ | ૧૩૦૨ | રૌદ્ર. | ભા. શુ.૧૨ |
| ૧૨ | વિદ્યારણ્ય. | ૧૨૫૩ | પ્રજાપતિ. | કા. શુ. ૭ | ૧૩૦૮ | ક્ષય. | ચૈ. શુ. ૧૩ |
| ૧૩ | ચંદ્રશેખરભારતિ. | ૧૨૯૦ | કીલક. | આષા.શુ.૫ | ૧૩૧૧ | શુક્લ. | વૈ. વ. ૧૦ |
| ૧૪ | નરસિંહભારતિ. | ૧૩૦૯ | પ્રભવ. | મા. શુ. ૨ | ૧૩૩૦ | સર્વધારી. | પૌ. શુ. ૮ |

૧ સંન્યાસાશ્રમ લીધા પછી સુરેશ્વર નામ પડ્યું. યોગાભ્યાસથી આદીપર તેઓ એકંદર ૭૨૫ વર્ષ હતા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | પુરુષોત્તમભારતિ. | ૧૩૨૮ | વ્યય. | વૈ. શુ. ૧૫ | ૧૩૭૦ | વિભવ. | આ. શુ. ૧૧ |
| ૧૬ | શંકરાનંદ. | ૧૩૫૦ | કીલક. | મા. શુ. ૧૧ | ૧૩૭૬ | ભાવ. | મા. શુ. ૮ |
| ૧૭ | ચંદ્રશેખરભારતિ. | ૧૩૭૧ | શુક્લ. | આષા. શુ. ૬ | ૧૩૮૬ | તારણ. | માર્ગ. વ. ૫ |
| ૧૮ | નરસિંહભારતિ. | ૧૩૮૬ | તારણ. | મા. શુ. ૧૧ | ૧૪૦૧ | વિકારી. | આ. વ. ૫ |
| ૧૯ | પુરુષોત્તમભારતિ. | ૧૩૯૪ | નંદન. | ફા. શુ. ૧૩ | ૧૪૩૯ | ઈશ્વર. | જ્યે. વ. ૧૩ |
| ૨૦ | રામચંદ્રભારતિ. | ૧૪૩૦ | વિભવ. | ચૈ. વ. ૧૦ | ૧૪૮૨ | રૌદ્ર. | પો. વ. ૮ |
| ૨૧ | નરસિંહભારતિ. | ૧૪૭૯ | પિંગલ. | જ્યે. શુ. ૨ | ૧૪૯૫ | શ્રીમુખ. | આષા. વ. ૪ |
| ૨૨ | નરસિંહભારતિ. | ૧૪૮૫ | રૂધિરોદ્ગારી. | શ્રા. વ. ૧૨ | ૧૪૯૮ | ધાતા. | ચૈ. શુ. ૧૧ |
| ૨૩ | ઇ-મડિનરસિંહભારતિ. | ૧૪૯૮ | ધાતા. | ચૈ. શુ. ૧૧ | ૧૫૨૧ | વિકારી. | મા. વ. ૨ |
| ૨૪ | અભિનવનરસિંહભારતિ. | ૧૫૨૧ | વિકારી. | આ. વ. ૭ | ૧૫૪૪ | દુંદુભી. | ફા. વ. ૭ |
| ૨૫ | સચ્ચિદાનંદભારતિ. | ૧૫૪૪ | દુંદુભી. | ભા. વ. ૩ | ૧૫૮૫ | શોભકૃત. | આષા. વ. ૬ |
| ૨૬ | નરસિંહભારતિ. | ૧૫૮૫ | શોભકૃત. | જ્યે. શુ. ૧૦ | ૧૬૨૭ | પાર્થિવ. | ફા. વ. ૬ |
| ૨૭ | સચ્ચિદાનંદભારતિ. | ૧૬૨૭ | પાર્થિવ. | ફા. શુ. ૧૫ | ૧૬૬૩ | દુર્મતિ. | જ્યે. શુ. ૧૦ |
| ૨૮ | અભિનવસચ્ચિદાનંદ. | ૧૬૬૩ | દુર્મતિ. | જ્યે. શુ. ૩ | ૧૬૮૯ | સર્વજિત. | માગ. શુ. ૬ |
| ૨૯ | નૃસિંહભારતિ. | ૧૬૮૯ | સર્વજિત. | મા. શુ. ૬ | ૧૬૯૨ | વિકૃતિ. | ભા. શુ. ૧૧ |
| ૩૦ | સચ્ચિદાનંદભારતિ. | ૧૬૯૨ | વિકૃતિ. | ભા. શુ. ૧૨ | ૧૭૩૬ | ભાવ. | અ. ભા. શુ. ૧ |
| ૩૧ | અભિનવસચ્ચિદાનંદ. | ૧૭૩૬ | ભાવ. | અ. ભા. શુ. ૧૩ | ૧૭૩૯ | ઈશ્વર. | ફા. વ. ૬ |
| ૩૨ | નરસિંહભારતિ. | ૧૭૩૯ | ઈશ્વર. | ફા. વ. ૧ | ૧૮૦૧ | પ્રમાથી. | જ્યે. શુ. ૨ |
| ૩૩ | સચ્ચિદાનંદ શિવાભિનવ-વિદ્યાનરસિંહભારતિ. | ૧૭૯૮ | ક્ષય. | આષા. વ. ૬ | | | |

## The following information is received from the present S'amkaracharya of S'ringerimatha in connection with the date of S'amkaracharya.

*(A Literal translation of an extract from a Kadata* (कडत).

In *Vikrama S'aka* 75 (*Is'wara* year) when Purna Varmâ of Abhîru Dynasty was Emperor and when *Brâhmins* had become Pâkhandis and also *Veda Bâhyas* S'ri Parames'wara was born as a son to one S'iva Guru Diks'it by name of S'amkarâchârya. In his 5th year S'amkara was invested with holy thread—*Upanayana*. Before he was 12 years old he learnt all the *S'astras*, one *Gandharva* had become crocodile by *s'âpa* and was in the river. S'amkara wanted to restore him. He also wanted to refute Pâkhanda Mata and establish *Sanyâsa As'rama*. One day while he was bathing in the river the crocodile caught him by the ankle and with the reluctant permission of his mother he betook *Sanyâsa*. He then went to Himâlaya, took *Krama-sanyâsa* from S'ri Govinda Bhagavatpâdâchârya, wrote *Vedântasûtra* commentaries etc., and visited Vyâsa who also approved of the Sûtra Bhâs'ya.

The Emperor Pûrna Varmâ who was from a long time anxious to restore the purity of Brâhminism gave a death-blow to *Pâkhanda mata*, heard of S'amkara's reputation, and represented his grievances to him.

He also ordered his Minister Bhadra Sena to accompany S'amkara with all his Army and under his orders. S'amkara refuted *Pâkhanda Mata,* revived Brâhminism, established *S'an Mathas* (6 *Mathas*), defeated Mandanamis'ra in *S'astra Vâda* and also his wife Vâgdevi-Saraswatî. Thereupon Mandanamis'ra became *Sanyâsin.* S'amkara had three more disciples. He established 3 *Mathas* at Dwârkâ, Juggannâtha and Badari and gave one to each of them. He then came to S'ringerî which was the hermitage of Ris'yas'ringa and Vibhândaka and founded a *Matha.* He there founded also one *S'ri chakrayantra* (this called *S'âradâpîtha*) and gave the *Matha* to his new disciple Mandanamis'ra who was afterwards known as Sures'warâchârya. He then went to Kânchî and thence to Kailâs. He lived altogether 32 years. Vikrama S'aka 107, Kali S'aka 3151.

---

## શંકરના સમયમાટે અર્વાચીન કોષમાં નીચેપ્રમાણે છે.

"ऋषिर्बाणस्तथा भूमिर्मर्त्याक्षौ वाममेलनात् । एकत्वेन लभेदंकस्ताम्राक्षस्तत्र वत्सरः ॥
विश्वजित्तु पिता यस्य विख्यातश्च चिदंबरे । तस्य भार्याम्बिका देवी शंकरं लोकशंकरम् ॥
प्रसूता सर्वलोकस्य तारणाय जगद्गुरुम् । शंकरेण निशीथे हि स्वकीयेन च तेजसा ॥
प्रकाशितं सर्वं सूत्यागारं स्वलीलया । वामाशाय न भ्रस्य माघे कृष्णे शुभे दिने ॥
चतुर्दश्यां निशीथे तु पुष्पवंतौ तदा घटे । ग्लौवासरे प्रादुरासीद्वादकृच्छंकरो महान् ॥
पश्चात्पंचदशे वर्षे शंकरस्य गते सति । भट्टाचार्यकुमारस्य दर्शनं कृतवान् शिवः ॥
द्वाविंशद्वर्षविज्ञेया स्थितिरासीद्धिमालये । शंकरस्य शरीरस्यावसानमभवत्तदा ॥
नंदो वसुर्भूमिनेत्रे मेलने शक उत्तमः । ज्ञातव्यः पांडुपुत्रस्य जातो वामेन वै तदा ॥
दुर्मुखे मार्गशीर्षे च शुक्लपक्षे त्रयोदशी । सोमप्रदोषे सायान्हे कैलासे शंकरो गतः ॥

'अंकानां वामतो गतिः ।' એ નિયમ પ્રમાણે ऋषि એટલે ૭, बाण એટલે ૫, भूमि એટલે ૧ मर्त्याक्ष એટલે ૨, એ પ્રમાણે ૭૫૧૨. એને અવળી રીતે મુકતાં ૨૧૫૭ વર્ષ થાય છે. આ ઉપરથી એવું સમજાય છે કે યુધિષ્ઠિર શકનાં ૨૧૫૭ વર્ષ ગયા પછી ૨૧૫૮ મા વર્ષમાં રક્તાક્ષ સંવત્સરમાં શ્રી શંકરનો જન્મ થયો. તેમના પિતાનું નામ વિશ્વજિત્ હતું અને તેઓ ચિદંબરમાં રહેતા હતા. તેમની સ્ત્રીનું નામ અંબિકાદેવી હતું. એમણે સર્વ લોકના કલ્યાણને કરનારે અને જગદ્‌ગુરુરૂપે તારનાર શંકરનો જન્મ આપ્યો. તે વખતે ઉત્તરાયન હતું. માઘ વદ ૧૪ અને સોમવાર હતો. સૂર્ય અને ચંદ્ર કુંભરાશિમાં હતા. શંકરનો જન્મ મધ્યરાત્રિયે થયો હતો અને તેમના તેજથી પ્રસુતિગૃહ સૂર્યની પેઠે તેજથી પ્રકાશમાન થયું હતું. શંકર પોતાના પંદરમા વર્ષે કુમારિલભટ્ટને તેમના અંતકાળની વખતે મળ્યા. તે પોતાની ૩૨ વર્ષની ઉમ્મર થઈ ત્યાંસુધી પૃથ્વી ઉપર હતા; અને પછી તેમણે હિમાલયમાં પોતાનો દેહ છોડ્યો. તે વખતે યુધિષ્ઠિર શક ૨૧૮૯ પુરો થઇને ૨૧૯૦ ચાલતો હતો અને માર્ગશીર્ષ શુદ સોમપ્રદોષ હતો તથા દુર્મુખ નામનો સંવત્સર હતો—जिनविजय.

ઉપરનો જે શક કહ્યો તેનું પ્રત્યંતર 'કુમારિલભટ્ટ' શબ્દ ઉપર પ્રથમ નીચે પ્રમાણે લખેલું છેઃ—

: अ चत्वारि वर्षाणि जन्मकालाद्गतानि वै । प्रादुर्भवः शंकरस्य ततो जातोऽतिवादिनः ॥

કુમારિલભટ્ટ ૪૮ વર્ષના થયા ત્યારે શંકરનો જન્મ થયો પણ જો આ વાક્ય પરસ્પરમાં સાપેક્ષ્ય છે એવું કોઈનામનમાં આવે તો જૈનગ્રંથમાં નીચે પ્રમાણેનું બીજું એક પ્રમાણ મળી આવે છેઃ—

ऋषिर्वसुर्वसुर्भयः पांडवानां महात्मनाम् । गणना शेषकालस्य शकस्य शिवजन्मनि ॥

જ્યારે શંકરનો જન્મ થયો ત્યારે યુધિષ્ઠિર શક ૩૦૪૪ માંથી ૮૮૭ વર્ષ જવાં બાકી રહ્યાં હતાં. આપ્રમાણે ગણતાં ઉપર કહ્યાપ્રમાણે ૨૧૫૭ મું વર્ષ બરાબર રીતે મળી રહે છે.

હમણાં યુધિષ્ઠિર શક ૪૯૯૮ ચાલે છે અને એ હિસાબે શંકરાચાર્યને થઈ ગયે આજ ૨૮૩૨ વર્ષ થયાં છે. સદાનંદકૃત શંકરવિજયના ૩૩-૩૪મા શ્લોકમાં નીચે પ્રમાણે લખ્યું છે

धर्मे ...ष्ठिरकालेशके सहस्रा... सहस्रके । अब्दे सर्वजिते जातः सह वै पंचमीदिने ॥
सुमुहूर्ते शुभे लग्ने ... उच्चग्रहपंचक । सा सती सुषुवे बालं शंकराख्यं जगद्गुरुम् ॥

યુધિષ્ઠિરશકના ૨૭૨૨ મા વર્ષે વિશ્વજિત સંવત્સરના પોષ મહિનાની પાંચમને દિવસે સુમુહૂર્તે શુભલગ્ને અને પંચગ્રહ ઉચ્ચ હતા વખતે તે સતિયે જગદ્ગુરુ શંકર નામના બાલકનો જન્મ આપ્યો.

આ ઉપરથી કલિના આરંભે યુધિષ્ઠિર શક ૩૦૪૪ મા વર્ષ પછી વિક્રમશક ૧૩૬ વર્ષ ને ત્યારપછી શાલિવાહન શકનાં ૧૮૧૯ વર્ષ ઉમેરતાં ૪૯૯૮ થાય છે તેમાંથી યુધિષ્ઠિર શકનાં ૨૭૨૨ વર્ષ બાદ કરતાં ૨૨૭૬ મા વર્ષે શંકરનો જન્મ થયો એમ જણાય છે.

કાશીનિવાસી શ્રીકૃષ્ણાનંદસ્વામી શંકરના જન્મસમય માટે નીચે પ્રમાણે કહે છેઃ—

ભાસ્કરરાયકૃત દીક્ષામિમાંસા નામનું એક પુસ્તક કાશીમાં એક ગૃહસ્થને ત્યાં છે તેમાં શંકર ક્યારે થયા તે માટે એક શ્લોક છે. તે નીચે પ્રમાણે છેઃ—

वर्षेष्वतीतेषु शतेषु षट्सु तिष्येऽवतीर्णो मुनिशंकरार्यः ।
शिष्यैश्चतुर्भिः सहितं शिवादिपारंपरिकावधिमानमामः ॥

કલિયુગનાં ૬૦૦ વર્ષ ગયા પછી શંકરાચાર્યનો જન્મ થયો એવું આ શ્લોકમાં લખ્યું છે. એ પ્રમાણે જોતાં આજ કલિયુગનાં ૪૯૯૮ વર્ષ થયાં છે. તેથી તેમાંથી ૬૦૦ વર્ષ બાદ કરતાં ૪૩૯૮ મા વર્ષમાં શંકર થયા એમ માલુમ પડે છે.

---

## શ્રીમચ્છંકરાચાર્યના સમય માટે પરચુટણ નોંધ.

ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૨, પૃષ્ઠ ૨૮૩ માં "ભગવદ્ગીતામાં ક્રિશ્ચિયન લેખ અને વિચારોનાં ચિન્હ" નામનો વિષય ડા. લોરીનરની ભગવદ્ગીતામાં આવેલી પુરવણી ઉપરથી લખ્યો છે. તેમાંથી જગદ્ગુરુ શંકરાચાર્યના સમયના સંબંધમાં સંબંધ ધરાવતી બાબત માટે નીચે પ્રમાણે લખ્યું છે.

તો પણ મહાન વેદાંતના તત્ત્વજ્ઞાની શંકરાચાર્ય ક્યા સમયમાં થયા તેનો નિશ્ચય થયો નથી ત્યાંસુધી અમુક સમય કે જેની પછી તેની રચના નહિ થઈ હોય એ વિષેનો સવાલ બાકી રહે છે. આપણે કબૂલ કરવું જોઇએ કે, સાધારણ કલ્પનાપ્રમાણે ઘણાં મજબુત કારણોને લીધે કે જે અલબત ખોટાં ન જ પડે એવી નિશ્ચયતા નથી બતાવી આપતાં તેને આધારે માનવું જોઈએ કે ક્રાઈસ્ટ પછી ત્રીજા સૈકામાં શંકરાચાર્યની હયાતી હતી. તેટલા માટે લોસને કહે છે કે ભગવદ્ગીતા પાંચ સૈકા પહેલી રચાઇ હોવી જોઇએ-એટલે ક્રાઇસ્ટ પછી ત્રીજા સૈકામાં. આ ધારણા જો ખરીજ હોય (આને આપણે એમ માનવું જોઇએ કે ભગવદ્ગીતા ક્યારે રચાઈ હસે તેનો આદિ સમય તે આપ્યાનું કહે છે) તો ખુલ્લું જ છે કે ભગવદ્ગીતાના રચનારને ક્રિશ્ચિયાનિટીનો ઉપદેશ તથા તેના પવિત્ર પુસ્તકની માહીતી હોવી જોઈએ.

---

ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૨, પૃષ્ઠ ૨૭૩ માં "પહેલવી લેખો" એ નામનો એક વિષય છપાયો છે તેમાં શંકરના સમય માટે નીચે પ્રમાણે લખેલું મળી આવે છે.

કોસમસ (ઈ. સ. છઠ્ઠા સૈકાની શરુવાતમાં) કહે છે કે હિંદુસ્થાનના નૈઋત્ય ખુણામાં આવેલા માલેમાં ક્રિશ્ચિયનો હતા. અને વળી એક ઈરાની ધર્મગુરુ કલ્યાણ-જેને કલ્યાણપુર કહે છે અને જે ઉદપી પાસે છે તથા જે આ પ્રાંતમાં હિંદુસ્થાનની અંદર જુનામાં જુનું ક્રિશ્ચિયન લોકોનું સ્થાન ગણાતું તેમાં તે હતો. હિંદુઓ જેમ હમણાં પરદેશીઓને ધિક્કાર છે તેમ તે વખતે ઈરાની ધર્મગુરુઓને ધિક્કારી કાઢતા નહોતા. ઈ. સ. ના નવમા સૈકાની શરુઆતમાં તેઓએ પોતાનું અસલ સ્થળ મણિગ્રામ જે પેરૂમલ રાજાએ બક્ષીસ આપ્યું હતું તેના રાજા જેવા થઈ પડયા હતા. આ પ્રમાણે આ ઈરાની ધર્મગુરુઓ અર્વાચીન વૈદિક સંપ્રદાયની ઉત્પત્તિ પહેલાં ઘણા વખત ઉપર સારી પેઠે જામી ગયા હતા. અને આ બધી જાતિઓના સ્થાપનારાઓ જ્યાં ઈરાનીઓ વસેલા હતા તેની આસપાસની જગાઓના વતનીઓ હતા. શંકરાચાર્યનો જન્મ થયો તે ક્રંગનૂરથી વેગળે થયો નહોતો કે જ્યાં ઈરાનીઓએ પોતાનું સંસ્થાન સૌથી પહેલું કર્યું હતું. રામાનુજ મદ્રાસની પાસે જન્મ્યો હતો અને

ત્યાં કેળવણી લીધી હતી. તેનો ધર્મ કે જે બીજા કરતાં ક્રિશ્ચિયન ધર્મની લગોલગના સમયનો છે તેનો સ્થાપક માધવાચાર્ય ઉદપીનો વતની હતો જે કલ્યાણપુરથી દક્ષિણમાં ત્રણ કે ચાર જ મૈલ છે.

---

ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૩, પૃષ્ઠ ૨૫૨,૨૫૩માં 'દક્ષિણહિંદુસ્થાનના શ્રીવૈષ્ણવોની ઉત્પત્તિ' નામનો એક વિષય પંડિત એસ. એમ. નટેશ શાસ્ત્રીએ પોતાના દાદાએ કહેલી હકીકત ઉપરથી આપ્યો છે તેમાં શંકરના સમય માટે નીચે પ્રમાણેની હકીકત છેઃ—

એવું કહેવાય છે અને બધી રીતે મનાય પણ છે કે ઐયંગાર જાતિના સ્થાપક મહાન રામાનુજાચાર્ય બારમા સૈકામાં મદ્રાસ પાસેના શ્રીપેરુમંબુદુર નામના ગામમાં જન્મ્યા હતા. એ સ્માર્ત અને અદ્વૈત મતના હતા. * * એમની હુશિયારી જોઈને એમનાં માબાપે એમને કાંચીપુરસની નિશાળમાં કેળવણી લેવા મોકલ્યા.

એવું કહેવાય છે કે એક દિવસ શંકરાચાર્ય તૈલાભ્યંગ કરાવતા હતા. તેમના શિષ્યો વારાફરતી તેમનું શરીર ચોળતા હતા અને એ દિવસે રામાનુજનો વારો આવ્યો હતો. એ તેમના શંકરાચાર્યના તાળ પડેલા માથા ઉપર તેલ ચોળતા હતા અને બિજા શિષ્યો એક બાજુએ પાઠ લેતા હતા. એક શ્લોક વાંચવામાં આવ્યો હતો જેમાં વિષ્ણુનું મુખારવિંદ કમલ જેવું રાતું છે એવું બતાવવામાં આવ્યું એટલે શંકરાચાર્યે એકદમ ધાંટો પાડી કહ્યું કે એ લુપ્તોપમા છે અથવા ભૂલ ભરેલી સરખામણી છે. કમલની રતાશની ઉત્તમતા બતાવવાના ઉદ્દેશથી ઉપમાં આપી છે, દાખલા તરી કે તેમણે વાંદરાના કૂલા દેખાડ્યાં. રામાનુજ (આ સાંભળીને) જે વિષ્ણુભક્ત હતા તે રડી ઉઠ્યા. એમની આંખોમાંથી જે આંસુ પડ્યાં તે શંકરાચાર્યની જાંગ ઉપર પડતાંની સાથે જ તપાવેલા સીસાની પેઠે તે ભોંકાઈ ગઈ. તેથી એકદમ તેમણે રામાનુજાચાર્યને મઠમમાંથી જતા રહેવાનો હુકમ કર્યો ને તેઓ જતા રહ્યા. શિવને ધિક્કારનાર અને ખાસ વિષ્ણુને ભજનાર તરીકે તેમણે નવા ધર્મને સ્થાપ્યો. * * *

* * * * ૧૨ મા સૈકાના મધ્યભાગમાં બુદ્ધિઝમ અને જૈનિઝમની મોટી ધોડ હતી. લોકો ધર્મ એ શું છે તે સમજતા નહોતા. એકમાંથી બીજી જાતિમાં જતા હતા. તે વખતના શંકરાચાર્યે બધે સ્થળે ફરીને એમને અદ્વૈત માર્ગનો બોધ કર્યો જે એ લોકોએ સ્વીકાર્યો. પાછી મઠની સ્થાપના કરી અને ધર્મસંબંધી એ લોકોની હરકતો દૂર કરી. અને તેથી કરીને શંકરાચાર્યની ગેરહાજરીમાં—(એટલે જ્યારે એ બીજે ઠેકાણે ઉપદેશ સારૂ બહાર જતી ત્યારે) તેઓ પોતાના શિષ્યને ગાદી ઉપર બેસાડતા. આ રિવાજને અનુસરીને કાંચીના આચાર્યે એક વખતે રામાનુજને પોતાની ગાદી ઉપર બેસાડ્યા. તેથી લોકોમાં એવું મનાવા લાગ્યું કે ખરા શંકરાચાર્ય તો કાંઈ સમજતા નથી અને તેઓએ પોતાની કીર્ત્તિ પોતાના ચાલાક શિષ્યોને આપી છે. અર્થાત્ શંકરાચાર્ય પોતાના શિષ્યો કરતાં પણ હુશિયાર નથી. આ વાત કાંચીના આચાર્યના જાણવામાં આવતાં તેઓ પોતાના મઠમાં પાછા આવ્યા અને પોતે જ મઠાધિપતિ થઈને બધી બાતની જાતે સંભાળ રાખવા માંડી.

---

ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૩, પૃષ્ઠ ૪૧૧ માં ડા. ભગવાનલાલ ઇંદ્રજીએ "નેપાળના ઇતિહાસ ઉપર કેટલાક વિચારો" નામનો એક વિષય પ્રકટ કર્યો છે તેમાં શંકરના સમય માટે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

ભૂમિવર્માએ કલિયુગ સંવત્ ૧૩૮૯ અથવા ઈ. સ. પહેલાં ૧૭૧૨ માં બાણેશ્વરની ગાદી બદલી—તેનાથી ૧૮ મા રાજા વૃષદેવવર્મા કલિયુગ સંવત્ ૨૫૪૮ અથવા ઈ. સ. પૂર્વે ૫૫૩ સુધી રાજ્ય કરતા હતા.

વૃષદેવવર્માએ ૬૧ વર્ષ રાજ્ય કર્યું છે અને તેમના વખતમાં શંકરાચાર્ય નેપાળમાં આવ્યા હતા.

(સૂર્યવંશી ૧૮ મા રાજા) રુદ્રવર્માના પુત્ર વૃષદેવવર્માએ વિહારો બંધાવ્યા. લોકેશ્વર અને બૌદ્ધની પ્રતિમાઓનું સ્થાપન કર્યું. એનો ભાઈ બાલાર્ચન પણ બૌદ્ધ હતો. શંકરાચાર્ય દક્ષિણમાંથી આવ્યા અને બૌદ્ધધર્મનો નાશ કર્યો.

ઉપરના સૂર્યવંશી રાજાઓમાં ૩૧ રાજાઓ થયા. ૩૧મા રાજા વિશ્વદેવવર્માએ પોતાની કુંવરી ઠાકુરી જાતના અંશુવર્મા નામના રાજાને પરણાવી. એના વખતમાં વિક્રમાદિત્ય નેપાળમાં આવ્યા. એટલે વિશ્વદેવવર્માના વખતમાં. વિશ્વદેવવર્માએ ૫૧ વર્ષ રાજ્ય કર્યું. વિક્રમે પોતાનો શક સ્થાપ્યો.

ઠકુરીવંશનો અંશુવર્મા કલિયુગ સંવત ૩૦૦૦ અથવા ઇ. સ. પૂ. ૧૦૧ માં ગાદી ઉપર આવ્યો. એનાથી આઠમો, રાજા વરદેવ, નરેંદ્રદેવનો કુંવર, એણે લલિતપટ્ટણની ગાદી ફેરવી. શંકરાચાર્ય નેપાળમાં આવ્યા. કલિયુગ સંવત્ ૩૬૨૩ માં અવલોકિતેશ્વર નેપાળમાં આવ્યા. વરદેવરાજા કલિયુગ સંવત્ ૩૩૬૮ અથવા ઈ. સ. ૨૬૭ માં હતો. વરદેવે કેટલાક વર્ષ રાજ્ય કર્યું તેનો દાખલો મળતો નથી તેથી ઉપરની સાલ અહિં દાખલ કરી છે.

---

ઇંડિયન એંટીકવેરી, પુસ્તક ૧૪ પૃષ્ઠ ૬૨-૬૪ માં પ્રો. ભાણ્ડારકરે મુંબાઈ ઇલાકા સંસ્કૃત હસ્તલેખ ઉપરની શોધના સંબંધમાં સને ૧૮૮૨–૮૩ માં પ્રકટ કરેલા રિપોર્ટ ઉપર વિવેચના કરતાં ડા. બ્યુલ્હર નીચે પ્રમાણે કહે છેઃ—

શંકરાચાર્યના સમયસંબંધી (પૃષ્ઠ ૧૫) વિવેચન માટે પ્રો. ભાણ્ડારકર પૂરતા ભાગ્યશાલિ નથી. શંકરાચાર્યના ધર્માનુયાયી(ચક્રેશ્વર શાસ્ત્રીકૃત આર્યવિદ્યાસુધાકર, પૃષ્ઠ ૨૨૬)એ સંક્ષેપશારીરકમાંથી આપેલા આધારના બળથી અને સંબંધ ધરાવતી બીજી બાબતોના આધારથી જે સમય ઠરાવ્યો છે તેનાથી વેગળા જઇને બીજું અનુમાન બાંધવું એ અયોગ્ય છે. એમાં એવું કહ્યું છે કે એક સુપ્રસિદ્ધ આદિત્ય નામનો રાજા અથવા જે મનુનો પુત્ર કહેવાતો અને જે ક્ષત્રી હતો તથા જેનો હુકમ કદી અમાન્ય થતો નહિ એવા રાજાના વખતમાં શંકરના મુખ્ય શિષ્ય સર્વજ્ઞાત્મને લખાણ કર્યું છે એ વાત શંકરનો જન્મ ઇ. સ. ૭૮૮ ને બદલે ૬૮૦ સુધીમાં થયો એમ માનવાને આપણને કોઈ પણ રીતે કારણ આપતી નથી. જો કે પ્રો. ભાણ્ડારકરનું ધારવું એવું છે કે મનુના પુત્રો ચાલુક્ય વંશના રાજપુત્ર હતા. એ ધારણા ઘણું કરીને ખરી જણાય તોપણ તે ઉપરથી એમ ઠરતું નથી કે તેનું નામ આદિત્ય હોવું જોઇએ અથવા આદિત્યમાં સમાવેશ થયેલું હોવું જોઇએ. વળી એમ પણ ઠરતું નથી કે પ્રાચીન ચાલુક્ય વંશનો હોય કે જે ચાલુક્યવંશ ૮ મા સૈકામાં રાઠોડ લોકોએ નાબુદ કર્યો હતો.

---

# જ્યોતિષશાસ્ત્રપ્રમાણે શંકરનો જન્મસમય.

૧. શંકરના જન્મસમય સંબંધે દરેક લખનારે આપેલ વર્ષ સંખ્યા આનુમાનિક છે એવું મારૂં માનવું છે.

૨. શૃંગેરમઠમાંથી જે નોંધ મળેલ છે તે યથાર્થ નથી. વિક્રમ અને શંકરાચાર્યના ગુરુ ગોવિંદપાદાચાર્ય હતા, એપરથી એ અનુમાન કરવામાં આવ્યું છે. વિક્રમ જેવા પ્રખ્યાત રાજાના વૃત્તાંતમાં શંકરાચાર્ય જેવા અદ્વિતીય પુરુષનું જરા પણ વૃત્તાંત ન આવે એ બનવા જોગ નથી. જેથી એ શકવર્ષ પણ માની શકાય નહિ.

૩. ઐતિહાસિક અથવા આનુમાનિક પુરાવાથી કાળ નક્કી કરવાનું મારૂં કામ ન હોતાં કેવળ ગ્રહસ્થિતિપરથી કાળ નક્કી કરતાં અત્યારસુધીમાં મળી આવેલી પ્રમાણના જુદા જુદા વર્ષમાં કયું વર્ષ વધારે માનવા લાયક છે તે જ હું જણાવીશ.

૪. જિનવિજય, સદાનંદકૃત શંકરવિજય અને માધવકૃત શંકરવિજય શિવાયના બીજા કોઇ ગ્રંથમાં શંકરના જન્મ વખતે ગ્રહની સ્થિતિ કેવી હતી તે જણાવેલ નથી.

૫. જિનવિજયમાં આપેલી હકીકત અપૂર્ણ અને વિશ્વાસપાત્ર નથી. ગણિત કરતાં તે વર્ષમાં માઘવદિ ૧૪ સોમવાર આવતો નથી. તેમ જ તેમાં સૂર્ય અને ચંદ્ર શિવાય બીજા ગ્રહની સ્થિતિ જણાવેલી ન હોવાથી તે પરથી જ્યોતિષના નિયમે કાળ નિર્ણય થઇ શકે નહિ; કેમકે સૂર્ય અને ચંદ્ર તો દરેક વર્ષે એનાએ જ માસમાં ને એનીએ જ રાશિમાં આવી શકે છે.

૬. સદાનંદે જે ગ્રહસ્થિતિ જણાવેલી છે તે પરથી જન્મસમય નક્કી કરવો દુસ્તર છે. કેમકે એમાં પોષ માસમાં પાંચમને દિવસ પાંચ ગ્રહ ઉચ્ચ સ્થાનમાં હતા તે વેળા જન્મ થયાનું લખેલું છે. આ લેખ તો અશુદ્ધ છે. પોષ માસમાં પાંચ ગ્રહ ઉચ્ચસ્થ હોઇ શકે નહિ. શંકરાચાર્યના જન્મવખતે ગ્રહની એવી સ્થિતિ આવવી જોઇએ કે જે ગ્રહપરથી અલ્પાયુનો યોગ, સંન્યાસનો યોગ અને ચક્રવર્તિપણાનો યોગ હોવો જોઈએ. સદાનંદે આપેલ ગ્રહમાં કેવળ રાજયોગ ઉત્પન્ન થાય છે તેમજ પૂર્ણ-

બુધનો યોગ થતો હોવાથી એ માનવા લાયક નથી. પોષ માસમાં પાંચ ગ્રહ ઉચ્ચસ્થ શી રીતે થઇ શકે એ સમજાતું નથી.

૭. માધવાચાર્યે શંકરના જન્મસમયના ગ્રહની સ્થિતિ બારીકાઇથી બતાવી નથી છતાં તેથી શંકરના જન્મસમયપર પુરૂં અજવાળું પાડી શકાય તેમ છે. જ્યારે શુભ લગ્નમાં શુભ ગ્રહ શુભ ઈક્ષણયુક્ત પડેલ હતો, સૂર્ય મંગળ અને શની ઉચ્ચસ્થ હતા અને ગુરુ કેંદ્રમાં હતો ત્યારે શંકરનો જન્મ થયો હતો. આમાં શુક્ર, બુધ અને ચંદ્રની તે વેળાની રાશી જણાવેલી નથી. ફક્ત ધ્યાનમાં રાખવાનું તો એટલું જ છે કે લગ્ન શુભ ગ્રહનું ને શુભ યુક્તે ઈક્ષિત અને ગુરુ ગમે તે રાશીમાં કેંદ્રમાં આવવો જોઈએ ને તેની સાથે ગ્રહની પરસ્પરની લગ્નસંબંધી સ્થિતિ એવી ન આવવી જોઈએ કે જેથી ફલાદેશમાં તેથી વ્યભિચાર આવે.

૮. માધવાચાર્યે બતાવેલી શંકરના જન્મગ્રહની સ્થિતિ નીચે બતાવેલા કલિગત વર્ષોમાં આવે છેઃ—

કલિગત ૬૦૫.




કલિગત ૨૮૧૫.




૯. ઉપરની કુંડલીમાં જણાવેલા ગ્રહપરથી જાતકને રાજયોગ અને સંન્યાસયોગ તથા અલ્પાયુઃના યોગનો આદેશ સુલભરીતે કરી શકાય છે.

૧૦. ઉપર મુજબ જે વેળા ગ્રહસ્થિતિ હશે તેને જ શંકર જન્મ સમય ગણી શકાશે.

૧૧. અત્યારસુધીમાં શંકરના જન્મસમયના શકનું ગણિત કરતાં એકેપરથી ઉપર જણાવેલી ગ્રહસ્થિતિ મળતી આવતી નથી.

૧૨. જ્યારે ગ્રહસ્થિતિ મળતી નથી આવતી ત્યારે તે કાળ અસંત્ છે એમ કહ્યાવિના ચાલે તેમ નથી.

૧૩. શનિ ૫૯ વર્ષે, મંગળ ૭૯ વર્ષે અને ગુરૂ ૮૩ વર્ષે કેવળ સ્વલ્પ તફાવત સાથે એનીએ જ રાશિમાં આવી શકે છે.

૧૪. વિલોમ વિધિએ ગણિત કરી જોયું તો કલિગત વર્ષ ૬૦૫ અને ૨૮૧૫ માં શંકર જન્મ હોવાનું જણાય છે. ત્યાર પછીનાં ઘણાં વર્ષનું ગણિત કર્યું છતાં તેવી સ્થિતિ આવતી નથી. ક્યાંક મંગળ મકરનો આવે છે તો શનિ તુલનો હોતો નથી અને ગુરુ સિંહનો આવે છે.

૧૫. અત્યારસુધીમાં જે જે વિદ્વાનોએ શંકરનો સમય બતાવ્યો છે તે વર્ષમાનાં બીજાં કોઈ પણ લગભગનાં વર્ષમાં શંકરના જન્મગ્રહની આ સ્થિતિ મળતી ન આવે ત્યાંલગણ શંકર જન્મ કલિગત વર્ષ ૬૦૫ અથવા ૨૮૧૫ માં થયો એમ માનવામાં કશી હરકત નથી.

૧૬. આને ભાસ્કરરાયકૃત શ્રીશાંભિમાંસાના લેખથી પુષ્ટી મળે છે તો તેથી તે અગ્રાહ્ય નથી.

૧૭. મારાં કરેલાં ગણિતના કાગળો મેં મારી પાસે સાચવી રાખેલ છે જે જરૂર પડે જાહેરમાં લાવવામાં કશી હરકત નથી.

કાનજી મયાશંકર દ્વિવેદી,
તંત્રી, જ્યોતિષતત્ત્વચિંતામણિ.

# શંકરે લખેલા ગ્રંથો.

૧ બ્રહ્મસૂત્ર ઉપરનું ભાષ્ય.
૨ ઇશોપનિષદ્ ઉપરનાં ભાષ્ય.
૩ ગીતાભાષ્ય.
૪ કેનોપનિષદ્ ઉપર બે ભાષ્ય છે: એક પદભાષ્ય અને બીજું વાક્યભાષ્ય.
૫ શ્વેતાશ્વતરઉપનિષદ્ ઉપર ભાષ્ય.
૬ સનત્સુજાતીય ઉપર ભાષ્ય.
૭ નૃસિંહતાપનીય ઉપર ભા૦
૮ ગાયત્રીભાષ્ય.
૯ ઉપદેશસાહસ્રી.
૧૦ શતશ્લોકી.
૧૧ વિષ્ણુસહસ્રનામ ઉપર ભાષ્ય.
૧૨ અપરોક્ષાનુભૂતિ.
૧૩ સ્વાત્મનિરૂપણ.
૧૪ વિવેકચૂડામણી.
૧૫ દક્ષિણામૂર્તિસ્તવ.
૧૬ આત્મષટ્ક.
૧૭ ગોવિંદાષ્ટક.
૧૮ વિજ્ઞાનનૌકા.
૧૯ મનીશા પંચક.
૨૦ સાધન પંચક.
૨૧ તત્વાનુસંધાન.
૨૨ પ્રબોધસુધાકર.
૨૩ અદ્વૈતકૌસ્તુભ.
૨૪ વેદાંતમુક્તાવલિ.
૨૫ વેદાંત સાર.
૨૬ હરિમીડે-હરિસ્તુતિ.
૨૭ આત્મબોધ.
૨૮ મહાવાક્ય વિવરણ.
૨૯ તત્વબોધ.
૩૦ મહાવાક્ય વિવેક.
૩૧ વાક્યવૃત્તિદર્પણ.
૩૨ વાક્યવૃત્તિ મધ્યમ.
૩૩ વાક્યવૃત્તિ લઘુ.
૩૪ આત્મચિંતન.
૩૫ રત્નપંચક.
૩૬ વિવેકાદર્શ.
૩૭ પંચીકરણ.
૩૮ સિદ્ધાંતબિંદુ.
૩૯ ષટ્પદી.
૪૦ એક શ્લોકી.
૪૧ એક શ્લોક.
૪૨ ત્રિશ્લોકી.
૪૩ ચતુઃશ્લોકી.
૪૪ આત્મપંચક.
૪૫ મનીશા પંચક.
૪૬ સાધનપંચક.
૪૭ કૌપીનપંચક.
૪૮ કાશિપંચક.
૪૯ વૈરાગ્યપંચક.
૫૦ શિવમાનસપૂજા.
૫૧ શિવમાનસપૂજા (બીજી.)
૫૨ વિષ્ણુમાનસપૂજા.
૫૩ ચતુષષ્ટયોપચાર ભવાનીમાનસપૂજા.
૫૪ ભગવાનમાનસપૂજા.
૫૫ નિર્વાણ ષટ્ક.
૫૬ સપ્તશ્લોકી ગીતા.
૫૭ નિર્વાણ દશક.
૫૮ સદાચાર (મોટો ગ્રંથ છે.)
૫૯ ચર્પટ પંજરી.
૬૦ દ્વાદશ પંજરિકા.
૬૧ આત્માનાત્મ વિવેક.
૬૨ અદ્વૈતાનુભૂતિ.
૬૩ બાલબોધિની.
૬૪ હરિનામમાલા.
૬૫ બ્રહ્મનામાવલિ સ્તોત્ર.
૬૬ પ્રશ્નોત્તરનામાવલી.
૬૭ નક્ષત્રમાલા.
૬૮ નિગમચૂડામણી.
૬૯ મોહમુદ્ગર.
૭૦ યતિપંચક.
૭૧ કાશિકાસ્તોત્ર.
૭૨ વિષ્ણુનામાષ્ટક.
૭૩ શિવભુજંગપ્રયાતસ્તોત્ર.
૭૪ શિવપંચાક્ષરસ્તોત્ર. [ત્રિ.
૭૫ શિવાપરાધક્ષમાપનસ્તો-
૭૬ લક્ષ્મીનૃસિંહસ્તોત્ર.
૭૭ નારાયણસ્તોત્ર.
૭૮ ત્રિપુરસુન્દરીસ્તોત્ર.
૭૯ દેવ્યપરાધક્ષમાપનસ્તોત્ર
૮૦ અન્નપૂર્ણાસ્તોત્ર.
૮૧ સૌન્દર્યલહરી.
૮૨ આનંદલહરી.
૮૩ વિષ્ણુપાદાદિ કેશાંતવર્ણનસ્તોત્ર.
૮૪ શિવસ્તોત્ર.
૮૫ શિવસર્વોત્તમ.
૮૬ લલિતાસ્તવરાજ.
૮૭ દત્તાત્રેયસહસ્રનામસ્તોત્ર.
૮૮ મહાલક્ષ્મીશક્તિયોગમાયાભવાનીસ્તોત્ર.
૮૯ અંબાષ્ટક.
૯૦ પાંડુરંગાષ્ટક.
૯૧ શિવનામાવલ્યાષ્ટક.
૯૨ કાલભૈરવાષ્ટક.
૯૩ અચ્યુતાષ્ટક.
૯૪ કૃષ્ણાષ્ટક.
૯૫ જગન્નાથાષ્ટક.
૯૬ યમુનાષ્ટક.
૯૭ અચ્યુતાષ્ટક (બીજું.)
૯૮ ધન્યાષ્ટક.
૯૯ શિવરામાષ્ટક.
૧૦૦ ગંગાષ્ટક.
૧૦૧ ત્રિવેણીસ્તવ.
૧૦૨ નર્મદાષ્ટક.
૧૦૩ યમુનાષ્ટક (બીજું.)
૧૦૪ મણિકર્ણિકાષ્ટક.
૧૦૫ ગોવિંદાષ્ટક.
૧૦૬ ભૈરવાષ્ટક.
૧૦૭ શારદાસ્તુતિ.
૧૦૮ શિવસ્તોત્ર.
૧૦૯ ચંદ્રશેખરસ્તોત્ર.
૧૧૦ વિઠ્ઠલસ્તોત્ર.
૧૧૧ રામલક્ષ્મણસ્તોત્ર.
૧૧૨ નીલકંઠશિવસંવાદ.
૧૧૩ વેદાંતસાર શિવસ્તવ.
૧૧૪ અપરાધભંજનસ્તોત્ર.
૧૧૫ કૃષ્ણતાંડવ.
૧૧૬ કામાક્ષ્યાષ્ટક.
૧૧૭ રાજયોગ.
૧૧૮ યોગતારાવલી (યોગશાસ્ત્ર ઉપર).
૧૧૯ અમરુશતક (કામશાસ્ત્ર ઉપર).

# સંક્ષેપશંકરજયનો સાર.

સર્ગ ૧.
ઉપોદ્‌ઘાત.

એક દિવસ બ્રહ્માદિ દેવો ભેગા મળીને કૈલાસમાં ઉદયાચળ ઉપર શંકર પાસે ગયા. તેમણે હાથ જોડી નમ્રભાવે શંકરપ્રતિ કહ્યું કે, "હે વિભો, ભગવાન્ વિષ્ણુએ [1]સુગતોને માટે બૌદ્ધશાસ્ત્ર રચ્યાં છે તે આપ જાણો જ છો. એ શાસ્ત્રોનો પૃથ્વીમાં ઘણો ફેલાવો થયો છે. વેદાદિક શાસ્ત્રને તેથી હાનિ પહોચી છે. સુગતો વેદ, બ્રાહ્મણ, વર્ણાશ્રમ આદિની અદેખાઈ કરે છે. એટલું જ નહિ પણ 'એ સઘળો ઢોંગ છે અને આજીવિકાને માટે જ કરેલું છે' એમ કહિ નિંદા કરે છે માટે વૈદિકધર્મનું રક્ષણ કરો. વળી ઘણા પાખંડ મતો પણ પ્રસર્યા છે. કાપાલિકમતવાળાઓએ તો મર્યાદાને પણ મુકી દિધી છે. તેથી જગત્‌ના ઉદ્ધાર માટે લક્ષ્ય આપો." ત્યારે પાર્વતીના પતિ શ્રીશંકર કહે છે કે, "હું મનુષ્યદેહ ધરીને તમારા મનોરથ પૂર્ણકરી પાખંડ-મતોનું ખંડન કરીશ. દુષ્ટ આચારના વિનાશ માટે, ધર્મના સંસ્થાપન માટે બ્રહ્મસૂત્રના તાત્પર્યના નિર્ણય સારૂ ભાષ્ય કરીશ અને ચાર શિષ્યો સહિત યતીન્દ્ર શંકરને નામે પૃથ્વીમાં હું પ્રકટ થઈશ. તમે પણ મનુષ્યદેહ ધારણ કરીને મને અનુસરશો તો તમારો મનોરથ પૂર્ણ થશે" એમ કહિ સ્વામિ કાર્તિક ભણી જોઈને કહે છે કે, "હે સૌમ્ય, જગત્‌ના ઉદ્ધારને સારૂ હું કહું તે સાંભળો. [2]ત્રિકાંડ વેદનો ઉદ્ધાર કરવાથી દ્વિજોનો ઉદ્ધાર થશે. બ્રાહ્મણોનો ઉદ્ધાર થવાથી જગત્‌નો ઉદ્ધાર થશે. કારણ કે, વર્ણાશ્રમનું રક્ષણ કરવું તે તેમને જ આશ્રયે છે. વિષ્ણુ અને શેષ કે જે મારા એ ગૂઢ હેતુ જાણનારા છે તેમને વેદના ઉપાસનાકાંડનો ઉદ્ધાર કરવા મેં જ આજ્ઞા કરી હતી. તેથી સંકર્ષણ અને પતંજલિ એ નામથી મધ્યમ-ઉપાસના તથા યોગકાંડના ગ્રંથો તેમણે કર્યા છે. જ્ઞાનકાંડનો ઉદ્ધાર હું કરીશ એમ મેં દેવતાઓને કહ્યું છે તે તમે જાણો છો. તમે સુબ્રહ્મણ્ય એ નામથી કર્મકાંડનો ઉદ્ધાર કરજો તેમ જ જે સુગતો વેદધર્મને અડચણ કરતા હોય તેમને જીતીને વેદધર્મની મર્યાદા સ્થાપન કરો. તમને સહાય થવા બ્રહ્મા મંડનને નામે પ્રકટ થશે અને રાજા તરીકે ઈંદ્ર સુધન્વાને નામે અવતરશે" પછી સ્વામિ કાર્તિક "ઘણું સારૂં" કહિ સુબ્રહ્મણ્યને નામે પૃથ્વીમાં પ્રકટ થયા. ઈંદ્ર સુધન્વા રાજા થયા. બ્રહ્મા મંડનને નામે પ્રકટ્યા અને સ્વામિ કાર્તિક ભટ્ટપાદને અભિધાને અવતર્યા.

સુધન્વા રાજા ભટ્ટપાદની વાટ જોતો સુગતોમાં મ્હાલે છે. કોઈને શંકા થાય કે સુગતોના મતની નાશને માટે પોતે અવતાર ધારણ કરે છે ત્યારે તેને કેમ આશ્રય આપીને વર્તવા લાગ્યો તો એટલું જ કહેવું ઠીક લાગે છે કે, તે ભટ્ટપાદની વાટ જોતો હતો. ભટ્ટપાદ કર્મકાંડનો ઉદ્ધાર કરીને દિગ્વિજય કરતા સુધન્વાની નગરિમાં આવ્યા. સુધન્વા રાજાના જાણવામાં આવવાથી તેમને ઘણો આનંદ થયો. સુવર્ણનું આસન આપીને તેમનો ઘણો સારો સત્કાર કર્યો. ત્યાંની સભામાં ભટ્ટપાદ બિરાજ્યા છે. એક તરફ સુગતો પણ બેઠા છે. એવામાં એક કોયલે ઝાડઉપર ટહુકો કર્યો.

તે સાંભળીને ભટ્ટપાદ તેને સંબોધીને કહે છે કે, "હે કોયલ, મલિન, નીચ, શ્રુતિદૂષક કાગડાના કુળ સાથે જો તારો સંગ ન હોય તો તું વખાણને પાત્ર ગણાય" આવી માર્મિકવાણી સાંભળીને સુગતો ખિજવાયેલા સર્પની પેઠે ફુંગરાયા. પછી ભટ્ટપાદે બૌદ્ધોને હરાવવા માટેના પ્રમાણો તેમના જ ગ્રંથોમાંથી આપીને બળતામાં ઘી જેમ હોમાય તેમ તેમને પ્રજ્વલિત કર્યા. સભામાંના સુગતો ક્રોધથી લાલચોળ થયા અને પરસ્પરના મતોનું ખંડન મંડન કરવા લાગ્યા. અને [3]"સર્વજ્ઞ"ને વિશેષજ્ઞ ભટ્ટપાદે મૌનથી અલંકૃત કર્યા. મતલબ કે વાદવિવાદમાં તેમને હરાવીને મૂંગા કર્યા.

પછી ભટ્ટપાદ રાજાને ઉપદેશ કરવા લાગ્યા ત્યારે સુધન્વાએ કહ્યું કે, "મતના ખંડન મંડનનું કામ વિદ્યાના બળવડે થાય છે. જે વધારે વિદ્વાન્ હોય તે જીતે છે. એમાં વિશેષ કાંઈ નથી પણ જે પર્વત ઉપર ચઢીને પડતું મેલતાં નાશ ના પામે તેનો મત સાચો અને નાશ પામે તેનો ખોટો." આમ કરવું કબુલ કરીને ભટ્ટપાદ વેદનું સ્મરણ કરતાં પર્વત ઉપર ચઢયા અને પડતું મેલ્યું. જાણે કોઈ રૂનો દડો જમીન ઉપર સહિસલામત આવતો હોય તેમ ભટ્ટપાદ કશી પણ અડ-

---

૧ બૌદ્ધો. ૨ કર્મ, ઉપાસના અને જ્ઞાન. ૩ બૌદ્ધ.

ચણ વગર આવ્યા ત્યારે રાજાએ વૈદિકધર્મ ઉપર શ્રદ્ધા રાખીને તેને માનવા માંડયો. એટલે સુગતો બોલ્યા કે, "આમ કરવાથી જ કંઈ ધર્મનો નિર્ણય થયો ગણાય નહિ. કારણ કે, મણિ, મંત્ર અને ઔષધપ્રયોગથી દેહનું રક્ષણ થઈ શકે છે." ત્યારે રાજાએ પ્રતિજ્ઞા કરી કે, "હું એક પ્રશ્ન કરૂં છું જો તેમાં તમે ખોટા પડશો તો યંત્રમાં ઘલાવીને તમારો નાશ કરાવીશ." આમ કહિ મોઢું બંધ કરેલો એક ઘડો મંગાવ્યો અને બ્રાહ્મણો તથા બૌદ્ધોને તેમાં શું છે તે કહિ દેવાની આજ્ઞા કરી. ત્યારે તેમણે "કાલે સવારે એમાં શું છે તેનો નિર્ણય કરીને કહિશું" એવું કહ્યું અને સર્વે પોતપોતાને સ્થાનકે ગયા.

રાજા ભરસભામાં પધાર્યા. સુગતો અને બ્રાહ્મણો આવ્યા. સુગતો બોલ્યો કે, "એ ઘડામાં સર્પ છે." બ્રાહ્મણો બોલ્યા કે, "એ ઘડામાં શેષશાયી વિષ્ણુ છે." રાજા પોતે જાણતો હતો કે માંહે સર્પ છે તેથી તેની મુખમુદ્રા ઉતરી ગઈ. એટલામાં આકાશવાણી થઈ કે, "હે રાજા, સંદેહ દૂર કર, એમાં બ્રાહ્મણોએ જે કહ્યું છે તે જ છે. માટે સત્યપ્રતિજ્ઞાવાળો થા." આકાશવાણી સાંભળતાં આનંદ પામેલો રાજા ઘડો ઉઘાડીને જુવે છે તો બ્રાહ્મણોનું કહેલું ખરૂં પડયું.

રાજાએ એવો હુકમ કર્યો કે "દક્ષિણમાં સેતુબંધ રામેશ્વર અને ઉત્તરમાં હિમાલય સુધી જ્યાં જ્યાં સુગતો વસતા હોય ત્યાંથી તેમને હણવા. જે તેમને હણશે નહિ તેમને હું હણીશ." આવી દૃઢ પ્રતિજ્ઞાને સેવકોએ પાળી. પછી ભટ્ટપાદે વૈદિકધર્મનો બોધ કરીને તેનો પ્રસાર કર્યો. આથી કરીને કર્મમાર્ગની પ્રવૃત્તિ અપ્રતિહત ચાલુ થઈ અને જ્ઞાનકાંડના ઉદ્ધારને માટે શંકરે ઇચ્છા કીધી.

સર્ગ બીજો, શ્રીમચ્છંકરાચાર્યનું જન્મકથન.

કરુણાના સમુદ્રરૂપ, કામને બાળનાર મહેશ્વર કેરલ દેશમાં પૂર્ણા નદીને તટે વૃષાદ્રિ પર્વત ઉપર સ્વયંભુલિંગ રૂપે પ્રકટ થયા. તેમની પ્રેરણાથી રાજશેખર નામે કોઈ રાજાએ ત્યાં એક દેવાલય બંધાવ્યું, અને પૂજા કરવા માંડી. એ દેવાલયની પાસે કાલટી નામે અગ્રહાર[1] હતો. એ અગ્રહારમાં પંડિતવર્ય વિદ્યાધિરાજ નામે શિવભક્ત બ્રાહ્મણ હતો. તેને ત્યાં પુત્રરૂપે અવતરવાની શ્રીશંકરે ઇચ્છા કરી. એ વિદ્યાધિરાજને ત્યાં પૂર્વ જન્મના સંસ્કારથી બ્રહ્મતેજવાળો એક પુત્ર થયો. એ શિવના જેટલા જ્ઞાનવાળો હતો. વાણીમાં બૃહસ્પતિ જેવો હતો. તેથી તેના પિતાએ તેનું નામ શિવગુરુ પાડયું.

યોગ્ય વયે એ શિવગુરુએ, ગુરુને ત્યાં વિદ્યાભ્યાસ કરવા માંડયો. આશ્રમ પ્રમાણે વર્તતાં ગુરુની પ્રીતિ સંપાદન કરી બ્રહ્મચર્ય વ્રત પાળી વેદાધ્યયન કરવા માંડયું. વેદાધ્યયન પછી તેના અર્થાદિકનો વિચાર કરવા માંડયો. ત્યારે ગુરુએ શિષ્યને કહ્યું કે, "તું મારી પાસે સારી રીતે વિદ્યા શિખ્યો છે. અભ્યાસ કરતાં ઘણો વખત પણ જતો રહ્યો છે તેથી તું તારે ઘેર જા. કારણ કે, તારા માતા પિતા તને જોવા માટે વલવલતાં હશે. માટે તું જા, વિલંબ ના કર. આગળ કરવાને જે યોગ્ય આશ્રમ છે તું કર. તને પરણાવવાને ઉત્સુક એવાં તારાં મા બાપ 'તારા જન્મ પછી "દિકરો ક્યારે મ્હોટો થાય ને પરણાવિએ" એવા વિચારથી વાટ જોતાં હશે. માટે તું જા." એટલે શિષ્ય કહે છે કે, "ગુરુજી, આપ કહો છો તે સત્ય છે પણ ગૃહિ[2] થવું એવો કંઈ નિયમ નથી. વૈરાગ્ય આદિ સાધનચતુષ્ટય પુરુષ ભિક્ષુપદ પ્રમાણે ચાહે છે. તેથી હું નૈષ્ઠિકબ્રહ્મચર્ય ધારણ કરીને દંડ અને મૃગચર્મથી શોભતા વિનયાચરણથી વેદાર્થવિચાર કરતો આપને ત્યાં જ રહિશ કે જેથી મારા જ્ઞાનમાં વધારો થશે. જ્યાંસુધી ગૃહિ થવાતું નથી ત્યાંસુધી બહારથી લોકોમાં તે આશ્રમ સુખકર દિસે છે પણ તે તેમ નથી."

આ પ્રમાણે શિવગુરુ, ગુરુ સાથે વિવાદ કરે છે એવામાં વિદ્યાધિરાજ પોતાના પુત્રને ગુરુને ઘેરથી તેડી જવા આવ્યો. શિવગુરુને વેદ, પદ, ક્રમ, જટા, શિખા આદિકના ઘણાએક પ્રશ્ન પૂછયા. તેમ જ ભટ્ટપાદ, પ્રભાકર, કણાદ, ગૌતમ, કપિલ અને પતંજલિ આદિના મતવિષે પરીક્ષા કરવા પૂછયું. ત્યારે શિવગુરુએ પિતાને પ્રણામ કરી સઘળા પ્રશ્નોનું સમાધાન કર્યું.

પોતાના પુત્રની ખંડન મંડનમાં વિદ્વત્તા અને બુદ્ધિ જોઈ પિતા—વિદ્યાધિરાજ ઘણો આનંદને પામ્યો અને ગુરુદક્ષિણા આપી તેમની આજ્ઞા લઈ શિવગુરુ સાથે વિદ્યાધિરાજ પોતાને ઘેર સિધાવ્યો. શિવગુરુનું અપૂર્વ જ્ઞાન જોઈ ઘણાએક બ્રાહ્મણો પોતાની કન્યા દેવાં માટે માંગાં કરવા લાગ્યા. પો-

૧ ઈશ્વરપ્રીત્યર્થ રાજાએ બ્રાહ્મણોને બક્ષીસ આપેલું ગામ. ૨ બ્રહ્મચર્ય પાળ્યા પછી ગૃહસ્થાશ્રમી થવું અને ગૃહસ્થાશ્રમ પાળ્યા પછી વાનપ્રસ્થાશ્રમ પાળવો ને પછી સંન્યસ્ત પાળવું એવું શ્રુતિમાં કહેલું છે.

તાની કન્યાનું માંગું સ્વીકારે તો વિદ્યાધિરાજને ઘણું ધન આપનારા ઘણા બ્રાહ્મણો હતા પણ વિદ્યાધિરાજે તેમ ન કરવું ધારીને કુલવાન્ અને પંડિતવર્ય એવા એ ગામના મઘપંડિત નામના બ્રાહ્મણની સતી નામક કન્યાનું માંગું કર્યું અને મઘપંડિતે તે સ્વીકાર્યું. પણ પરસ્પરમાં વાદ ચાલ્યો: કન્યાવાળા કહે કે, "વરને અમારે ઘેર સામા લાવી પરણાવો તો અમે ઘણુ ધન આપીશું" ને વરવાળા કહે કે, "જો તમે કન્યાને સામી લાવી પરણાવશો તો અમે તમારૂં ધન લઇશું નહિ." કન્યાવાળાને કોઈકે સૂચના કરી કે, "આવો વર મળવો કઠિન છે માટે નકામી તકરાર મુકી દો નહિ તો એને કન્યા નહિ મળે તેમ નથી." ત્યારે મઘપંડિતે વિદ્યાધિરાજનું કહેલું કબૂલ કર્યું. શુભ મુહૂર્ત જોઇને વાગ્દાન કર્યું અને ઉતાવળે લગ્નનો નિશ્ચય કર્યો.

જોશીઓએ ઠરાવી આપેલા સુમુહૂર્તમાં વિદ્યાધિરાજ અને મઘપંડિતના સંતાનોનાં લગ્ન થયાં તથા પરસ્પરના મનોરથ પૂર્ણપણાને પામ્યાં. સગાં, વહાલાં-સર્વ ઘણા આનંદને પામ્યા.

શિવગુરુ અને સતિ જેમ શંકર પાર્વતીથી શોભતા હતા તેમ શોભવા લાગ્યા. ગૃહસ્થાશ્રમ પ્રમાણે એ દંપતિયે યજ્ઞો કરવા માંડ્યા. સ્વધર્મને ઘણા ઉત્તમ પ્રકારે પાળવા લાગ્યા. આમ કરતાં ઘણા વર્ષો વહિ ગયા. શિવગુરુની ઉમ્મર પણ થવા આવી છતાં એ દંપતિને હજુ સુધી પુત્રસુખ મળ્યું નહોતું તેથી તેમને સંતાપ થવા લાગ્યો. તેઓ 'આ ઋતુમાં નહિ તો આવતી ઋતુમાં સંતતિ પ્રાપ્ત થશે' એવા વિચારો કરતાં કાળવ્યતીત કરે છે. એક દિવસ પોતાની સતી સ્ત્રીને શિવગુરુ કહે છે કે, "સારા કુળમાં ઉત્પન્ન થયેલી હે સ્ત્રી, આ લોકમાં હિત કરનાર પુત્રનું સુખ તો આપણે હજુ સુધી પણ જોયું નહિ. પુત્રવિના જીવન નિરર્થક છે. પિતાએ મારો જન્મ આપ્યો પણ મારો જન્મારો પુત્રવિના એળે જશે એમ મને લાગે છે. કારણ કે, "पुत्रेणायं लोकः—પુત્રથી જ આલોક સિદ્ધ થાય છે" એવું શ્રુતિ કહે છે. વંશના વધારાને માટે કંઈ ઉપાય કરવો જોઈએ. નિપુત્રકને પરલોક પ્રાપ્તી નથી." ત્યારે સતી કહે છે કે, "આપણ બે જણ શ્રીશંકરની સેવા કરીએ કે જેથી તેમના પ્રસાદ વડે આપણે સંતતિને પામીશું. જો આપ કદી એમ કહેશો કે, તેનું શું પ્રમાણ છે? તો [1]ઉપમન્યુની વાત આપ ક્યાં નથી જાણતા?" તે સાંભળી શિવગુરુએ સદાશિવની ઉપાસના કરવા માંડી. વૃષક્ષેત્રમાના સ્વયંભુ સદાશિવનું પૂજન કરતાં સતીએ પણ ઉપાસના કરવા માંડી. એટલે શિવ પ્રસન્ન થયા અને નિદ્રાવશ થયેલા શિવગુરુને બ્રાહ્મણને વેશે પૂછ્યું કે 'હે શિવગુરો, તું શા માટે તપ કરે છે?' ત્યારે શિવગુરુએ કહ્યું કે, "અમને સંતતિ નથી માટે તે આપો." શંકર કહે છે કે "તમારે ઘણા વર્ષ જીવે એવો અસર્વજ્ઞ પુત્ર જોઈએ છે કે, થોડા વર્ષ જીવે એવો સર્વજ્ઞ પુત્ર જોઈએ છે?" શિવગુરુ કહે છે કે "બહુ ગુણવાળા સર્વજ્ઞ પુત્રના પ્રાપ્તિની મારે ઇચ્છા છે." શંકર કહે છે કે "તમારાથી સર્વજ્ઞ પુત્ર થશે માટે હવે તમે તપ મુકીને ઘેર જાઓ." સ્વપ્નમાં બનેલી વાત પોતાની સ્ત્રી સતીને શિવગુરુએ કહિ. શિવનું સ્મરણ કરતાં એ દંપતી પોતાને ઘેર ગયાં. શિવગુરુને માટે સતીએ જે ભોજન તૈયાર કર્યું હતું તેમાં તે દિવસે શિવના તેજનો પ્રવેશ થયો. આનંદમાં શિવગુરુએ ભોજન કર્યું અને શેષાન્નને સતીએ ભોજનમાં લીધું. શિવના તેજ વડે સતીએ ગર્ભધારણ કર્યો. દિવસે દિવસે ગર્ભ વધવા લાગ્યો. સતીને દૌહદ[2] થવા લાગ્યું. એક વસ્તુ ઉપર ભાવ થાય ને તે મળે એટલે બીજા ઉપર ભાવ થવા લાગ્યા. મતલબ કે, ગર્ભવતીને જે જે અભાવા થાય છે તે સર્વે સતીને થવા માંડ્યા.

દૌહદની પીડા સતીને થાય છે જાણીને સગાંવહાલાં ઘણીઘણી જાતની અમૂલ્ય-અને અપૂર્વ ચીજો

૧ ઉપમન્યુ નામનો કોઈ ગરીબ બ્રાહ્મણીનો પુત્ર હતો. તેના સોબતીઓ દૂધ પીતા હતા તેથી તેની માને પોતાને પણ દૂધ પીવું છે કહિ વિતાડતો હતો. ગરીબાઈને લીધે દીકરાને દૂધ ન આપી શકાવાને કારણે લોટને પાણીમાં ઓળીને "લે, આ દૂધ પી" કહિ એ પાતી હતી. જ્યારે તેના સોબતીઓના જાણવામાં એ વાત આવી ત્યારે તેમણે ઉપમન્યુને કહ્યું કે, "તું પીયે છે તે દૂધ નથી પણ તારી મા તો લોટમાં પાણી ભેળું કરીને આપે છે." ત્યારે દૂધ માટે તેણે માને વિતાડવા માંડ્યું એટલે પરાણે સમજાવીને કહ્યું કે, "ભાઈ, હું ગરીબ છું તેથી દૂધ ક્યાંથી આણી આપું? જો દૂધ પીવું હોય તો શંકરની આરાધના કર કે તે દૂધ આપશે." ત્યારે આરાધના કરતાં તેને શંકર પ્રસન્ન થયા અને ક્ષીરસાગરનું અધિપતીપણું આપ્યું હતું.-મહાભારત. ૨ આપણામાં જેને અભાવા કહે છે તે.

લાવીને તેને આપવા લાગ્યાં. તેનો સ્વીકાર કરતાં પૂર્ણ માસે (યુધિષ્ઠિર શક ૨૧૫૮ના રક્તાક્ષી સંવત્સરના ઉત્તરાયણમાં મેઘ વધ ૧૪ને સોમવારની મધ્ય રાત્રિયે કે જે વખતે સૂર્ય અને ચંદ્ર કુમ્ભરાશીમાં હતા તે વખતે[1]) સુગ્રહવાળા શુભ લગ્નમાં પાર્વતીએ જેમ સ્વામિ કાર્તિકનો જન્મ આપ્યો તેમ શિવગુરુપત્ની સતીએ પુત્રના પ્રસવને આપ્યો. તે સમયે શિવગુરુએ ઘણાંક દાન ધર્મ કર્યાં અને સૂતિકાગૃહમાં જઈને પ્રીતિથી પુત્રના દર્શન કર્યાં.

જે દિવસે શ્રીશંકરનો અવતાર પ્રકટ થયો તે દિવસે સ્વભાવથી જ એક બીજા ઉપર દ્વેષ રાખનારા પ્રાણીઓ પોતાનું જાતીય વેર તજીને હળીમળી ફરવા લાગ્યાં. ફળવાળા ઝાડ ઉપરથી ફળો પોતાનીમેળે પાકી પાકીને પડવા લાગ્યાં. નદી–નાળાના જળ ઘણા નિર્મલ થયાં. મેઘ ગર્જના કરીને વારંવાર દેખાવ દેવા લાગ્યો. પર્વતોની તળેટીમાંથી જાણે મોતીની લટો લટકતી હોયની તેમ નિર્મલ ઝરણાં વહેવાં લાગ્યાં. દ્વૈતવાદીઓના હાથમાંથી અકસ્માત્ પુસ્તકો પડી ગયાં. બધી દિશાઓ નિર્મલ થઈ ગઈ. સગુંધીવાળો વાયુ વહન થવા લાગ્યો. આકાશમાંથી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી, જેમ મેરૂ પર્વતથી પૃથ્વી શોભે છે તેમ શિવગુરુપત્ની સતી પુત્રવડે શોભવા લાગી.

શિવગુરુએ પુત્રના જન્મ માટે બ્રાહ્મણોને પૂછતાં તેમણે કહ્યું કે, "આ પુત્ર સર્વજ્ઞ થશે અને સ્વતંત્ર શાસ્ત્રોને રચશે; તેમ જ મ્હોટા મ્હોટા પંડિતોને જીતશે અને પોતાની કીર્તિ પૃથ્વી રહેતા સુધી સ્થાપન કરશે, આ બાળક સર્વજ્ઞ છે એમાં કશો સંદેહ નથી."

સગાં વહાલાંઓ પ્રસૂતિગૃહમાં બાળકને જોવા માટે નાના પ્રકારની ભેટ લઈને આવ્યાં. ઉનાળાના ખરેખરા મધ્યાન્હના તાપથી તપેલી સ્ત્રીઓ જેમ ચન્દ્રને જોઇને તહાઢી થાય છે તેમ કમળ જેવા મુખવાળા એ બાળકને પ્રસૂતિગૃહમાં જોઈને આનંદ પામ્યાં. જે એ બાળકને જોતાં તે સર્વને ઘણો આનંદ થતો હતો તથા તે શંકરની કૃપાથી જન્મ્યો હતો માટે તેના પિતાએ એનું નામ શંકર પ્રાડચું.

શંકરે સર્વજ્ઞ છતાં બાલકના જેવું આચરણ કરીને ક્રમેક્રમે બાલભાવ બતાવવા માંડ્યો. રમવા માંડ્યું અને થોડું મધુર બોલવા પણ માંડ્યું. સહજ ચાલવા માંડ્યું. એમ કરતાં બે વર્ષના થયા.

એ બાલક શંકરના મસ્તક ઉપર હિમકર—ચંદ્ર–ચિન્હ હતું. કપાળમાં નેત્રનું અને ભુજાઓ ઉપર ત્રિશૂલનું ચિન્હ હતું. શરીરનો રંગ શુદ્ધસ્ફટિક જેવો ઊજળો હતો. છાતીમાં નાગ, ચરણમાં ચામર, કપાળમાં બાલેંદુ–બીજનો ચંદ્ર, હાથમાં ચક્ર, ગદા, ધનુષ્ય, ડમરૂ, માથા ઉપર ત્રિશૂળ, એવી રેખાઓથી યુક્ત—સામુદ્રિક લક્ષણોથી શંકરનું સ્વરૂપ લોકોને મોહ પમાડતું હતું

ત્રીજો સર્ગ, દેવોના અવતારનું નિરૂપણ.

વિષ્ણુ વિમલ નામે બ્રાહ્મણ પંડિતને ત્યાં પદ્મપાદના અભિધાનથી અવતર્યા. તે સર્વ શાસ્ત્રમાં નિપુણ હતા. વાયુદેવનો અવતાર હસ્તામલક નામે થયો. વાયુના દશાંશરૂપે તોટકાચાર્ય અવતર્યો. શિલાદના પુત્ર નંદિકેશ્વર ઉદંકનામે અવતર્યા. બ્રહ્માનો અવતાર સુરેશ્વર[2] નામે, બૃહસ્પતિ[3] આનંદગિરિની[4] નામે, અરુણ સનંદનને નામે, વરુણ ચિત્સુખને નામે, પૃથ્વીમાં બ્રાહ્મણોમાં ઉત્તમ એવા બ્રાહ્મણોમાં ત્યાં અવતર્યા.

બ્રહ્માએ પૃથ્વી ઉપર અવતાર લેવાથી તેમની સ્ત્રી સરસ્વતીએ, તેમને સહાય થવા [5]ઉભયભારતીને નામે શોણ નદીને કિનારે આવેલા ગ્રામમાં વિષ્ણુમિત્ર નામાના બ્રાહ્મણને ત્યાં અવતાર લીધો. તોપણ તેમનું નામ પ્રસિદ્ધ એવું સરસ્વતી હોવાથી લોકોમાં સરસ્વતી એ નામે જ ઓળખાયાં. જન્માંતર છતાં પણ જેની સર્વજ્ઞતા નષ્ટ થઈ નથી એવાં સરસ્વતીથી કશું પણ અજાણ્યું નહોતું તેથી

૧ શંકરના જન્મકાળ માટે મતભેદ છે માટે વાંચો 'ચર્ચા'. ૨ જેમનું પ્રસિદ્ધ નામ મણ્ડનમિશ્ર હતું તે. ૩ આમને માટે મતાંતર આ પ્રમાણે છે:—નાસ્તિક ચાર્વાકાદિકના શાસ્ત્ર, બૃહસ્પતિએ દૈત્યસંમોહન માટે કરવાથી બ્રહ્મા કોપ્યા અને શાપ દીધો ત્યારે તેઓ મણ્ડનમિશ્ર નામે પૃથ્વીમાં અવતર્યા. ૪ શંકરની પ્રેરણાથી નંદિકેશ્વર થયા એમ કોઈ કોઈનો મત છે. ૫ પૂર્વે સર્વજ્ઞ મુનિયો વેદનું અધ્યયન કરતા હતા. તેવામાં મહા કોપવાળા દુર્વાસા વેદ ભણવાના સ્વર લેતાં ભુલ્યા તેથી સરસ્વતીને હસવું આવ્યું. પોતાનું અપમાન થેલું ગણીને તેમણે શાપ દીધો કે, "હે વિનય વિનાની, મૃત્યુલોકમાં તું જન્મ લે." ત્યારે ક્ષમા ઇચ્છતાં મોક્ષની અવધી ઠરાવી કે "જ્યારે શંકર મનુષ્ય અવતાર ધારણ કરશે ને તેમના દર્શન થશે ત્યારે દેવપણાને પામીશ."

સર્વ કોઇને ઘણું આશ્ચર્ય લાગ્યું. સરસ્વતીએ વિશ્વરૂપ(-મંડનમિશ્ર)ની કીર્તિને સાંભળી. વિશ્વરૂપે (-મંડનમિશ્રે) સરસ્વતીની કીર્તિને સાંભળી. તેથી પરસ્પરને જોવાની ઈચ્છા થઈ. પછી પરસ્પરના મળવાથી અને પ્રેમથી એ બન્નેના માતાપિતાએ, પરસ્પરની ઈચ્છાથી-પ્રેમથી પરણાવ્યાં. કન્યાના માતાપિતા આવીને વેહેવાઇને કહેવા લાગ્યાં કે, "જેમ નાનુ બાલક કાંઈ સમજતું નથી તેમ આ અમારી પુત્રી કશું સમજતી નથી. બાલકોમાં તે હજુ તો દડા વગેરેથી રમે છે. ભૂખ લાગે છે ત્યારે ખાવાનું માંગીને ખાય છે. કદી તમે પૂછશો કે તેને ઘરકામ કેમ શિખવ્યું નહિ તો એ અમને ઘણી લાડવાઈ છે તેથી અમોએ હજુ તેને કંઈ શિખવ્યું નથી માટે તમે એનું પુત્રીપ્રમાણે રક્ષણ કરજો. તમારે જે કામ એને બતાવવું હોય તે મીઠી વાણીથી કહેજો પણ કઠોરવાણીથી કશું કહેશો નહિ. કારણ કે, કેટલાકનો એવો સ્વભાવ હોય છે કે ફુસલાવી-પટાવીને કામ કરાવવાથી બધું કામ કરે છે પણ જો જરા પણ ધમકાવીને કહે તો આડાઈ કરે છે. ગમે તેવું માણસ વાણીથી વશ થાય છે. એક દીવસે આ પુત્રીને જોઇને એક બ્રાહ્મણે કહ્યું કે, "આ બાલિકા કોઈ દેવાંશી છે. માટે એની પ્રત્યે કઠોરતા વાપરવી નહિ. એનામાં સર્વજ્ઞપણું દેખાય છે. આ બાલિકા બે મોટા પંડિતના વાદ-વિવાદમાં સાક્ષીરૂપ થશે." તેથી અમે એને ઘણા લાડથી ઉછેરેલી છે.

આ કન્યાની સાસુને પણ મારા તરફથી કહેજો કે, તમારે આશરે એને સોંપી છે. માટે ઘરમાં તેની પાસે ધીમે ધીમે કરવાનું કામ બતાવજો. વહુની પૂરતી સંભાળ સાસુથી જ લેવાય છે. મૂળે બાળક છે તેથી સહજ વાતમાં ભુલથી કંઈ વાંકુ ચુંકું થાય તો સંભાળી લેજો.તેમ જ ફરીથી તેમ ન થાય માટે ધીરેથી શિખામણ દેજો."

ઉપર પ્રમાણે પોતાના વેહેવાઈને કહ્યા પછી કન્યાની માતા કન્યાને નીચે પ્રમાણે શિખામણ દે છે.

માતા કહે છે—"હે વત્સે, તું હવે અમારા ઘરની પુત્રી મટીને સસરાના ઘરની વહુ થઈ છે. લોકોમાં તારી હાંસી થાય એવી રમતો હવે કદી તું રમીશ નહિ. હવેથી બાલચેષ્ટા મુકી દેજે. જ્યાં સુધી પાણીગ્રહણ થયું નહોતું ત્યાં સુધી તારૂં રક્ષણ અમે કરતાં હતાં પણ હવે તું તો પતિથી રક્ષાને પામીશ. માટે તું પતિને શરણે જ રહેજે કે જેથી આ લોક તથા પરલોકમાં જય પામીશ. હે પુત્રી, પતિયે જ્યાં સુધી ભોજન કર્યું ન હોય ત્યાં સુધી તું ભોજન કરીશ નહિ. પતિ દૂર પ્રવાસે જાય ત્યારે અલંકાર આદિને સજીશ નહિ. સ્નાન આદિ ભોજનને કાર્યમાં પૂર્વાપર નિયમ છે તે પ્રમાણે તું ખંતેથી ચાલજે. આ બાબતમાં સન્નારિયોના ચરિતો તારા જાણવામાં જ છે. કદી તારી કંઈ ભૂલ થાય તે માટે પતિ કોપ કરે તો તારે જરા પણ સામું બોલવું નહિ પણ ક્ષમા ઇચ્છવી. વળી હે દિકરી, જ્યારે પતિ ત્હારાથી ઘણો પ્રસન્ન થાય ત્યારે તું અધિક પ્રસન્ન થઇશ નહિ પણ જાણે બી-હીતી હોય તેમ રહેજે. સ્વામિવિના તું પરપુરુષની જોડે બોલીશ નહિ. જો પતિને કાંઈ શંકા આવે તો તે પરસ્પરના સ્નેહને નાશકર્તા છે. વળી દિકરી, સાંભળ: પતિ બહારથી આવે છે જાણીને હાથ-માંનું કામ પડતું મુકી તેની ઇચ્છા પ્રમાણે પાણીથી પગ ધોજે. તારૂં ખરેખરૂં સુખ તો પતિ જ છે. પતિ ઘેર ન હોયત્યારે ગુરુજન, મિત્ર આદિ ઘેર આવે તો ઘણા માનથી તેમનો આદર સત્કાર કરજે; તેમ જ તારા પતિના ભાઇઓ, બેનો, સાસુ અને સસરાનું કહ્યું કહેતાં વાત જ કરજે."

પછી વર વહુ પોતાના ગામમાં, જાન અને સગાવહાલાં સાથે આવ્યાં. જેમ શ્રીકૃષ્ણ પરમાત્મા છતાં બાલલીલાથી બધાને મોહ પમાડતા હતા તેમ શ્રીશંકર સર્વજ્ઞ છતાં બાળવયને યોગ્ય એવી સ-ઘળી ચેષ્ટા કરીને પોતાના માતા પીતા, સગાંવહાલાં—સર્વને આનંદ આપતા હતા.

સર્ગ ૪ થો. શંકરચરિત્ર વર્ણન.

શ્રીશંકરે બાલવયોચિત લીલાથી બધાને આનંદ પમાડતાં પ્રથમવર્ષમાં અક્ષરજ્ઞાન મેળવીને દેશભાષા જાણી લીધી. બે વર્ષ થયાં ત્યારે અક્ષરોને વાંચવાનું જ્ઞાન મે-ળવ્યું. ત્રીજે વર્ષે કાવ્ય, પુરાણ અને કોષાદિનું જ્ઞાન સંપાદન કર્યું તેમ જ પો-તાની મેળે જ તેના અર્થને જાણવાની શક્તિ પામ્યા. શ્રીશંકરની બુદ્ધિ એવી તો તેજ હતી કે ગુરુ મુખથી પણ એક વખત સાંભળવાની સાથે શિખવેલું આવડતું હતું. આવા શિષ્ય ઉપર ગુરુની પરમ પ્રીતિ કેમ ન થાય?

ત્રીજે વર્ષે શિવગુરુએ શંકરનો ચૌલસંસ્કાર કર્યો. પુત્રનું સુખ પૂર્ણ સંસ્કારવાળા છતાં તેનો લાભ લેવા શિવગુરુ રહિ શકયો નહિ પણ શંકરની ત્રણ વર્ષની કાચી વયમાં મૃત્યુને પામ્યો. તેનું ઔર્ધ્વદૈહિક કર્મ કર્યું. એના મૃત્યુને એક વર્ષ વ્યતીત થયા પછી પાંચમે વર્ષે શંકરનું ઉપનયનવિધાન કર્યું.

પછી શંકરે ગુરુ પાસેથી [1]છ અંગસહિત ચારે વેદનું ક્રમે કરીને અધ્યયન કર્યું. ગુરુપાસે બીજા જે જે વિદ્યાર્થિઓ હતા તે સર્વમાં શંકરની હુશિઆરી કોઈ જૂદા જ પ્રકારની હતી. ગુરુ પણ સ્વતઃ ઘણા આશ્ચર્યને પામતા હતા. તેમણે તર્કશાસ્ત્ર, સાંખ્ય, યોગ અને ભટ્ટપાદનાવાર્તિનું જ્ઞાન મેળવ્યું હતું.

આવા શંકર ગુરુપાસે રહિને અધ્યયન કરતા હતા છતાં કોઈ કોઈ વખત મિત્રો સાથે ભિક્ષા મેળવવા પણ બહાર જતા હતા. એક દિવસે એક ગરીબ બ્રાહ્મણને ત્યાં ગયા એટલે ઘરમાંથી તે બ્રાહ્મણની સ્ત્રીએ કહ્યું કે, "હું ખરેખાત મંદભાગિની છું કે તમારો સત્કાર કરી શકતી નથી. અમે નિર્ધન છઇયે તેથી તમને ભિક્ષા આપવાને શક્તિમાન્ નથી. ધીક્કાર છે અમારા જન્મને" એમ કહિ ઘરમાં જઈ એક આમળું આણીને શંકરને આપ્યું. શંકર પ્રસન્ન થયા. દારિદ્રય ટાળવા માટે શંકરે લક્ષ્મીજીનું ધ્યાન ધર્યું એટલે લક્ષ્મીજી પ્રત્યક્ષ શંકર પાસે પ્રકટ થઈ કહેવા લાગ્યાં કે, "આ બ્રાહ્મણે પૂર્વે સુકૃત કર્યું નથી તો આ જન્મે મારી કૃપાને પાત્ર શી રીત્યે થશે?" ત્યારે શંકર જવાબ આપે છે કે, "જો હું તમારી કૃપાને પાત્ર હોઉં તો આજે મને તેણે આમળાનું ફળ આપ્યું છે તેનું ફળ તમે એને આપો" એટલે લક્ષ્મીજીએ પ્રસન્ન થઇને એ બ્રાહ્મણનું ઘર સોનાના આમળાથી ભરી દઈ પોતે પછી અંતર્દ્ધાન થયાં. બીજાઓએ આ વાત જાણી તેથી આખા ગ્રામમાં આશ્ચર્યની સાથે આ વાત ચર્ચાવા લાગી અને શંકરની અદ્ભુતશક્તિના સર્વ ઠેકાણે વખાણ થવા લાગ્યાં.

સર્ગ પાંચમો. શંકરે સંન્યાસ લીધાનું નિરૂપણ.

ગુરુને ત્યાં સાત વર્ષ સુધી વેદશાસ્ત્રાદીને ભણીને શંકર ઘેર આવ્યા અને પોતે વેદનું અધ્યયન અને અધ્યાપન કરતા માતાની સારી સેવા કરવા લાગ્યા. માતા, પુત્રનું કોમલ બોલવું, બુદ્ધિ અને સુંદર શરીર જોઇને ઘણી હરખાતી હતી.

એક દિવસે શંકરની માતા શ્રીઅંબિકા નદીએ નહાવા ગયાં. ઉનાળાનો દિવસ હતો. તાપને લીધે માતાના પગ બળવા લાગ્યા અને ઘેર આવતાં વાર થઈ તેથી પોતે જાતે જઈને માતાનું સાંત્વન કર્યું. પછી બીજે દિવસે, પોતાની માને પડેલી અગવડ જોઈ નદીને પોતાના ઘર આગળ આવવા સ્તુતિ કરી. તેમની સ્તુતિથી પ્રસન્ન થઈને નદીએ વરદાન દિધું કે "કાલે હું તારા ઘરની પાસે આવીશ." બીજે દિવશે તે પ્રમાણે થયું તેથી લોકોમાં ઘણું આશ્ચર્ય ફેલાયું. આવી શંકરની કીર્તિ સાંભળીને, કેરલદેશના રાજશેખર રાજાએ પોતાને ત્યાં તેમને તેડી લાવવા પોતાના પ્રધાનને મોકલ્યો.

પ્રધાન ભેટ મુકવાની સામગ્રી સહિત શંકરની પાસે આવ્યો અને પોતાને આવવાનું કારણ કહિ સંભળાવ્યું. પછી રાજાએ મોકલેલી ભેટો વગેરે સ્વીકારવાનું કહિ કહ્યું કે, "આપ કૃપા કરી રાજગૃહ પવિત્ર કરશો એવી રાજાની ઇચ્છા છે." ત્યારે આચાર્ય કહે છે કે, "અમારું ભિક્ષા એ જ ભોજન છે. મૃગચર્મ પહેરવું, ત્રિકાળ સ્નાન આદિ કષ્ટસાધ્યકર્મ કરવું એ જ અમને સુખદાયક છે. અમારું, શાસ્ત્રયુક્ત કર્મ મુકીને આ હાથી, ઘોડા આદિને લઈને શું કરીએ? વળી અમારે તેનું કામ પણ શું છે? માટે હે પ્રધાન, મારું કહ્યું માનીને પાછા જાઓ. અને રાજાને કહો કે, "તમોએ મોકલેલી વસ્તુની ઇચ્છા નથી" આચાર્યની આજ્ઞા પ્રમાણે પ્રધાન રાજા પાસે આવ્યો અને બનેલું વૃત્તાંત કહિ સંભળાવ્યું, ત્યારે રાજા પંડે આચાર્યને મળવા સારૂ આવ્યો. વેગળેથી આચાર્યને જોઈ ઘટિત મર્યાદામાં રહિ અધિક ભાવથી નીચાં નમીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી શંકરે રાજાનું કુશળ પૂછતાં પહેલાં એક હજાર સોના મોહોર અર્પણ કરીને પોતાના રચેલાં ત્રણ નાટકો વાંચી સંભળાવ્યાં. શૃંગાર આદિ રસોથી પૂર્ણ એવાં એ ત્રણ નાટકો સાંભળીને રાજાની બુદ્ધિબલના ઘણા વખાણ કર્યા અને કહ્યું કે, "રાજા, આ દ્રવ્યની મારે ઇચ્છા નથી માટે પાછું લેવું અને જો મરજી હોય તો એકાદ દેવાલય બંધાવવું એટલે થયું. હવે તમારી જે ઇચ્છા હોય તે માંગો." રાજા શ્રીશંકરની વાણીરૂપી અમૃતથી સંતોષ પામીને કહેવા લાગ્યો કે, "અમારે સંતાન નથી માટે તે થવાની ઇચ્છાને પૂર્ણ કરો."

[1] શિક્ષા, કલ્પ, વ્યાકરણ નિરુક્ત, છંદ અને જ્યોતિષ.

આચાર્યે કહ્યું કે, "તમને ત્હારા જેવો જ પરાક્રમી અને બુદ્ધિમાન્ પુત્ર થશે" એમ કહિ જવાની રજા આપી.

રાજા પોતાના નગરમાં આવ્યો. એક દિવસે શંકરે પૃથ્વી ઉપર અવતાર લીધો છે જાણીને તેમને મળવા માટે ઉપમન્યુ, દધીચી, ગૌતમ, ત્રિતલ, અગસ્ત્ય આદિ મુનિયો આવ્યા. તેમની પૂજા કરીને શંકર તથા તેમની માતા અધિક આનંદ પામ્યાં.

મુનિયો તથા શંકર મોક્ષ સંબંધી વાતો કરવા લાગ્યા ત્યારે શંકરની માતાએ આવીને એ મુનિયોને "આપના પધારવાથી અમે કૃતાર્થ થયાં છિયે" કહિ પૂછવા લાગ્યાં કે, "આ બાલક ઘણી નાની વયમાં બધાં શાસ્ત્રો શિખી રહ્યો છે. તેનો મહિમા પણ મને અધિક આશ્ચર્ય કરે છે તેથી જો મને કહિ શકાય તેમ હોય તો એનું વૃત્તાંત કહો" ત્યારે અગસ્ત્ય મુનિયે કહ્યું કે, "આ સાક્ષાત્ શિવ છે. પૂર્વે પુત્રની ઇચ્છાથી તમારા પતિયે શંકરને પ્રસન્ન કર્યા હતા તેથી તે શંકરે પ્રસન્ન થઈને કહ્યું કે, "સો વર્ષની વયનો અસર્વજ્ઞ પુત્ર માંગો અથવા અલ્પ આયુષ્યવાળો સર્વજ્ઞ પુત્ર માંગો." ત્યારે તેમણે સર્વજ્ઞ પુત્રની માંગણી કરી. તેથી શિવ પોતે અવતર્યા છે"–પાછી સતિ પૂછે છે કે, "હે મુને, આ પુત્રનું આયુષ્ય કેટલું છે તે કૃપા કરી કહો." અગસ્ત્ય કહે છે.—"આ પુત્રનું સોળ સંવત્સર આયુષ્ય છે, તથાપિ કેટલાક કારણોથી બીજા સોળ સંવત્સર આ પૃથ્વી ઉપર નિવાસ કરશે."

આ પ્રમાણે કહિને સર્વે મુનિયો શંકરની આજ્ઞા માગી પોતપોતાને સ્થળે ગયા. શંકરની માતાને પોતાના દીકરાનું અલ્પ આયુષ્ય છે જાણીને ઘણો ખેદ થયો અને ચોધારે આંસુએ રડવા માંડયું ત્યારે,

શ્રીશંકર કહે છે, "માજી, આ સંસાર ક્ષણિક છે તે તમે સારી રીત્યે જાણો છો છતાં શા સારૂં શોક કરો છો? આમ શોક કરવો તમને ઘટતો નથી. આ સંસાર જાણે જૂદા જૂદા દેશના પ્રવાસિયો ભેગા થયા હોય ને ઘડી પછી જે જ્યાંના હોય ત્યાં જેમ જતા રહે તેવો છે. મા કોણ, દિકરો કોણ? કેટલાએ જન્મ ધર્યા હશે. માટે મિથ્યા શોક કરવો મુકી દો. સંસારના બંધનમાંથી છુંટવા માટે હજુ તો હું ચતુર્થાશ્રમ અંગિકાર કરવાનો છું." આવું સાંભળતાંની સાથે સતીના દુઃખની સીમા રહિ નહિ.

સતી કહે છે.–" હવે એ વિચાર તું છોડી દે. મારૂં કહ્યું માન. ગૃહી થા. પુત્રવાળો થા. યજ્ઞાદિકથી દેવોની પૂજા કર. પછી ચતુર્થાશ્રમને પામીશ; સ્મૃતિમાં કહ્યું છે કે, " ऋणानित्रीण्यपाकृत्यमनोमोक्षेनिवेशयेत्—ત્રણ ઋણ ફેડ્યા પછી મોક્ષમાં પ્રવેશ કરો " મારે તું એક જ પુત્ર છે. હું મુરી જઈશ ત્યારે મારી ઉત્તરક્રિયા કોણ કરશે? વળી તું સર્વજ્ઞ છતાં મને ઘડપણમાં એકલી મુકીને જઇશ? જ્ઞાનીઓ દયાવાન્ હોય છે તો તારામાં દયા કેમ દેખાતી નથી? તું મને તજી દેવાને હજી યોગ્ય નથી."

માતાના મનનું સમાધાન કરવા " માતાજી, શોક છોડી દો, હું નદીએ નાહીને આવું છું " કહિ શંકરાચાર્ય નદીમાં નહાવા માટે ગયા. નહાવા માટે ઊંડા પાણીમાં પેઠા કે મગરે તેમના પગને પકડયો એટલે ધાંટો પાડીને શંકર પોતાની માતને બોલાવવા લાગ્યા. પુત્રનુ ધાંટા પાડીને બોલાવવું સાંભળીને માતા દોડી આવ્યાં. એટલે શંકરે કહ્યું કે, " મગરે મારો પગ પકડયો છે. મને તે ખેંચે છે માટે માજી, હું શું કરૂં? " આ સાંભળી માતાએ ઘણો જ શોક કરીને રડવા માંડયું.

એટલામાં શંકર માતાને કહે છે કે, " માજી, જો હું આજથી જ સંન્યસ્ત લેવાનો સંકલ્પ કરૂં તો હું ધારૂંછું કે, મગર મારો પગ છોડશે. માટે માજી, જો તમારી આજ્ઞા હોય તો હું સંન્યસ્ત લઉં."

માતાએ તુરત વેળા એવો જ વિચાર કર્યો કે, સંન્યસ્ત લેવાની આજ્ઞા આપતાં મારાં પુત્રના દર્શન તો મને થશે તેથી તુરત તેમ કરવાની આજ્ઞા આપી. એટલે તુરત જ મગરે શ્રીશંકરનો પગ છોડી દીધો. પછી શંકર કિનારા ઉપર આવ્યા અને માતાને કહેવા માંડયું કે, હું " સંન્યાસ્તને યોગ્ય કર્મો કરવાને તૈયાર છું. તમારા મનમાં કદી એમ આવતું હોય કે, ઘરડપણમાં મારી ચાકરી કોણ કરશે અને મને જોઈતું કોણ પૂરૂં પાડશે તો તે માટે ફિકર કરશો નહિ. કારણ કે આપણા ઘરમાં જે જોઈએ તે છે અને આપણા સગાવહાલાં તમારી સંભાળ લેશે. વળી તમારા મનમાં એમ આવતું હોય કે મંદવાડમાં મારી સંભાળ કોણ લેશે તેમ જ મરીજવાય તો અગ્નિસંસ્કાર કોણ કરશે તો તમારા સપિણ્ડ પુરુષો તમારી ખબર અંતર લેશે અને દેહને ઘટિત એવા સંસ્કાર તેઓ કરશે."

" સપિણ્ડ પુરુષો..................કરશે " એવું પુત્રનું વચન સાંભળી ન શકાયાથી માતા કહે છે કે,

"મ્હારો જ્યારે દેહ પડે ત્યારે ત્હારે હાથે જ અગ્નિસંસ્કાર થવો જોઈએ. સંન્યાસીને તેમ કરવાનો અધિકાર નથી એમ જાણી જો તું તેમ કરવા ના કહેતો હોય તો (અગસ્ત્ય મુનિના કહેવા પ્રમાણે) તું સાક્ષાત્ શંકર છે તેથી તને કશો બાધ નથી. મૃત્યુ પછી જો ત્હારે હાથે આગ પણ હું ન પામું તો જન્મ ધર્યાનું ફળ—બન્નેને શું? અગ્નિસંસ્કારાદિ પુત્રને હાથે જ થવાં જોઈએ એવું શાસ્ત્રપ્રમાણ છે તેથી તે કર્યા શિવાય તારો છુટકો નથી."

શંકર કહે છે કે, "માજી, મને દુખની કે અંતકાળની વખતે જ્યારે સંભારશો ત્યારે હું આવીશ અને અગ્નિસંસ્કારાદિને કરીશ, પણ માજી, મારૂં જરા સાંભળો: તમારા મનમાં કદી પણ એવું લાવશો નહિ કે, આ બાલક, મારા ઘરડપણની વખતે મને તજીને સંન્યાસી થયો. જો આવું કદી પણ મનમાં ધારશો તો મને ઘણું દુઃખ પ્રાપ્ત થશે. હું જ્યાં હોઈશ ત્યાં રહ્યો રહ્યો તમને અધિક ફલ, હું તમારી પાસે હોઉં તે કરતાં કરી આપીશ." પછી શંકરે પોતાના સગા વહાલાઓને પોતાની સંન્યસ્ત લેવાની વાત કહિને માની સોંપણી કરી. પોતાના ઘરની પાસે વેહેનારી નદીના ઘસારાથી શ્રીકૃષ્ણની મૂર્તિ હાલીને સ્થાનભ્રષ્ટ થઈ હતી ને ત્યાંથી એવો આવાજ સંભળાયો કે, "નદીના ઘસારાથી સ્થાનભ્રષ્ટ થવાયું છે. માટે મારી યોગ્ય ઠેકાણે સ્થાપના કરો." તેથી શંકરે તે મૂર્તિની પોતાના ઘરની પાસે સ્થાપના કરી, તેની પૂજા વિગેરે કરવાની ગોઠવણ કરીને માજીની આજ્ઞા લઈ, સંન્યસ્ત લેવા માટે ઘરમાંથી ચાલી નિકળ્યા.

નાના પ્રકારના વન, ગ્રામ, નગરો નદીઓ આદીને ઓળંગી નર્મદાની તટનાં વનમાં કે જ્યાં [1]ગોવિંદનાથનો આશ્રમ હતો ત્યાં સાંજની વખતે આવ્યા. રસ્તામાં ઘણે ઠેકાણે અદ્વૈતવિરોધિયોને હરાવતાં, અદ્વૈતસિદ્ધાંતને સ્થપાવ્યો.

આ વનમાં ગોવિંદનાથના આશ્રમની પાસે આવી તેની ત્રણ પ્રદક્ષિણા કરીને સ્તુતિ કરી. આ વખતે ગોવિંદનાથનું ચિત્ત સમાધિમાં હતું છતાં પણ ત્યાંથી ચિત્ત ખસેડીને પોતે ઉઠી બહાર આવી શંકરને પૂછ્યું કે "તું કોણ છે?" ત્યારે તેમણે ઉત્તર આપ્યું કે,

> સ્વામી ન હું છું પૃથિવી, નહિ નીર, તેજ, છું વાયુ ના, ગગન ના, નહિ ગુણ એહ;
> છું ઇંદ્રિયો ન પણ એ અવશિષ્ટ ના હું, જે એક છે પરમ તે શિવરૂપ હું છું.

અર્થઃ—હે સ્વામિન્, હું પૃથ્વી નથી, હું જલ નથી, હું તેજ નથી, હું વાયુ નથી, હું આકાશ નથી, હું તેનો ગુણ નથી, હું ઇંદ્રિયો નથી પણ તેથી જુદું જે કેવળ પરમ શિવરૂપ તે જ હું છું.

ત્યારે ગોવિંદનાથે કહ્યું કે "સાક્ષાત્ શંકરરૂપ છો તે જાણ્યું." પછી શંકરે પાસે આવીને ગુરુની પાદપૂજા કરી. જેને ગુરુના ઉપદેશની પણ જરૂર નથી એવા શંકરને પરંપરાની રીતિ પ્રમાણે ગોવિંદનાથે ચારે વેદના મહાવાક્યનો બોધ કરીને પરમહંસ દીક્ષા આપી.

ગુરુને ત્યાં શંકર રહેવા લાગ્યા. એક દિવસ નદિએ મોટું પૂર આવ્યું. આસપાસના ઝાડો અને તટ ઉપર રહેનારા લોકોને હરકત થવા લાગી—પૂરથી તે લોકો તણાવા લાગ્યા ત્યારે પોતાના કમંડલુને મંત્રાવાહન કરી નદીના પૂરને તેમાં સમાઈ જવાની આજ્ઞા કરી. તેથી તે તેમાં સમાયું અને લોકો દુઃખથી મુક્ત થયા.

પછી ગોવિંદનાથે કહ્યું કે, "તમારો અવતાર વૈદિકધર્મના સ્થાપન માટે છે માટે અહિંથી કાશીમાં જઈને રહો" ગુરુની આજ્ઞાને માન આપી પોતે કાશી ક્ષેત્રમાં આવ્યા ને ત્યાં વિશ્વેશ્વરનું પૂજન કરતા કેટલાંક દિવસ સુધી રહ્યા.

સર્ગ છઠ્ઠો. બ્રહ્મ વિદ્યાનું સ્થાપન–વર્ણન.

એક દિવસે શંકરાચાર્યની પાસે વેદભણીને પ્રવીણ થયેલો એક બ્રાહ્મણનો દિકરો તેમના દર્શન કરવા માટે આવ્યો અને આવીને તેમના ચરણ કમળમાં પડ્યો ત્યારે આચાર્યે તેના માથા ઉપર હાથ મુકી ઉઠાડયો.

શંકરાચાર્ય પૂછે છે કે, "તું કયા ગામનો છે, જાતે કોણ છે ને ક્યાંથી આવ્યો છે?"

---

૧ વ્યાસના પુત્ર શુકદેવજી; તેમના ગુરુ ગૌડપાદ અને તેમના શિષ્ય ગોવિંદનાથ.

બ્રાહ્મણનો પુત્ર કહે છે કે "કાવેરી નદી જ્યાં વહે છે તે ચોલદેશમાં મારૂં ઘર છે. હું બ્રાહ્મણપુત્ર છું. મહાપુરુષના દર્શન માટે બધે ભમું છું. ભમતા ભમતા અહિં આવી ચડયો છું. સંસારસાગરમાં ડુબતાં બિહુછું તેથી મને તારશો એવી મારી નમ્ર પ્રાર્થના છે. આપ સર્વજ્ઞછો એટલે હું વધારે શું કહું? આપ મારા ગુણદોષાદિકને ન જોતાં સંસારસાગરમાંથી તારીને મ્હારો ઉદ્ધાર કરો."

ત્યારે શંકરાચાર્યે બ્રાહ્મણના પુત્રની અચલ ભક્તિ જોઈ તેને કૃપા કરી સંન્યસ્ત દિક્ષા દિધી, આ સનંદન નામે આચાર્યના પ્રથમ શિષ્ય તરીકે ઓળખાય છે. કાશીવિશ્વેશ્વરના બીજા પણ ઘણા એક શિષ્યો હતા તે પણ આચાર્યના શિષ્યપણાને પામ્યા.

એક દિવસે બપોરની વખતે શંકરાચાર્યે આન્હિક કરવા માટે પોતાના શિષ્યો સહિત ગંગા ઉપર સિધાવ્યા. નદીએ જતાં રસ્તામાં ચાર ભયંકર કુતરા સાથે લઈને કોઈ ચાણ્ડાલ સામો આવતો જોઈને આચાર્યે તેને કહ્યું કે, "અરે ચાણ્ડાલ, તું દૂર જા." ચાણ્ડાલ કહે છે.—"બ્રહ્મ એક છે, અદ્વિતીય છે, નિરવધ છે, અસંગ છે; સત્ય, જ્ઞાન, અનંત, અખંડ એવું તેનું રૂપ છે. આત્મા પણ અદ્વિતીય છે. એવું વેદજ્ઞ પુરૂષો કહે છે. ત્યારે વેદાંતમાં કુશલ એવા તને આવી ભેદબુદ્ધિની કલ્પના છે એ આશ્ચર્ય છે. ભગવાં વસ્ત્ર, હાથમાં દંડ, કમંડલ, બોલવામાં ચતુરાઈ, જ્ઞાન ગંધથી રહિત એવા સંન્યાસિયો પોતાના વેશથી ગૃહિયોને ઠગે છે તેમ તો નથી? મને તું દૂર જવા કહે છે તો તું મારા દેહને દૂર જવા કહે છે કે, આત્માને? જો દેહને દૂર જવાને કહેતો હોય તો તે અન્નમય છે. શું તે ત્હારા દેહ જેવો નથી? જો આત્માને માટે કહે તો હોય તો તે ત્હારા કરતાં જૂદો છે? અર્થાત્ ત્હારો ને મ્હારો આત્મા જૂદો નથી. જેમ સૂર્યનું પ્રતિબિંબ મદિરા અને ગંગાજલમાં પડે છે છતાં સૂર્ય જૂદો નથી તેમ જ બ્રાહ્મણ અને ચાણ્ડાલના શરીર જૂદા છતાં આત્મા તો એક જ છે. હવે જો તું કદિ દેહને માટે એમ કહે કે, લૌકિક રૂઢીના સંપ્રદાયથી આ ચાણ્ડાલ અને આ બ્રાહ્મણ છે એવું ધારીને "દૂર જા" એમ કહ્યું છે તો ત્હારા જેવા જ્ઞાનીને તુચ્છ એવી લૌકિક રૂઢિને સંગ્રહ કરવી શોભતી નથી. ત્હારા જેવો તત્વજ્ઞાની પરમેશ્વરની માયાવી ઈન્દ્રજાલમાં મોહ પામેલો જોઈને મને ઘણું આશ્ચર્ય થાય છે.

શંકરાચાર્યે કહે છે "મહારાજ, આપ ચાણ્ડાલ નથી પણ કોઈ મોટા પુરુષ છો. મારી ભેદબુદ્ધિનો ત્યાગ થઈ ગયો. આપ કહો છો તે સત્ય છે. એટલામાં જ શંકરાચાર્યની ભેદબુદ્ધિ જતી રહેલી જોઈ તે ચાણ્ડાલે પ્રત્યક્ષ પોતાનું શંકરરૂપ ધારણ કર્યું. એટલે શંકરાચાર્યે શાક્ષાત્ શંકરને જોઈને, સાષ્ટાંગ પ્રણામ કરી કૃપા તેમની ઈચ્છી નમ્ર વચને કહ્યું કે, "જીવદૃષ્ટિથી હું આપનો અંશ છું આત્મદૃષ્ટિથી જોતાં આપ તે જ હું છું. તેને માટે "तत्त्वमसि" એવું (સામ) વેદનું મહાપણ વાકય પ્રત્યક્ષ પ્રમાણ છે." શિવ કહે છે "હું પ્રસન્ન થયો છું. સર્વ શિષ્ટાગ્રણી વ્યાસજીએ સર્વ વેદના સારરૂપ, "अथातो ब्रह्मजिज्ञासा । जन्माद्यस्य यतः । शास्त्रयोनित्वात् । तत्तु समन्वयात् ।" ઈત્યાદિ સૂત્રો કરેલાં છે. કલિ પ્રભાવને લીધે કલિદોષયુક્ત મરજીમાં આવે તેવા કુત્સિત મતવાળાઓએ ભાષ્ય કર્યા છે. તેથી તેના ઉપર ખરેખરૂં ભાષ્ય કર. કારણ કે, તું તત્વજ્ઞાની છે. તારૂં ભાષ્ય ઇંદ્રાદિ દેવો પણ માન્ય રાખશે. બધે ત્હારી કીર્તિ તથા જય થશે. તેમ જ બ્રાહ્મણની સભામાં પણ ત્હારૂં પૂજન થશે અને વળી ભેદાભેદવાળી ભાસ્કર, શાક્તમતવાદી અભિનવગુપ્ત, ભેદવાદી નીલકણ્ઠ, શૈવમતવાદી ગુરૂપ્રભાકર, તથા ગુરુમતવાદી મંડનમિશ્ર એ આદી પંડિતોને જીતીને અદ્વૈતના પરમ તત્વનું સ્થાપન કર અને અદ્વૈતમતના રક્ષણ માટે તે તે સ્થળે તારા શિષ્યોને રાખ. પછી કૃતકૃત્ય થઈ મારા ધામમાં આવજે." આટલું કહિને શંકર અંતર્દ્ધાન થયા.

પછી શંકરાચાર્ય પણ પોતાના શિષ્યોસહિત ગંગા ઉપર ગયા. ત્યાં આન્હિક આદિ પોતાને જે જે કરવાનું હતું તે કરીને લોકનાં હિતને માટે ભાષ્યાદિ કરવાનો નિશ્ચય કર્યો. ત્યાંથી શિષ્યો સહિત ફરતા ફરતા બદરિકાશ્રમમાં જઇ પહોંચ્યા.

આ વખતે શંકરાચાર્યની ઉમ્મર બાર વર્ષની હતી. બદરિકાશ્રમમાં કેટલાક દિવસ રહિને સુંદર, ગંભીર અને મધુર એવા[1] બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચ્યું. તેમ જ બ્રહ્મવિદ્યા પ્રતિપાદક [2]દશ ઉપનિષદ્

૧ જેમાં બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન છે એવા વ્યાસજીએ રચેલા સૂત્રોને ઉત્તરમીમાંસા કહે છે તે. ૨ ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડુક્ય, તૈત્તિરેય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, એ દશ ઉપનિષદ્ છે.

ઉપર, મહાભારતમાંની તત્ત્વરૂપ ભગવદ્ગીતા ઉપર, ભારતમાંના સનત્સુજાતીય ઉપર અને નૃસિંહતાપનીનું પણ ભાષ્ય કર્યું. પછી શંકરાચાર્યે ઉપદેશસાહસ્રી આદિ અનેક વેદાંતપ્રતિપાદક ગ્રંથ કર્યા.

આ ભાષ્યો પોતાના શિષ્યોને શિખવ્યાં. તેમાં સનંદન કે જે શિષ્યોમાં શ્રેષ્ઠ હતો તેને આચાર્યે વિશેષે કરીને ત્રણવાર શિખવ્યાં કારણ કે એ બીજા શિષ્યો કરતાં અધિક હુશિયાર અને વૈરાગવાળો હતો.

એક વખતે શંકરે શિષ્યની પરીક્ષા જોવા માટે સનંદનને ગંગાને સામે કાંઠેથી બોલાવ્યો. નદીમાં પાણી ઘણું હતું છતાં સનંદને વિચાર કર્યો કે આ સમર્થ ગુરુની કૃપા હોવાથી સામી તેડે જતાં મને કશી અડચણ નહિ પડે. તેથી ગંગાની સામી પાર જવા માટે પાણીમાં પગ મુકીને ચાલવા માંડયું ને ડુબી જવાની બીક જરા પણ રાખી નહિ. સનંદને જેવો પાણીમાં પગ મુકયો કે, ગંગામાં તેના પગની નીચે કમલ ઉત્પન્ન થયાં અને ત્યારથી શંકરે તેનું પદ્મપાદ નામ પાડયું.

એક સમયે આચાર્ય પોતાના શિષ્યોને આત્મવિદ્યાનું અધ્યયન કરાવતા હતા. ત્યાં અત્યંત ગર્વવાળા પાશુપતમતાભિમાનિયો બેઠા હતા. તેમણે આક્ષેપ કરવા માંડયો કે "કાર્ય, કારણ, યોગ, વિધિ અને દુઃખાંત એવા મોક્ષને સાધનભૂત પાંચ પદાર્થોને પશુપતિ ઈશ્વરે કર્યા છે. કાર્ય એટલે મહતત્ત્વાદિ, કારણ એટલે મૂલભૂત પ્રકૃતિ છે, યોગ એટલે સમાધિ છે; વિધિ એટલે ત્રિકાળ સ્નાનાદિ છે, દુઃખાંત એટલે મોક્ષ છે. તેમાં મૂલભૂત પ્રકૃતિ એ જગતનું ઉપાદાન કારણ છે. અને પશુપતિ ઈશ્વર તે નિમિત્ત કારણ છે. શ્રુતિ કહે છે કે, "**स ईक्षां चक्रे स प्राणमसृजत**" (—ઈશ્વરે દૃષ્ટિ કરી ને તેણે પ્રાણ સૃજ્યો.) એ જ પ્રમાણે ઘડાનું કુંભાર એ નિમિત્ત કારણ છે. તેનું પણ સઈક્ષ કરવું છે. માટે બ્રહ્મ એ જગતનું [1]ઉપાદાન કારણ છે એમ જે તમારૂં કહેવું છે તે અસંભવિત છે. કારણ કે, અવયવયુક્ત, જડ, અશુદ્ધાદિ લક્ષણોથી યુક્ત જગત્ છે અને એવા જગત્નું ઉપાદાન કારણ બ્રહ્મ છે એ કેમ સંભવે? તેમ જ જેમાં ઉત્પન્ન થાય છે, તેનો ગુણ—ધર્મ તેનામાં જ રહેવો જોઈએ પણ નિરવયવ, જડ, બ્રહ્મનો જે ધર્મ તે જગત્માં દેખાતો નથી તેથી બ્રહ્મ એ જગત્નું ઉપાદાન કારણ છે એ મનાય નહિ."

શંકરાચાર્યે પ્રત્યુત્તર દે છે કે, "તમે જે બ્રહ્મથી ભિન્ન, નિમિત્ત અને ઉપાદાન કારણનો સ્વીકાર કરો છો તે બરોબર નથી. બ્રહ્મ વિના બીજાને નિમિત્તકારણત્વ કે ઉપાદાનકારણત્વ માનિયે તો ઉપનિષદ્માં જેના જ્ઞાનથી અશ્રુત શ્રુત થાય છે અને અવિજ્ઞાત વિજ્ઞાત થાય છે ઇત્યાદિ છે તેને બાધ આવે છે. નિમિત્તકારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થતું નથી તેથી અહિં ઉપદાનકારણને જ ગ્રહણ કરવું જોઈએ. તેને ઠેકાણે જો પ્રકૃતિનું ગ્રહણ કરીએ તો "**एकमेवाद्वितीयम्**" (—બ્રહ્મ એક છે અને અદ્વિતીય છે) આ શ્રુતિવાકયને બાધ એવી રીત્યે લાગે છે કે, જગત્ની ઉત્પત્તીને પૂર્વે બ્રહ્મવિના કોઈપણ પદાર્થો જ નહોતા એવું પ્રતિપાદન કરેલું છે તો તેથી પ્રકૃતિને ઉપાદાનકારણ ન માનતાં "**बहु स्यां प्रजायेय**" આ શ્રુતિથી બ્રહ્મને જ માનવો જોઈએ. કાર્યમાં ઉપાદાન કારણનો કંઈ પણ અંશ હોવો જોઈએ એવો તમારો જે મત છે તે પણ બરોબર નથી. કેમકે છાણમાંથી થનારા વીંછી આદિ છે તેને ઠેકાણે છાણનો જરાપણ અંશ માલુમ પડતો નથી. કાર્ય અને ઉપાદાન કારણ એ બેનું સાદૃશ્યપણું પણ આથી સંભવતું નથી. દેહાદિકથી ભેદવાદીને મુક્તિ પણ મળતી નથી કેમકે દેહાદિકથી થનારા કાર્ય અનિત્ય છે માટે બ્રહ્મ એ જ મુખ્ય માનવું જોઇએ. આ પ્રમાણે ઘણે ઘણે પ્રકારે તેમના મતનું ખંડન કર્યું. એટલે પાશુપતમતાનુયાયીઓએ પોતાનો મત પડતો મુકીને આચાર્યના મતને ગ્રહણ કર્યો.

પછી દક્ષિણમાં રામેશ્વરથી તે ઉત્તરમાં સુમેરૂ પર્વત સુધી, પૂર્વમાં ઉદયાચલના તટથી તે પશ્ચિમમાં અસ્તાચલના કિનારા સુધી શંકરાચાર્યે દ્વૈતમતનું ઉન્મૂલન કરી અદ્વૈતમતનો પ્રસાર કર્યો ને બ્રહ્મવિદ્યા વિજયને પમાડી.

---

૧ કાર્યની જોડે કારણ હોય તેને ઉપાદાન કારણ કહે છે જેમકે માટીનો ઘડો કાર્ય છે તેના કારણ રૂપ માટી તે તેની જોડે છે તેથી મૃતિકા પણ ઘડાનું ઉપાદાનકારણ છે.

સર્ગ ૭ મો, વ્યાસનું શંકરાચાર્યને મળવું.

એક દિવસ વ્યાસસૂત્રનું ભાષ્ય પોતાના શિષ્યોને ગંગાના તટ ઉપર શિખવતા હતા. પાઠ આપ્યા પછી વિશ્રાંતી લેવા ઉઠવાના વિચારમાં હતા. એવામાં એક ઘરડા બ્રાહ્મણે આવીને પૂછ્યું કે, "તમે છો કોણ અને આ શિષ્યોને ભણાવો છો શું?" ત્યારે આચાર્યના બોલવા પહેલા જ શિષ્યે ઉત્તર આપ્યું કે, "આ અમારા ગુરૂ છે. સર્વ ઉપનિષદ્ અને વ્યાસસૂત્ર ઉપર સ્વતંત્ર અદ્વૈત પ્રતિપાદન કરનાર ભાષ્ય કરીને તે ભાષ્ય અમને શિખવે છે" વેષધારી બ્રાહ્મણ કહે છે કે, "મને ઘણી નવાઇની વાત લાગે છે કે, તમે વ્યાસસૂત્રના ભાષ્યકાર છો. જો તમે જ ભાષ્યકાર હોય તો એકાદ સૂત્રનું વ્યાખ્યાન કરી બતાવો." ત્યારે શંકરાચાર્ય કહે છે કે, "હું નિરભિમાનથી આપને યથામતિ વ્યાખ્યાન કરી બતાવું છું," એટલે બ્રાહ્મણે કહ્યું કે, "વ્યાસસૂત્રના ત્રીજા અધ્યાયમાં પ્રથમ "**तदन्तरप्रतिपत्तौ रंहतिसंपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम्**" સૂત્ર છે તેના તત્પર્યને જો કહિ શકાય તો કહો" એટલે "મરણ વખતે ભૂતસૂક્ષ્મદેહ બીજથી યુકત જીવ એક દેહ મુકીને બીજા દેહમાં જાય છે ત્યારે પંચીકૃત પંચભૂતના સૂક્ષ્મ ભાગથી યુકત થઈને જાય છે." એવું કહ્યું અને તાણ્ડિશ્રુતિમાં [1]ગૌતમે જૈમિનીને પૂછતાં એ જ પ્રમાણે કહેલું છે.

આ ખુલાસો સાંભળીને ઘણે પ્રકારે ખણ્ડન કરતાં એ બ્રાહ્મણે કહેવા માંડયું કે "(૧) આત્મા અને ઇંદ્રિઓ દેહાંતરમાં કર્મોને લીધે વૃત્તિના લાભને પામે છે. એવો કપિલ કૃત સાંખ્યનો સિદ્ધાંત છે તેથી પંચભૂતના અંશ સહિત જીવનું જવું સંભવિત નથી. (૨) વિકલ્પ રહિત આત્મા બીજા દેહમાં વિકલ્પ સહિત વૃત્તિને પામે છે. ભોગ્ય ઇંદ્રિયો દહાંતરને પામતી નવી થાય છે. એવો બૌદ્ધવાદીઓનો સિદ્ધાંત છે તે પ્રમાણે તમારૂં કહેવું બરોબર નથી. (૩) મન એકલું ભોગસ્થાનમાં જાય છે એવો કણાદનો સિદ્ધાંત છે તો તે પ્રમાણે પણ તમારૂં કહેવું પ્રમાણરહિત છે. (૪) એક ઝાડ ઉપરથી ઉડીને પોપટ જેમ બીજા ઝાડ ઉપર જાય છે તેમ જીવ દેહાંતરપણાને પામે છે એવો જૈનિયોનો સિદ્ધાંત છે તો તે પ્રમાણે પણ તમારૂં કહેવું બરોબર નથી. (૫) ઇંદ્રિયો સહિત જીવનું એક દેહમાંથી બીજા દેહમાં જવું થાય છે એ શ્રુતિ વિરુદ્ધ છે. જેમ કે, "**यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति वातं प्राणश्चक्षुरादित्यं मनश्चंद्रमसं दिशः श्रोत्र इत्यादि**" "જ્યારે પુરુષ મરણ પામે છે ત્યારે તેની વાણી અગ્નિમાં ભળે છે, પ્રાણ વાયુમાં ભળે છે, ચક્ષુ આદિત્ય એટલે સૂર્યમાં ભળે છે, મન ચંદ્રમાં ભળે છે, શ્રોત્ર (કાન, શ્રવણેંદ્રિય) દિશાઓમાં ભળી જાય છે." આ પ્રમાણ જોતાં તમારૂં કહેવું પણ બંધ બેસતું નથી. (૬) શ્રુતિમાં સ્વર્ગ લોકરૂપ અગ્નિમાં પ્રથમ શ્રદ્ધારૂપ આહુતિ પડવાનું કહેલું છે પણ જળની આહુતિ પડવાનું કહેલું નથી તો તે પણ અપ્રમાણ છે. (૭) જલની આહુતિનો ક્રમ ચાલતાં પાંચમી આહુતિમાં જલ પુરુષ પ્રમાણે પરિણામ પામે છે એવું માનવું હોય તો માનો પણ "જીવ જલથી વિંટાઈને દેહાંતરપણાને પામે છે" એવું માનવું બરોબર નથી. કારણ કે, શ્રુતિમાં એ પ્રમાણે કહેલું નથી. (૮) તાણ્ડિશ્રુતિમાં જલનું નામ છે તેથી એકલા જલથી વિંટાએલો જીવ દેહાંતર થાય છે એમ મનાય પણ પંચભૂત ભાગથી વિંટાએલો જાય છે એમ મનાય નહિ.

પછી શંકરાચાર્યે બ્રાહ્મણના પૂર્વપક્ષોનું આ પ્રમાણે ખંડન કર્યું: (૧) સાંખ્ય[2] એ મનુષ્યકૃત છે અને વેદ ઈશ્વર પ્રણીત છે તેમ જ વેદથી સાંખ્યમત વિરુદ્ધ છે તેથી તે પ્રમાણ નથી. (૨) બૌદ્ધસિદ્ધાંત માટે એમ જ છે. અર્થાત્ એ વેદ વિરુદ્ધ છે. (૩) કણાદ માટે પણ એ પ્રમાણે જ. (૪) જૈનમત માટે પણ એ જ પ્રમાણે. (૫) વાણી વિગેરે ઇંદ્રિઓના અધિષ્ઠાતા અગ્નિ આદિ દેવો કે જે તેમનો ઉપકાર કરે છે તેઓ મરતી વખતે ઉપકાર કરતા નથી તેથી વાણી આદિ ઇંદ્રિયો અગ્નિ આદિમાં મળે છે એમ અપ્રધાન રીતે કહ્યું છે. એ જ શ્રુતિમાં "રૂવાટાં ઔષધિમાં મળે છે અને કેશ વનસ્પતિમાં મળે છે" એમ કહેલું છે પણ રૂવાટાં અને કેશ ઉડીને મળે છે તે દેખાતું નથી. પ્રાણ છોડી એકલા જીવને એક દેહમાંથી બીજા

૧ ગૌતમે જૈમિનીને પૂછ્યુ કે, 'પાંચમી આહુતિમાં જલ પુરુષરૂપે પરિણામ પામે છે તે તમે જાણો છો?' ત્યારે 'યજ્ઞ સંબંધી દહિ, દૂધ વિગેરે દ્રવ પદાર્થો રૂપ જલો સ્વર્ગ, મેઘ, પૃથ્વી, પુરુષ, સ્રી એ પાંચ અગ્નિયોમાં હોમતાં પાંચમી આહુતિ સ્રીમાં હોમાય છે ત્યારે પુરુષરૂપે પરિણામ પામે છે. સ્વર્ગ લોકમાં શ્રદ્ધારૂપ, મેઘમાં ચંદ્રમંડલનાં અંશરૂપ, પૃથ્વીમાં વૃષ્ટિરૂપ, પુરુષમાં અન્નરૂપ, સ્રીમાં વીર્યરૂપ આહુતિયો પડે છે' એવું જૈમિનીએ કહ્યું છે. ૨ સાંખ્યાદિ મતોના સવિસ્તર ખંડન જોવાં હોય તો શારીરકના બીજા અધ્યાયનાં બીજા ને ત્રીજા પાદમાં જોવાં.

દેહમાં જવું અસંભવિત છે. પ્રાણ વિના દેહાંતરમાં ભોગ ભોગવવા પણ અસંભવિત છે. "**तमुत्क्रामन्तं प्राणोऽनुत्क्रामति**" આ શ્રુતિમાં જીવની સાથે પ્રાણ પણ જાય છે એવું કહ્યુ છે. "**यत्रास्य पुरुषस्य**"થી આરંભ થતી શ્રુતિમાં વાણીનું અગ્નિમાં, પ્રાણ વાયુમાં, ચક્ષુ સૂર્યમાં મન ચંદ્રમાં અને શ્રોત્ર દિશાઓમાં ભળી જાય છે, તે ઉપચારથી[1] કહ્યુ છે પણ મુખ્ય રીતે કહ્યું નથી. (૬) ઉપક્રમ અને ઉપસંહારની એકરૂપતાનો વિચાર કરતાં "શ્રદ્ધા" શબ્દથી જલ સમજાય છે. પહેલી આહુતિમાં જલ ન હોય તો પાંચમી આહુતિમાં પાણીનું પુરુષરૂપે પરિણામ થવાના પ્રશ્નનું ઉત્તર આપતાં શ્રદ્ધારૂપ પહેલી આહુતિ કહિ છે તેથી પૂછેલા પ્રશ્નનો ખરો ઉત્તર ન મળવાથી વાકયનો ભંગ થયો. શ્રદ્ધા એ મનનો અથવા જીવનો ધર્મ છે. જેમ પશુ આદિના શરીરમાંથી હૃદયાદિ કાઢીને યજ્ઞમાં હોમવામાં આવે છે તેમ શ્રદ્ધા મનમાંથી કે જીવમાંથી જુદી કાઢીને હોમી શકાય તેમ નથી. "**श्रद्धा वा आपः**" એ શ્રુતિમાં શ્રદ્ધાનો શબ્દાર્થ જલ કરેલ છે. જે વખતે જલ દેહાંતરના બીજરૂપે જાય છે તે વખતે તેમાં સૂક્ષ્મપણારૂપ ગુણ યોગથી, જેમ ક્રૂર આદિ ગુણને લીધે અમુક માણસને સિંહ જેવો કહેવામાં આવે છે તેમ, જલને શ્રદ્ધા કહેવામાં આવે છે. આ ઠેકાણે જલનો શ્રદ્ધા યુક્ત કર્મોમાં સંબંધ હોવાથી શ્રદ્ધા શબ્દ જલને ગણવામાં આવ્યો છે. "**आपो ह्यस्मै श्रद्धां सन्नमन्ते पुण्याय कर्मण इति श्रुतेः**—પાણી પવિત્ર કર્મો કરવાની શ્રદ્ધા ઉત્પન્ન કરે છે" તેથી પાણી શ્રદ્ધાનું નિમિત્ત હોવાથી પાણીને શ્રદ્ધા શબ્દ ગણેલો છે એમ માની શકાય છે. (૭) તાંડિશ્રુતિમાં સ્પષ્ટપણે કહેલું નથી પણ જેઓ યજ્ઞ, જલાશયાદિ કરનારા છે તેઓ [2]પિતૃયાનના. માર્ગથી જનારા કહ્યા છે, તેઓનો આ શ્રુતિમાં સંબંધ છે માટે જલથી વિંટાયેલા જીવને જતો માનવો ઉચિત છે. (૮) જે ગ્રામમાં બ્રાહ્મણો ઘણા રહેતા હોય તે ગ્રામને "બ્રાહ્મણગ્રામ" કહિયે તો તેથી ગ્રામમાં એકલા બ્રાહ્મણો જ રહે છે ને બીજા કોઈ રહેતા નથી એમ કહેવાય નહિ પણ તેમાં બીજા પણ રહે છે એમ ધરાય છે તેમ આહિં બધા ભૂત સૂક્ષ્મ જલ ઘણા હોવાથી જલને ગ્રહણ કર્યું છે તેથી એમ ન સમજવું કે, જલ વિનાં બીજાં કોઈ ભૂત સૂક્ષ્મ જતાં નથી. એકલા જલથી દેહનો આરંભ થવો સંભવતો નથી. શરીરમાં પાંચે ભૂતના ભાગો સારી રીતે જોવામાં આવે છે. દેહમાં પૃથિવીનો ભાગ વધારે દેખાય છે પણ પ્રમાણમાં જલનો ભાગ વધારે જણાતો હોવાથી જલનો ભાગ આકાશ, વાયુ અને તેજના ભાગો કરતાં વધારે ગણેલો છે. તેથી જલ શબ્દની સાથે બધા ભૂત સૂક્ષ્મોનું પણ ગ્રહણ કરવું જ જોઇએ. પ્રાણનું જવું આશ્રય વિના સંભવતું નથી તેથી પ્રાણની ગતિ ઉપરથી તેના જેવા આશ્રય રૂપ જલ સાથે બધા ભૂત સૂક્ષ્મોની ગતિ સમજવી જોઈએ. જીવતા માણસના પ્રાણ આશ્રયવિનાં કોઈ ઠેકાણે જતા કે આવતા નથી તે જ પ્રમાણે મરેલા માણસના પ્રાણ પણ વગર આશ્રયે જતા કે આવતા નથી."

ઉપર પ્રમાણે આઠ દિવસ સુધી ઘણે ઘણે પ્રકારે પરસ્પરમાં ખણ્ડન મણ્ડન થયું. આચાર્યે જીત્યા. ખંડન મંડન વખતે પાસે બેઠેલા પદ્મપાદે શંકરાચાર્યને કહ્યું કે, "આ બ્રાહ્મણ નથી પણ વેદાંતના રહસ્યને જાણનાર સાક્ષાત્ વ્યાસ છે. આપ શંકર છો અને આ વ્યાસ છે, ત્યાં કહેવું શું?" ત્યારે શંકરાચાર્યે હાથ જોડી પ્રણામ કરીને સ્તુતિ કરીને કહ્યું કે "આપે રચેલા બ્રહ્મસૂત્ર ઉપરનું આ મ્હારૂં કરેલું અદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદક શારીરક ભાષ્ય જો આપને સંમત હોય તો મને દર્શન દ્યો." એટલે તુરત જ જેના માથા ઉપર મોટો જટાભાર છે, જેમણે મૃગચર્મને પરિધાન કરેલ છે એવા વ્યાસ દૂરથી તેમના જોવામાં આવ્યા. તેમનું શિષ્યો સહિત આચાર્યે વંદન કર્યું, તેમ જ ઘણે ઘણે પ્રકારે તેમની સ્તુતિ કરી, ત્યારે વ્યાસે કહ્યું કે, "હે વિદ્વાન્, તમે અમારી પદવીને પામેલા જ છો. તમારા આ અખણ્ડિત પાણ્ડિત્યથી મને ઘણો સંતોષ થયો છે, જેમ મ્હારા પુત્ર શુક (દેવજી)થી હું રાજી થાઉં છું તેમ હું તમારાથી પણ થાઉં છું. તમોએ મારા સૂત્રો ઉપર ભાષ્ય કર્યું છે એવું શ્રીશંકરના દૂત સંભાષણથી મેં જાણ્યું હતું. એ ભાષ્ય કેવું થયું છે તે જોવાની ઇચ્છાથી અહિં મ્હારૂં આવવું થયું છે." ત્યારે શંકરાચાર્યે કહ્યું કે, "સુમંતુ,[3] પૈલ, વૈશંપાયનાદિ આપના મોટા શિષ્યો છે તેમના પ્રમાણમાં હું ઉતરતો છું છતાં આપે મારા ઉપર કૃપા કરી દર્શન દિધાં તેથી રાંકને રત્ન મળ્યા જેવું થયું છે." પછી

૧ ભાષણ અને ભાષ્ય કરવાના એક પ્રકારને પણ ઉપચાર કહે છે. ૨ મુવા પછી સ્વર્ગલોકમાં લઇ જવાનું સાધન. ૩ સુમંતુ, પૈલ, વૈશંપાયન આદિ વ્યાસના ઉત્તમ શિષ્યો હતા. તેમને વ્યાસે, પ્રથમ વેદ એક હતો તેના, ઋગ્, યજુર, સામ અને અથર્વ એવા ચાર ભાગ કરીને ઋગ્, પૈલને; યજુર, વૈશંપાયનને; સામ, જૈમિનિને; અથર્વ, સુમંતુને; શિખવ્યા હતા.—જુઓ ભાગવત, પ્રથમ સ્કંધ.

**વ્યાસે** એ ભાષ્યનું સારી રીતે અવલોકન કરી જોયું તો તેમને તેમાં કોઈ પણ જાતની ખામી જણાઈ નહિ.

**વ્યાસ** કહે છે—"હે વિદ્વાન્, મ્હારા સૂત્ર ઉપર પૂર્વે ઘણા વિદ્વાનોએ ભાષ્ય કર્યાં છે ને હજુ પણ કરશે પણ તમોએ તેનો જે ગૂઢ અર્થ પ્રકાશ કર્યો છે એવું તેઓ કરી શકયા નથી અને હવે પછી કરનારા તમારા જેવું કરશે કે નહિ તેની શંકા છે. હવે તમે ઉપનિષદ્ ઉપર વ્યાખ્યાન કરો અને દ્વૈતવાદીઓને જીતો."

**શંકરાચાર્યે** કહે છે—મેં ઉપનિષદ્ ઉપર ભાષ્ય કરેલાં છે તેમ જ તે શિષ્યોને પણ શિખવ્યાં છે વળી દ્વૈતવાદીઓનું ખંડન પણ સારી રીતે કરેલું છે. મ્હારે હવે કરવા જેવું કશું રહ્યું નથી. માટે આપ અહિં એક મુહૂર્ત (બેઘડી)સુધી મ્હારી પાસે રહો. મ્હારૂં આયુષ્ય પુરૂં થયું છે કે જેથી તજી દેવાને યોગ્ય આ શરીરને આ મણિકર્ણિમાં મુકીને હું કૈલાસમાં જઉં."

**વ્યાસ** કહે છે—"હે શંકર, એવું કરશો માં. હજુ કેટલાક વિદ્વાનો છે તેમને તમોએ જીત્યા નથી જો કે તમોએ એ વિદ્વાનોને હરાવી શકો એવા ગ્રંથો કર્યા છે પણ તેમને જાતે જીતવા માટે હજી કેટલાક વર્ષ તમારે પૃથ્વીમાં રહેવું પડશે તેથી હું તમને બીજાં સોળ વર્ષનો આયુઃ આપું છું. તમોએ કરેલું ભાષ્ય જ્યાંસુધી સૂર્ય અને ચંદ્ર છે ત્યાંસુધી માન પામશે."

**શંકરાચાર્યે** **વ્યાસજીના** ચરણારવિંદમાં માથું નમાવ્યું પછી તેઓ અંતર્દ્ધાન થયા.

**ભટ્ટપાદના** દર્શન સારૂ આચાર્ય, પોતાના શિષ્યોસહિત ચાલી નિકળ્યા. **પ્રયાગમાં** પ્રથમ આવ્યા. **ત્રિવેણીનું** સ્તવન કરીને સ્નાન કરવા નિકળી પડ્યા. તેવામાં "ગુરુના ઊમૂલન અને સુગતોના કરેલા નાશના મોટા દોષના નિવારણ માટે ભટ્ટપાદ [1]તુષાગ્નિમાં બળી મરે છે." એવી લોકવાયકા સાંભળીને આચાર્ય ત્યાં પધાર્યા. ભટ્ટપાદને જોઈને આચાર્યના શિષ્યોએ પૂજા કરી. આચાર્યે તેમને પોતે કરેલું ભાષ્ય બતાવ્યું. ભટ્ટપાદ તે ભાષ્ય જોઈને ખુશી થયા અને કહ્યું કે, "આ ભાષ્યના પ્રથમ અધ્યાય ઉપર આઠ હજાર વાર્તિક થાય પણ મેં અગ્નિપ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો છે તેથી નિરુપાય. આપના દર્શનથી હું કૃતાર્થ થયો છું, ઈશ્વરને ન માનતાં વેદને જ સ્વતઃપ્રમાણથી સિદ્ધ કર્યો તથા ગુરુ દ્રોહ—સુગતો પાસે તેમના શાસ્ત્ર શિખીને તેમનો જ નાશ–કર્યો એ પાપનો પરિહાર માટે હું તૈયાર થયો છું." આ સાંભળીને આચાર્યે કહ્યું કે, "આપે જે કર્યું છે તે યોગ્ય છે તેથી કંઈ પાપ થયું નથી." ત્યારે ભટ્ટપાદ બોલ્યા કે, "આપના દર્શનથી અને સ્મરણ માત્રથી જીવવાને માટે હું સમર્થ છું છતાં મારે તેમ કરવાની ઇચ્છા નથી આપ સર્વજ્ઞ છો તેથી જાણતા જ હશો. આપ સાક્ષાત્ શંકર છો. અદ્વૈતમાર્ગનું સ્થાપન કરવા માટે અવતર્યા છો, અને મને જીતવા માટે આવ્યા છો, તે મેં જાણ્યું. જેની મોટી કીર્તિ છે અને જે અજિત છે એવા મારા શિષ્ય મંડનને જીતશો તો સર્વ જગત્‌ને જીત્યા બરોબર થશે. તે સર્વ શાસ્ત્રમાં મારા કરતાં નિપુણ છે. તેની સ્ત્રી સાક્ષાત્ સરસ્વતી છે. વાદયુદ્ધમાં તેને મધ્યસ્થપણું આપી જીતીને વશ કરો. તે જ આપના ભાષ્ય ઉપર આગળ વાર્તિક કરશે. આપ સાક્ષાત્ શંકર છો તેથી મને તારકમંત્રનો ઉપદેશ કરીને કૃતાર્થ કરો. આપ એક મુહૂર્ત અહિં રહો એટલામાં હું આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરીને પરમપદને પામું." પછી **શંકરાચાર્યે** **તારકમંત્રથી** **ભટ્ટપાદ**(—સ્વામિ કાર્તિકના અવતાર)ને ઉપદેશ કર્યો. પછી આકાશ માર્ગે મંડનને ઘેર જવાની ઇચ્છા કરી. **ભટ્ટપાદ** મુક્તિને પામ્યા.

સર્ગ ૮ મો, શંકર અને મંડનનો સંવાદ.

**મંડનમિશ્રને** વાદવિવાદમાં જીતવાની ઈચ્છાવાળા **શંકરાચાર્ય** આકાશ માર્ગે **માહિષ્મતી** નામની નગરીમાં આવ્યા. પોતાનું નિત્યનૈમિત્તિક કર્મ કરી લેઇ બપોરે ત્યાંથી ચાલ્યા. તેમના જોવામાં મંડનમિશ્રના ઘરની દાસીઓ આવી. તે દાસીઓને શંકરાચાર્યે પૂછ્યું કે, "મંડન પંડિતનું ઘર કયાં છે?" ત્યારે એ દાસીઓએ નીચે પ્રમાણે ઉત્તર આપ્યું:—

"છ વેદવાકયો શું સ્વતઃ પ્રમાણ કે તેહ છે શું પરતઃ પ્રમાણ? દ્વારસ્થ મેના કરતી વિવાદ, તે જાણજો મંડનમિશ્ર વાસ.
શું કર્મ આપે ફળને સજીને, કે આપતા ઈશ્વર છે કહોને? દ્વારસ્થ મેના કરતી વિવાદ તે જાણજો મંડનમિશ્ર વાસ.
અનિત્ય કે નિત્ય જગત કહોછિ? શાસ્ત્રોતણા પ્રશ્ન ઘણા થતાં છે; દ્વારે કરે પોપટિયો વિવાદ તે જાણજો મંડનમિશ્ર વાસ."

એટલે દાસીઓએ બતાવેલી નિશાનીઓ જોતા જોતા આચાર્યે મંડનનું ઘર ખોળી કાઢ્યું. ઘરના બારણા મજબૂત રીત્યે બંધ કરેલાં જોઈ યોગશક્તિથી તેમણે માંહે પ્રવેશ કર્યો અને મંડન પંડિતને જોયો. તેમણે પોતાને ત્યાં શ્રાદ્ધ હોવાથી **વ્યાસ** તથા **જૈમિનીને** નોતર્યાં હતા. આચાર્યે આકાશમાંથી ઉતરીને **વ્યાસ** તથા **જૈમિનીને** મળ્યા. તેમણે સત્કાર કર્યો. **મંડનમિશ્રે** "આ કોઈ સંન્યાસી છે" એમ

[1] ધાન્યાદિના છોડાંને સળગાવેલો અગ્નિ.

જાણી જો કે શ્રાદ્ધને દિવસે શ્રાદ્ધ કરનારે ક્રોધ કરવો ન જોઇએ એમ ધર્મશાસ્ત્રમાં છે તથાપિ તે ક્રોધને વશ થયા અને વ્યાસ તથા જૈમિનિની સમક્ષ બન્નેએ આ પ્રમાણે વાદયુદ્ધ કર્યું:—

મંડનમિશ્રે આચાર્યને પૂછ્યુંકે—"તું મુંડન કરાવેલા કયાંથી?"[1]

શંકર કહે છે.—"કંઠ સુધી મુંડન કરાવ્યું છે."[2]

મંડન—"હું તને માર્ગનું પૂછુંછું."[3]

શંકર કહે છે.—"માર્ગે તને શું કહ્યું?"[4]

મંડન—(ક્રોધથી) "તારી મા મુંડા છે એમ માર્ગે કહ્યું.[5]

શંકરાચાર્યે—"તારી મા મુંડા છે એવું માર્ગે કહ્યું તે ખરૂં જ છે. કારણકે, તેં તેને પૂછ્યું છે. મેં તો તેને કશું પૂછ્યું નથી એટલે તે ઉત્તર તારા સારૂં જ છે."

**અનુષ્ટુપ.**

મંડન—"અરે શું છે સુરા પીતા?"[6] શંકર—"ન પીળી પણ ધોળિ છે;"[7]

મંડન—"શું જાણે રંગ તેનો તું?" શંકર—"ન જાણું, પિધિ તેં દિસે"[8].

મંડન—"ગધેડાને પણ અસહ્ય એવી આ કંથાને ધારણ કરે છે ને શિખા તથા જનોઇનો તને ભારે લાગે છે એ ઘણું અજાયબ જેવું છે."

શંકર—"હે દુર્બુદ્ધે, તારા બાપથી પણ ન વહન થઈ શકે એવી કંથાનું વહન હું કરૂંછું તો શિખા અને જનોઈ મને ભાર કરે છે એમ નથી પણ તે "**अथ परिव्राड्विवरणवासा मुण्डोऽपरिग्रहम्**" વગેરે શ્રુતિને ભારરૂપ છે. અર્થાત્ શ્રુતિમાં તેમ કરવાની આજ્ઞા નથી."

મંડન—"વિવાહિતા સ્ત્રીનું પોતાનાથી રક્ષણ ન થવાથી તેનો ત્યાગ કરીને શિષ્યો અને પુસ્તકનો ભાર ભેગો કર્યો છે તેથી તારી બ્રહ્મનિષ્ઠતા ખરેખરી જણાઈ આવે છે."

શંકર—"ગુરુની સેવા કરવામાં આળસને લીધે સ્ત્રી સેવનમાં નિષ્ઠા રાખી કર્મનિષ્ઠપણું કરે છે તે જાણ્યું."

મંડન—"સ્ત્રીના ગર્ભમાં રહિ, તેના લાલન પાલનથી ઉછરીને તેની જ નિંદા કરે છે. તેથી હે મૂર્ખ, તારૂં કૃતઘ્નપણું દેખાઈ આવે છે."

શંકર—"જેના સ્તનવડે તેં દૂધ પીધું છે, જેના વડે તું જન્મ્યો છે તે જાતિ સાથે હે મહા મૂર્ખ, તું રમણ કેમ કરે છે?"

મંડન—"તેં અગ્નિહોત્રાદિ કરવા મુકી દીધાં છે તેથી, "**वीरहा वा एष देवानां योऽग्निमुद्वासयति**", આ શ્રુતિ પ્રમાણે ઇંદ્રની હત્યાના પાપને તું પામ્યો."

શંકર—"[9]"**असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत्**" આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પરમપદને ન જાણવાથી આત્મહત્યાને પામે છે તેનો જ તું પ્રથમ વિચાર કર."

મંડન—"તું દ્વારપાલને સૂચવ્યા વિના ચોરની પેઠે કેમ આવ્યો?"

શંકર—"ભિક્ષુનો ભાગ ભિક્ષુને ન આપતાં તું કેમ ચોરની પેઠે ભક્ષણ કરે છે?"

મંડન—(સીધી રીત્યે ઉત્તર દેવામાં ન ફાવી શકવાથી બીજી રીત્યે ઉત્તર દે છે) "મૂર્ખની સાથે આ શ્રાદ્ધ કાર્યની વખતે બોલવું અયોગ્ય છે માટે તું હવે બોલીશ નહિ."

શંકર—"બોલવામાં [10]યતીથી ભંગ કરનારા, તારૂં જ્ઞાન જણાઈ ચુકયું!"

મંડન—"હું યતિભંગમાં પ્રવર્તેલો છું. એટલે યતી (સંન્યાસી)ના ભંગમાં મને કશો દોષ નથી."

શંકર—"યતિભંગના સમાસનો આ ઠેકાણે ષષ્ઠીના સમાસનો અર્થ ન કરવો, પણ પંચમીના સમાસનો અર્થ 'યતીથી ભંગ પામેલો છું' એવો કરવો."

---

૧ હે મુંડાએલા, તું અહિં કયાંથી આવ્યો? ૨ તેનો જવાબ સીધી રીતે ન દેતાં શંકર મુંડન કયાં સુધી કરાવ્યું છે તે કહે છે. ૩ કયે રસ્તે આવ્યો એમ પૂછવાનો ભાવ છે. ૪ ત્યારે કયે રસ્તે આવ્યો તે ન કહેતાં ઉલટો સવાલ કર્યો. ૫ મંડનને ક્રોધ ચઢવાથી તે પણ ઉલટું બોલ્યા. ૬ શું તેં દારૂ પીધો છે? ૭ બીજે રૂપે જવાબ દેતાં કહે છે કે તે પીળી નથી. ૮ પોતાને બાધ લાગતો જોઈ કહે છે કે હું તો રંગ એકલો જાણુંછું પણ તું તો સ્વાદ જાણે છે. ૯ આ શ્રુતિનો એવો અર્થ છે કે, જે બ્રહ્મને અસત્ જાણે છે તે સ્વતઃ અસત્ હોય છે. ૧૦ संभाष्य અને अहं ની સંધિ संभाष्याऽहं કરવી જોઇએ પણ મંડનમિશ્રે संभाष्य अहं એમ બોલવામાં યતિભંગ કર્યો તથા શંકરે તે ભૂલ પકડી.

મંડન—"તે બ્રહ્મ ક્યાં, આ સંન્યાસ ક્યાં અને આ કલિકાલ ક્યાં? સવાદભર્યા અન્નની ઇચ્છાથી તેં આવેષ ધારણ કર્યો છે એમ સમજાય છે."

શંકર—"ક્યાં સ્વર્ગ અને ક્યાં દુરાચાર, ક્યાં અગ્નિહોત્ર અને ક્યાં કળિકાલ, પણ કેવલ કામની કામનાથી કર્મ કરવા તું આ વેશ ધારણ કરેલો છે એમ દેખાય છે."

આ પ્રમાણે વાદ થતાં મંડનમિશ્રને વ્યાસે કહ્યું કે, "જેણે અદ્વૈતપણાનું સ્થાપન કર્યું છે એવા યતિને તું ન કહેવાય એવું કહે છે તે ઠીક નથી. પણ એ સાક્ષાત્ વિષ્ણુ આવ્યા છે જાણીને તેમનું વિધિવત્ પૂજન કરી તેમને યોગ્ય એવી ભિક્ષા આપ" મંડન પંડિત વ્યાસનું કહેલું સાંભળીને જરા શાંત થયા અને યથાવિધિ પૂજા કરીને ભિક્ષા માટે કહ્યું. પણ શંકરાચાર્યે બોલ્યા કે, "હે મંડન, હું વાદરૂપી ભિક્ષાની ઇચ્છાથી આવ્યો છું તેથી તારે તેની ભિક્ષા આપવી. આપણામાંથી જે એક બીજાને જીતે તે તેના શિષ્યપણાને કબુલ કરે. બીજી ભિક્ષાની મને વધારે ઇચ્છા નથી." ભિક્ષા લેતા પહેલાં આચાર્ય વાદ કરવાનું વચન લેઈ ભિક્ષા માટે ઉઠયા. પછી વ્યાસ, જૈમિની, શંકરાચાર્ય અને મંડન એકઠા બેઠા. એટલે મંડન પંડિતે કહેવા માંડયું કે, "હજાર મુખવાળો શેષ જો મારી સાથે વાદ કરવા આવે તો પણ હું પાછો હઠું તેવો નથી તો બીજાનું ગજું શું? મારા મનમાં પણ ઘણા દિવસથી હતું કે, કોઈ વાદી મળે તો ઘણું સારૂં. આજ ઘણે દિવસે મારા મનનું ધાર્યું બર આવ્યું. હવે મારૂં સામર્થ્ય સાંભળોઃ હું ઈશ્વરને ન માનનારો પૂર્વમિમાંસક છું. મને નિરીશ્વરવાદી કહે છે. જ્યાંસુધી મારૂં ભાષણ સાંભળ્યું નથી ત્યાંસુધી વાદની માંગણી કરો છો પણ જ્યારે સાંભળશો ત્યારે પોતાની મેળે જ પાછા હઠશો." આ પ્રમાણે મંડન પંડિતે શંકરાચાર્યને ઘણું ઘણું કહ્યું. કાલથી વાદયુદ્ધ કરવાનું નક્કી કર્યું અને વ્યાસ તથા જૈમિનીને સાક્ષી રહેવા વિનંતિ કરી. ત્યારે તેમણે કહ્યું કે, "સરસ્વતી આ વાદયુદ્ધના મધ્યસ્થપણાને યોગ્ય છે." પછી શંકરાચાર્યે વાદ કરવા માટે આવીને વાટ જોતા બેઠા. એટલામાં મંડન પંડિત પણ પોતાની સ્રીસહવર્તમાન આવ્યા અને વાદયુદ્ધ શરૂ કરતાં પહેલાં નીચે પ્રમાણે એક બીજાએ પ્રતિજ્ઞાઓ કરી.

શંકર—"બ્રહ્મ સત્ય છે અને તે હું સિદ્ધ કરી આપું છું. જો હું હારીશ તો આ મારાં ભગવાં લુગડાં તજીને ધોળાં વસ્ત્ર પહેરી ગૃહી થઇશ. આ વાદમાં કોણ જીત્યું ને કોણ હાર્યું તેનો નિર્ણય સરસ્વતી કરશે."

મંડન—"વેદનો પૂર્વકાંડ-કર્મકાંડ એ જ સત્ય છે એવું હું સિદ્ધ કરી બતાવીશ. જો હું હારીશ તો હું ગૃહીપણું મુકી દેઇને ભગવાં લુગડાં પહેરી સંન્યાસનો સ્વીકાર કરીશ. આને માટે મારા તરફથી સરસ્વતી સાક્ષી છે." કહી સરસ્વતી તરફ જોતાં સરસ્વતીએ સાક્ષીપણાની કબુલાત આપી.

હવે વાદયુદ્ધ ચાલવાની તૈયારી થઇ. એટલામાં સરસ્વતીએ બન્નેની કોટમાં ફુલની માળા પહેરાવીને કહ્યુ કે, "જેના ગળામાં આ માળા કરમાઇ જશે તેની હાર થઇ એમ હું માનીશ." એમ કહિ તે ઘરમાં ગયાં.

આ વાદયુદ્ધ જોવા માટે બ્રહ્માઆદિ દેવલોકો વિમાનમાં બેસીને અંતરિક્ષમાં આવી સાંભળવા લાગ્યા. દરરોજ વાદયુદ્ધ ચાલવા માંડ્યું. બપોર થાય કે સરસ્વતી મંડન પંડિતને ભોજન માટે તથા શંકરાચાર્યને ભિક્ષા માટે ઉઠવાનું કહિને તેમને જમાડી પાછો વાદ ચાલતો કરાવે. આ ક્રમ પ્રમાણે ઘણો વખત વાદ ચાલ્યો. તેમાં આચાર્યે ઘણે ઘણે પ્રકારે મંડન પંડિતના પક્ષનું ખંડન કર્યું.

મંડન—"જીવ અને ઈશ્વરનું એકપણું છે એવો જે તમારો મત છે તેને માટે કાંઇ પણ પ્રમાણ નથી અને જે ઉપનિષદ્ વાકયોના પ્રમાણ આપો છો તેમાં કર્મ સફલતા નથી. તેથી તમારો મત મારે માન્ય નથી." શંકરે ઘણી ઘણી રીતયે શ્રુતિયોના પ્રમાણ આપીને બ્રહ્મ સિદ્ધ કરી આપતાં અદ્વૈતનું સ્થાપન કર્યું અને તે મતને સરસ્વતીએ માન આપ્યું. મંડન પંડિતના ગળામાની ફુલની માળા કરમાઈ. પછી પોતે શંકરનાં મતને મળતાપણું બતાવીને વખત થયો હોવાથી ભિક્ષા માટે બન્નેને ઉઠાડ્યા.

સરસ્વતી શંકરને કહે છે—"આ વાદવિવાદમાં સાક્ષી પૂરતા સુધીનો મને દુર્વાસ ઋષિનો શાપ હતો. તમારો જય થયો અને મારો શાપ મટી ગયો. હવે હું સ્વસ્થાને જાઉછું" કહી જવા માંડ્યુ.

એટલે આચાર્યે વનદુર્ગાનો મંત્ર ભણી સરસ્વતીને જતાં અટકાવ્યાં અને નમ્રપણે વિનવ્યું કે, "હું જ્યારે જવા માટે કહું ત્યારે જજો" સરસ્વતીએ એમ કરવું માન્ય કર્યું.

સર્ગ ૯ મો. સર્વજ્ઞપણાનો ઉપાય.

મંડનમિશ્રને વાદ કરવાની કોટિયો સ્ફુરે જ નહિ એવી રીત્યે શંકરાચાર્યે વિધિપુરઃસર ખંડન કર્યા છતાં "પોતાના સિદ્ધાંતો જ ખરા છે" એવું માનવામાં આવ્યું.

અહીં મંડનમિશ્ર સંશયથી કહે છે કે, "મારો જો કે પરાજય થયો છે તથાપિ મને જરા પણ ખેદ થતો નથી પણ મારા મનમાં એમ આવે છે કે, "જૈમિનીના વચનોનું ખંડન થયું" તેથી મને ઘણું દુઃખ થાય છે. સર્વ ભૂત ભવિષ્યને જાણનાર જૈમિનીના કરેલા પદોનું ખંડન કેમ થઇ જાય?" ત્યારે શંકરાચાર્યે કહ્યું કે "જૈમિનીના વચનોનું ખંડન થયું નથી તેમ જ તેમણે જરાએ ભૂલ કીધી નથી પણ આપણે જ પૂર્ણ જ્ઞાન વિના જૈમિનીના અભિપ્રાયને સારી રીત્યે જાણી શકયા નથી." એમ કહિ જૈમિના સૂત્રાર્થને સારી રીત્યે કરી બતાવ્યા અને મંડનના મનનું સમાધાન કર્યું. તોયે શાંતિ થઈ નહિ તેથી તેમણે જૈમિનીનું સ્મરણ કર્યું. ત્યારે જૈમિનિએ પ્રકટ પણે આવીને કહ્યું કે, શંકરે મારા સૂત્રોનો જે અર્થ કરેલો છે તે જ ખરો છે અને તેનો જ ત્હારે સ્વીકાર કરવો. આ સાક્ષાત્ શિવનો અવતાર છે. શિવપુરાણમાં ચાર યુગમાં ચાર મ્હોટા જ્ઞાનિયો થશે એમ કહ્યું છે તેમાં પહેલા (કૃતયુગમાં) કપિલ થયા, ત્રેતામાં દત્તાત્રેય; દ્વાપરમાં વેદવ્યાસ, અને કલિયુગમાં શંકરાચાર્ય છે. તેથી તેમના મતને ગ્રહણ કરીને સંસાર સાગર તરો" એમ કહિ અંતર્દ્ધાન થયા. પછી મંડનમિશ્રે આચાર્યની સ્તુતિ કરીને કહ્યું કે, "આપ જગતના ઉદ્ધારને માટે અવતર્યા છો એ મેં જાણ્યું, આપ કોણ છો તેના અજાણપણાથી મારાથી જે જે અવિનય થયો હોય તે માટે ક્ષમા કરશો. શ્રુતિના અર્થ કરવામાં કપિલ, ગૌતમ અને કણાદ જેવા મહામુનિયો પણ અસમર્થ થયા અને આપે તેના યથાર્થ અર્થ કર્યા છે તે સાક્ષાત્ શંકર સિવાય બને જ નહિ. તેમ જ તેમના મતનું ખંડન પણ આપના શિવાય બીજા કોઇથી પણ થાય એમ જ હતું નહિ. હવે હું આપના દર્શનથી કૃતાર્થ થયો છું. હું સર્વનો પરિત્યાગ કરીને આપને શરણે આવ્યો છું. મારા સર્વ સંદેહ દૂર થઇ ગયા છે. આપ સમર્થ છો. આપની આજ્ઞા પ્રમાણે ચાલવા તૈયાર છું" પછી શંકરની તેમના ઉપર કૃપા કરવાની ઈચ્છા થઇ તેથી તેમણે સરસ્વતી તરફ જોયું. એટલે સરસ્વતીએ કહ્યું કે, "મેં આપનો આશય જાણ્યો. પણ 'आत्मनोऽर्द्धं पत्नी' એ શ્રુતિ પ્રમાણે પત્ની પણ આત્માની અડધી ભાગયણ છે તેથી મને પણ જીતો ત્યારે ખરૂં" ત્યારે શંકરે કહ્યું કે, "અમારાથી સ્ત્રીસાથે વાદ થાય નહિ." જેનું ખંડન કરવું છે તે પછી સ્ત્રી કે પુરુષ ગમે તે હોય તેની સાથે વાદ કરતાં કંઇ હરકત નથી તેને માટે ઇતિહાસના પુરાવા પણ છે. યાજ્ઞવલ્ક્ય અને ગાર્ગીનો સંવાદ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં છે. જનક રાજાએ સુલભાનામની અબલા જોડે વાદ કરેલો છે ત્યારે શું તેઓ મહાત્માઓ નહોતા?" આ સાંભળીને આચાર્યે વાદ કરવાનું કબૂલ કર્યું. સરસ્વતી અને શંકરનું પરસ્પર વાદયુદ્ધ શરૂ થયું. એક એકને જીતી લેવાને ઉત્સુક એવાં એ બન્નેએ સુંદર અને બુદ્ધિની ચાતુરીવાળા વચનોથી વાદયુદ્ધ ઉત્તમ પ્રકારે ચલાવતાં સંધ્યાવંદન આદિ કરવાના સમય શિવાય રાત્રિ કે દિવસે પણ બંધ રહ્યાં નહિ. આપ્રમાણે સત્તર દિવસ વાદયુદ્ધમાં નિકળી ગયા. અર્થાત્ સત્તર દિવસ સુધી વાદ કરતાં સરસ્વતીને હરાવ્યાં. ત્યારે "શંકરને જીતવા કઠિન છે અને તેથી તેમને કામશાસ્ત્રના વાદથી હું જીતી શકીશ" એવી મનમાં કલ્પના કરી.

સરસ્વતી પૂછે છે કે,—"કામની કલા કેટલી છે, તેના સ્વરૂપ કેવાં છે, તે કયા કયા સ્થાનમાં રહે છે, શુકલ અને કૃષ્ણ પક્ષમાં કયા પ્રકારથી રહે છે, તેમ જ સ્ત્રી અને પુરુષમાં તે કેવે પ્રકારે રહે છે તે કહો?"

શંકરાચાર્ય—(મનમાં વિચાર કરે છે કે જો હું આ પ્રશ્નોનો ઉત્તર નહિ આપું તો મારૂં અસર્વજ્ઞપણું જણાય છે ને ઉત્તર આપું છું તો મારા યતિધર્મને બાધ આવે છે. જો કે મારા જ્ઞાનબલથી અજાણ્યું તો કશું પણ નથી છતાં જાહેર રીત્યે કેમ જવાબ દઈ શકાય? તેથી પ્રકટ પણે અજાણ્યા હોય એવી રીત્યે) કહે છે કે, "તમારા સવાલના જવાબ દેવા માટે મારે એક માસની મુદત જોઇએ." સરસ્વતીએ એટલી મુદત આપી. પછી સરસ્વતીની આજ્ઞા લઇ આચાર્યે શિષ્યોસહિત આકાશમાર્ગે ચાલ્યા. તે દિવસથી પોતે પોતાના કાર્યની સિદ્ધિ માટે આકાશમાં જ ફરવા માંડ્યું. એક દિવસે આકાશમાં ફરતાં ફરતાં વિલાપ કરીને રડતી રાણીઓથી તથા જેનાં મંત્રિ ખેદ કરે છે એવાઓથી વિંટાઇ વળેલો (અમરક રાજાનો), મૃગયાના પરિશ્રમથી મૂર્છિત થઇ મરણ પામેલો મૃતદેહ જોઇને આચાર્યે પોતાના પદ્મપાદાદિ શિષ્યોને કહ્યું કે, "આ અમરક રાજાની અતિ સૌંદર્ય અને સૌભાગ્યની પરમ સીમાવાળી

ધણી સ્ત્રીઓ છે. રાજા આજ પૃથ્વીઉપર મરણ પામીને પડયો છે. તેના શરીરમાં યોગબળથી પ્રવેશ કરી, થોડા વખતસુધી રાજ્ય ભોગવી, તેના પુત્રને રાજ્યનો અભિષેક કરી, સર્વજ્ઞપણું સ્થાપિત કરવાને આ રાજાની રાણીઓના નાના તરેહના અસાધારણ હાવભાવનો અનુભવ લેવા ઇચ્છુંછું."

પદ્મપાદ–"આપનાથી કશું પણ અજાણ્યું નથી. તેથી આપના ચરણકમળ પ્રતિની મારી ભક્તિ એવો જ એક દાખલો બનેલો છે તે આપને નિવેદન કરવાની મતિ દે છે તે નિચે પ્રમાણેઃ-

"પૂર્વે મત્સ્યેંદ્ર નામના એક મહાન્ યોગી હતા. તેમને ગોરક્ષ નામનો શિષ્ય હતો. પોતાના દેહનું રક્ષણ કરવાનું તેને કહિ વિષયસુખના અનુભવને માટે કોઇ મરણ પામેલા રાજાના શરીરમાં પ્રવેશ કરીને તેના નગરમાં પોતે રાજ્ય કરવા લાગ્યા. તેથી એ નગરમાં સર્વ પ્રકારે પ્રજાનું કલ્યાણ થવા લાગ્યું. તે જોઇ તેના બુદ્ધિમાન્ મંત્રિયોએ ધાર્યું કે, "રાજાના શરીરમાં કોઇ પણ દિવ્ય યોગીએ પ્રવેશ કર્યો હશે કારણ કે રાજા એક વખત મરણ પામેલો છતાં ફરી જીવતો થયો છે. તેથી તે અહિંથી ન જાય એવા ઉપાય કરવા રાણીઓને સમજાવી રાજાને વશ કરી લેવાનું કહ્યું. રાણીઓના હાવભાવથી રાજા મોહ પામીને પોતાના દેહને પણ ભુલી ગયો. પછી તેમનો શિષ્ય ગુરુની ખબર કહાડી રાજાની રાણીઓને નાચ શિખવવા અંતઃપુરમાં રહ્યો. પછી એક દિવસે તત્ત્વબોધવડે વિષયવાસનાથી તેમને રહિત કરી પોતાના પ્રથમના શરીરમાં લઈ ગયો." આ પ્રમાણે હકીકત બની હતી. તે મેં આપને નિવેદન કરી. વળી ઉર્ધ્વરેતસ્પણાનો ભંગ થવાથી આપને શું પાપ નહિ લાગે? લાગશે જ, માટે આપ સમર્થ અને સર્વજ્ઞ છો. આપણું મોટું વ્રત કયાં ને નિંદ્ય કામશાસ્ત્ર કયાં? જો આપ ધર્મવિરુદ્ધ કાર્ય કરવા ધારશો તો લોકો પણ મર્યાદાહીન થઈ જશે. પછી આપની મરજી."

શંકરાચાર્ય કહે છે.—"હે સૌમ્ય, તેં સત્ય વાર્તા કહિ છે, પણ હું જે કહું તે તું સાંભળ: જેમ કૃષ્ણે ગોપિયો સાથે વિહાર કર્યો હતા પણ તે કામકૃત દોષથી દૂષણ પામ્યા ન હોતા તેમ આસક્તિ વિનાના બીજા પુરુષને પણ કોઈ જાતનો દોષ લાગતો નથી. વજ્રોલી આદિ મુદ્રાઓ કે જે યોગશાસ્ત્રમાં કહિ છે તે સ્ત્રીસંગવિના થઇ શકતી નથી પણ તેમ કરવામાં પોતાનું ઉર્ધ્વરેતસ્પણું જાળવી શકાય છે. જગત્ મિથ્યા અને બ્રહ્મ સત્ય છે એવું માનનારા કોઇ પણ કાર્યથી બાધિત થતા નથી. સ્વપ્નમાં કરેલાં સારાં કે ખોટાં કામનું કાંઈ પણ ફળ મળતું નથી. જે જગત્ને મિથ્યા માનીને બ્રહ્મને સત્ય સમજે છે. તે અશ્વમેધાદિક સુકૃત્યો કરે કે બ્રહ્મહત્યાદિક દુષ્કૃત્યો કરે તો પણ તેને કશું લાગતું વળગતું નથી. કારણ કે, તેનું કર્તૃત્વ અભિમાન એટલે આ હું કરૂં છું એવું અભિમાન મતલબ કે હુંપણું મૂળમાં હોતું જ નથી. ઇંદ્રે કોપવડે કરીને ત્રિશિર નામે ત્રણ માથાવાળા બ્રાહ્મણને માર્યો, (અને વેદનું અધ્યયન ન કરનારા) સંન્યાસીઓને મારી કુતારાઓને ખવડાવ્યા હતા. એવું ઋગ્વેદના ઉપનિષદ્ની શ્રુતિમાં છે. તેમ જ જનકે અશ્વમેધ યજ્ઞ કરી બ્રાહ્મણોને ઘણી દક્ષિણા દિધી પણ તે કર્મથી લેપાયા નથી. એ જ પ્રમાણે તત્ત્વવેત્તાઓ બન્ને પ્રકારના કર્મથી લેપાતા નથી. જો હું મારા આ શરીરથી કામશાસ્ત્રનો અભ્યાસ કરૂં તો પણ મને હરકત નથી. પણ પરંપરાના સંપ્રદાયને બાધ આવે જાણી બિજા શરીરમાં પ્રવેશ કરીને અભ્યાસ કરવાનો મેં વિચાર કર્યો છે."

આ પ્રમાણે પદ્મપાદનો સંશય દૂર કરી એક ન્હાના તળાવની પાસે ઉતરી આવીને બોલ્યા કે, "હે શિષ્યો, હું કામશાસ્ત્રનો અભ્યાસ કરીને આવું ત્યાં સુધી આ ગુહામાં મારા દેહનું સારી પેઠે રક્ષણ કરજો." એમ કહી પોતાનો સ્થૂલ દેહ ત્યાં આગળ પડતો મુકી લિંગદેહથી શંકરાચાર્યે તે અમરક રાજાના દેહમાં પ્રવેશ કર્યો. એટલે એ રાજા ક્રમેકરીને બળ પ્રાપ્ત થતાં આળસ મરડીને ઉઠયો. રાણીઓ તથા અમાત્ય રાજાને જીવતો થયો જાણી ઘણા આનંદને પામ્યાં.

પછી પુરોહિત વગેરેએ શાંતિક્રિયા કરી. રાજા હાથી ઉપર બેસીને નગરમાં આવ્યો. ત્યાં પ્રિય જનોના સહવાસમાં રહિ, જેમ ઈન્દ્ર સ્વર્ગનું પાલન કરે તેમ તે પૃથ્વીનું પાલન કરવા લાગ્યો. એક દિવસે પરસ્પરમાં પ્રધાનોએ વાત કરવા માંડી કે, "આ રાજા મરણ પામીને પાછો ઉઠયો ત્યારથી પ્રથમ જેવો જણાતો નથી પણ ઘણા દિવ્ય ગુણોવાળો દેખાય છે. તે યાચકોને ધન દેવામાં યયાતી રાજા જેવો માલુમ છે, બૃહસ્પતિ પ્રમાણે જેનું ભાષણ દિસે છે, બીજા રાજાઓને અર્જુનની પેઠે જીતે

સર્ગ ૧૦ મો, શંકરાચાર્યે કામકલાનો કરેલો અભ્યાસ.

છે, અને બધી બાબતો શિવની પેઠે જાણે છે. તેમ જ તે સર્વ શુભગુણસંપન્ન જણાય છે. ગાયો ઘણું દૂધ દે છે. ફળ, ફૂલ પુષ્કળ થાય છે, ધાન્યાદિ ઘણાં પાકે છે. વર્ષાદ નિયમિતપણે આવે છે. વધારે શું કહું? પણ આપણા રાજાથી પૂર્ણ દોષવાળો કળિકાળ જાણે ત્રેતાયુગ હોય તેવો દેખાય છે. આ ઉપરથી ખચીત એવું માલમ પડે છે કે, કોઇ પૂર્ણ ઐશ્વર્યસંપન્ન યોગિરાજ રાજાના શરીરમાં પ્રવેશ કરી આ રાજ્યવૈભવ ભોગવે છે તેથી તે પોતાના શરીરમાં ફરીથી ન જાય તેને માટે આપણે કોઇ ઉપાય કરવો જોઇએ. આવો ઠરાવ કરી અનુચરોને "જ્યાં જ્યાં મૃતદેહ તમારા જોવામાં આવે ત્યાંથી તેનું દહન કરી દો." એવી આજ્ઞા કરી મોકલ્યા.

આણી તરફ રાજાએ પોતાના પ્રધાનોને રાજ્યકારભાર સોંપીને રાણીઓ સાથે યથેચ્છપણે વાત્સ્યાયન શાસ્ત્ર (કામશાસ્ત્ર) પ્રમાણે રમણ કરતાં પૂર્ણ રીત્યે એ શાસ્ત્રનો અનુભવ મેળવ્યો. વાત્સ્યાયન સૂત્રને આધારે તેમ જ સ્વતઃના અનુભવથી કામશાસ્ત્ર સંબંધી નવિન વિષયોથી ભરપૂર એક ગ્રંથને પણ રચ્યો.

આચાર્યના શિષ્યો કે જેમને આચાર્યે જતી વખતે "એક માસ પછી આવીશ." એમ કહ્યું હતું તેથી તેમને ફિકર થવા લાગી. કારણ કે એક માસ ઉપર પાંચ દિવસ થઈ ગયા હતા. આચાર્યના સઘળા શિષ્યો ઘણી ફિકર કરવા લાગ્યા. તેમને પદ્મપાદે ધીરજ આપી. તેમના શરીરને સાચવવા કેટલાક શિષ્યોને ત્યાં રાખી આચાર્યની શોધમાટે સર્વે નિકળ્યા. ફરી ફરીને શોધ કરતાં તેઓ અમરક રાજાના દેશમાં આવ્યા અને ત્યાં "રાજા મરણ પામેલો હતો છતાં તેનામાં ફરીથી જીવ આવવાથી તે ઘણી સારી રીતે પાછો રાજ્ય કરે છે." એવું તેમણે સાંભળ્યું તેથી ખુશી થયા.

પછી તેઓ સર્વે ગવૈયાના વેષથી નગરમાં ગયા. તરુણ સ્ત્રીયોમાં કેવળ લુબ્ધ થયેલા રાજાની આજ્ઞાથી અંતઃપુરમાં જઈને માર્મિક ગાયન કર્યું. તેથી રાજાને ભાન આવ્યું. ગાયકોને ઇશારતથી સમજાવી વિદાય કર્યા.

પોતે જેવી રીત્યે પ્રથમ પ્રવેશ કરી શક્યા હતા તેવી જ રીતે પાછા એ રાજાના શરીરમાંથી નિકળીને પેલી ગુહા કે જ્યાં પોતાના શરીરનું રક્ષણ કરવા શિષ્યોને સોંપ્યું હતું ત્યાં આવ્યા ને જુવે છે તો પોતાનું શરીર પ્રધાનોની આજ્ઞાથી અગ્નિસંસ્કાર પામતું માલમ પડયું. કાંઈપણ વિચાર ન કરતાં આચાર્યે એ શરીરમાં લાગલો પ્રવેશ કર્યો કે દેહમાં સંજ્ઞા પ્રાપ્ત થઈ અને નૃસિંહ ભગવાને અગ્નિની શાંતિ કરી. જેમ રાહુગ્રસ્ત થયેલો ચંદ્ર મુખરૂપી ગુહામાંથી પાછો નિકળે તેમ યતીંદ્ર શંકરાચાર્ય એ ગુહામાંથી બહાર જવા નિકળ્યા અને શિષ્યોસહિત મણ્ડનમિશ્રને ત્યાં માહિષ્મતી નગરીમાં આવ્યા. ત્યાં તેઓ સારી પૂજા પામ્યા. પછી સરસ્વતી વંદન કરીને બોલ્યાં કે, "હે બ્રહ્મન, તમે સર્વ વિદ્યાના, સર્વ ભૂતપ્રાણીયોના ઈશ્વર અને બ્રાહ્મણોના પણ અધિપતિ સાક્ષાત્ શિવ છો, મને કામશાસ્ત્રમાં ન જીતતાં આપે તેના અભ્યાસ માટે એક માસની અવધ માંગી તે કેવળ મનુષ્યધર્મને અનુસરીને કર્યું છે. તમે સર્વજ્ઞ છો. સૂર્યે કરેલા પરાભવથી ચંદ્રાદિની કીર્તિ ઓછી થતી નથી. અમો બન્નેને તમે જીતશો તો તેમાં કોઈ પ્રકારે અમારે લજવાવા જેવું નથી. કારણ કે, તમે સર્વજ્ઞ છો. સર્વજ્ઞને સર્વ સહેલ છે. હવે હું જાઉછું" એમ કહિ સરસ્વતીએ આજ્ઞા માંગી એટલે શંકરાચાર્યે તેમની સ્તુતિ કરીને "મેં ઋષ્યશૃંગ એ નામે એક સ્થાન કર્યું છે તેમાં તમે શારદા એ નામથી રહો અને પૂજા કરનારાઓને મનવાંછિત ફળ આપો" કહ્યું. સરસ્વતીએ તે માન્ય કર્યું અને પછી પોતે બ્રહ્માના પરમધામમાં પધાર્યાં-અંતર્હિત થયાં જોઇ સર્વે કોઇ આનંદ પામ્યા. મંડનમિશ્ર પણ ખુશી થયા. પછી તેમણે આચાર્યની સ્તુતિ કરીને શાસ્ત્રપ્રમાણે તેમની પાસે સંન્યસ્ત દીક્ષા લીધી. આચાર્યે કૃપા કરીને દીક્ષા આપીને "તત્ત્વમસિ" વાકયનો સારી રીતે ઉપદેશ કર્યો અને એ વાકયાર્થ બહુ બહુ પ્રકારે સમજાવ્યો. તેમ જ ગુરુમહિમા પણ સારી પેઠે કહી બતાવ્યો. પછી મંડનમિશ્ર શ્રીશંકરાચાર્યના ચરણારવિંદમાં પડયા, અને સુરેશ્વર એ નામથી આચાર્યના મુખ્ય શિષ્યપણાને પામ્યા. પછી એ સુરેશ્વરાચાર્યે મગધ દેશમાં ઘણા વખત સુધી જઈ રહ્યા.

આ પ્રમાણે શંકરાચાર્યે મંડન પણ્ડિતને જીતી, દુષ્ટ મતોનું ખંડન કરી, અને ભક્ત લોકોને સદ્બોધ દઈ અદ્વૈતમાર્ગનું સ્થાપન કરી અનેક દેશોમાં ફરતા ફરતા દક્ષિણમાં મહારાષ્ટ્રાદિ દેશોમાં પોતાનો મત તથા ગ્રંથોનો પ્રચાર કરીને શ્રીશૈલ પર્વત ઉપર પધાર્યા. ત્યાં પાતાળગંગા નદીમાં સ્નાન કરીને તથા મલ્લિકાર્જુનની પૂજા કરીને પંડિતશ્રેષ્ઠ શિષ્યોને પોતાનાં શારીરકભાષ્ય આદિ ગ્રંથોને ભણાવ્યા. અહિ-

આગળ પાશુપત, વીરવૈષ્ણવ, શૈવ અને માહેશ્વરમતવાળાઓને સુરેશ્વરાદિ શિષ્યોએ જીત્યા. કેટલાક આચાર્યના શિષ્ય થયા ને કેટલાક આચાર્યનું અશુભ ઇચ્છવા લાગ્યા.

સર્ગ ૧૧ મો, કાપાલિકોનો પરાજય.

એક દિવસે શ્રીશૈલપર્વતમાં કે જ્યાં શંકરાચાર્યે વાસ કર્યો હતો ત્યાં કપટવેશથી ભૈરવભક્ત કાપાલિક આવ્યો. પોતાના ઈષ્ટની સિદ્ધિ માટે ઠીક લાગ છે જાણી તેણે આચાર્યને કહ્યું કે, "હે મુને, સર્વજ્ઞતા, સુશીલતા, દયાલુતાદિ સર્વે શુભગુણો સાંભળીને આપના દર્શન કરવા હું આવ્યો છું. આપે પરોપકારને માટે દેહ ધર્યો છે, આપની કીર્તિ ઠેકાણે ઠેકાણે ગવાય છે, આપ અદ્વિતીય બ્રહ્મને પ્રતિપાદન કરનારા ઉત્તમ યતીંદ્ર છો. આપની પાસે જે જે લોકો આવે છે તે તે પોતાના મનોરથને પામીને જાય છે. મેં સદેહે સ્વર્ગે જવા માટે સો વર્ષસુધી તપ કરીને ભૈરવનાથને પ્રસન્ન કર્યા છે. એ પ્રસન્ન થયેલા ભૈરવનાથે મને કહ્યું કે, "કોઇ સર્વજ્ઞ પુરુષનું અથવા રાજાનું મસ્તક અગ્નીમાં હોમીશ તો તું સદેહે સ્વર્ગે જઈ શકીશ" ત્યારથી હું ઘણે ઠેકાણે ફર્યો પણ હજુસુધી રાજા કે સર્વજ્ઞ પુરુષ કોઈ મળ્યા નથી. આજ આપનાં દર્શન થયાં છે. રાજા કે સર્વજ્ઞના મસ્તકથી મારૂં ઇષ્ટ સાધ્ય થાય તેમ છે માટે આપને ઠીક લાગે તે કરો. દેહ ક્ષણભંગુર છે, માથું અપવાથી આપની કીર્તિ વધશે અને મારૂં કામ થશે. આપના માથાની માગણી કરવા મારી જીભ ઉપડતી નથી, કારણ કે જીવિત કોને વ્હાલું નથી? તથાપિ આપ તો કેવળ બ્રહ્મસ્વરૂપ છો. આપને શરીરની આસક્તિ નથી. આપે કેવળ પરોપકારને માટે જ જન્મ ધર્યો છે. જો આપની મ્હારા ઉપર કૃપા થાય તો મારૂં ઈષ્ટ થાય. જેઓ સ્વાર્થી હોય છે તેમને પારકાની વાત ખબર હોતી નથી. આપના જાણવામાં જ હશે કે, વૃત્રાસુરને મારવા માટે ઈંદ્રે દધીચી ઋષિનાં હાડકાં માગ્યાં હતાં જે તેમણે હાડકાં ખુશીથી આપ્યાં હતાં. કેવળ પરોપકારને માટે જ તેમણે હાડકાં આપ્યાં ને તેથી તેમની ઉજ્જ્વલ કીર્તિ પ્રકાશિત થઈ છે. દયાવાળા કેટલાક મહાન્ પુરુષો તો પોતાનું શરીર કેવળ પરોપકારને અર્થે જ ધરે છે. તેમ જ કેટલાક દયાવિનાના પણ છે. આપને ધન, પુત્ર, મિથ્યા લોકતૃષ્ણા કશું પણ નથી તેમ જ પરોપકારવિના આપને બિજું કોઇ કર્તવ્ય પણ નથી. મારા જેવા સ્વાર્થી ને નિર્દય માણસો પોતાનું ઈષ્ટ સાધતાં યોગ્યાયોગ્ય સમજતા જ નથી. વળી જીમૂતવાહન રાજાએ નાગના રક્ષણ સારૂ ગરૂડને પોતાનો પ્રાણ આપ્યો હતો. મારી માગણી જો કે અયોગ્ય છે તેથી હું બિહુછું પણ આપના જેવા પરમ પરોપકારી પુરુષો મારા જેવા માગણને ન આપે એવું સંભવતું નથી" ત્યારે શંકરાચાર્યે તેને ઉત્તર આપ્યું કે, "હું ઘણી ખુશીથી મારૂં મસ્તક આપવા તૈયાર છું પણ જાહેર રીતે સૌના દેખતાં આપી શકું તેમ નથી માટે એકાંતે આવવું. કારણ કે જો મારા શિષ્યોના જાણવામાં આ વાત આવશે તો તારૂં કામ બનવું કઠિન થઈ પડશે."

પછી એ કાપાલિક ઇષ્ટસિદ્ધિ થશે જાણી રાજી થતો પોતાને ઠેકાણે ગયો. આચાર્ય પણ આ વાત કોઇ પણ શિષ્યોને કહિ નહિ. શિષ્યો સ્નાન–સંધ્યાદિ કરવા દૂર જતાં આચાર્ય એકાંતમાં ગયા. ત્યાં તે કાપાલિક આવી ચઢયો. તેને જોઈને આચાર્યે પોતાના દેહને મુકી દેવાની ઈચ્છાથી પોતાના જીવનો પરમાત્માસાથે નિયોગ કર્યો. નિર્વિકલ્પ સમાધિમાં સિદ્ધાસનથી બેઠેલા શંકરાચાર્યે કાપાલિકથી જોવાયા કે તુરત તરવાર ઉગામીને તેમની તે પાસે ગયો. આ જ પ્રમાણે પદ્મપાદના અંતઃકરણમાં લાગલો ભાસ થયો અને તે ક્રોધે ભરાઈ નૃસિંહ ભગવાનનું સ્મરણ કરતાં મંત્રબળથી નૃસિંહસ્વરૂપ પામીને એ પાપી કાપાલિક તરફ ધસી આવ્યો. પ્રલ્હાદના સ્મરણથી જેમ હિરણ્યકશ્યપુના દેહને નૃસિંહભગવાને પોતાના નખવડે ચીરી નાંખ્યું તેમ એ કાપાલિક કે જે આચાર્ય ઉપર ત્રિશૂલથી ઘા કરવામાં તત્પર હતો તેને પકડી ચીરી નાંખીને અટ્ટહાસ કર્યો. તે સાંભળી બહાર ગયેલા શિષ્યો પણ વ્યાકુલ ચિત્તથી ત્યાં તુરત દોડી આવ્યા. જુવે છે તો કાપાલિક મરણ પામેલો જોયો. શ્રીગુરુને પણ જોયા.

પછી નૃસિંહરૂપ પદ્મપાદે બ્રહ્માંડને પણ ફાડી નાંખે એવી ત્રણ મોટી ગર્જના કરી. આ ગર્જનાથી શ્રીશંકરની સમાધિ ઉતરી ગઇ. તેમનાં નેત્રકમળ ઉઘડી ગયાં અને વિકરાળ સ્વરૂપવાળા નૃસિંહભગવાન જોવામાં આવ્યા. તેમનું આચાર્યે અવલોકન કરી પ્રાર્થના કરી કે, "મારા દેહના રક્ષણ સારૂ આપ પ્રકટ થયા અને આપનું કાર્ય પૂર્ણ થયું માટે હવે આપ આ સ્વરૂપને અંતર્હિત કરો." એટલે

નૃસિંહ સ્વરૂપ ગુપ્ત થઇને પદ્મપાદ પોતાના પ્રથમ રૂપમાં જોવાયા અને જાણે સ્વપ્ન આવ્યું હોય નહિ તેમ થઇ ગયું. પછી પદ્મપાદે બનેલી હકીકત ગુરુને કહિ સંભળાવી. આ ચમત્કાર નજરો નજર જોઇને સર્વ શિષ્યોએ આચાર્યની સ્તુતિ કરી.

એકે પદ્મપાદને પૂછ્યું કે, "તમે આ નૃસિંહ ભગવાનને કેવી રીત્યે પ્રસન્ન કર્યા?"

પદ્મપાદ—"પૂર્વે અહોબલ પર્વતમાં રહિને ઘણા દિવસ સુધી મેં નૃસિંહ ભગવાનનું ધ્યાન ધર્યું હતું. ત્યાં એક ભિલ્લે આવી મેં ધ્યાન શા માટે ધરવા માંડ્યું છે તેનું કારણ પૂછતાં તેને નૃસિંહ ભગવાનને પ્રસન્ન કરવાનો મારો હેતુ કહ્યો. એટલે એ અહોબલ પર્વતના વનના મધ્યમાં જઈ નૃસિંહને વેલાઓથી દૃઢ બાંધેલી સ્થિતિમાં મારી આગળ બતાવ્યા. ત્યારે ભિલ્લને કેવી રીત્યે વશ થયા એવું તેમને—નૃસિંહ ભગવાનને મેં પૂછ્યું એટલે તેમણે મને કહ્યું કે, "આ ભિલ્લે મારૂં ધ્યાન જેવા એક ચિત્તથી ધર્યું છે એવું બ્રહ્માદિકે પણ ધર્યું નથી. તેથી આ બાબતમાં તારે મને કશું પૂછવું નહિ" એમ કહિ મારા ઉપર કૃપા કરી અંતર્દ્ધાન થયા."

સર્ગ ૧૨ મો, હસ્તામલકાદિ શિષ્યોનું શંકરને શરણે જવું.

સઘળાં તીર્થસ્થાનોમાં ફરતા ફરતા શંકરાચાર્ય એક દિવસ કલિથી રક્ષણ કરવામાં અને બધાં પાપથી મુક્ત કરવાને સમર્થ એવા ગોકર્ણ ક્ષેત્રમાં આવ્યા. બ્રહ્માદિ દેવો જેનું સ્તવન કરે છે એવા ગોકર્ણેશ્વરની સ્તુતિ કરી ત્યાં ત્રણ દિવસ રહ્યા. ત્યાંથી પછી હરિશંકર નામના દિવ્યસ્થાનમાં આવ્યા. ત્યાં શંકર અને વિષ્ણુ જાણે ભેદ વાદિયોના ભ્રમને ટાળવા માટે ભેગા રહ્યા હોય તેમ એ બે દેવો ભેગા રહેતા હતા. તેમનું આચાર્યે સ્તવન કર્યું. ત્યાંથી મૂકાંબિકા નામની દેવીનાં મંદિરમાં પધાર્યા. ત્યાં આગળ એક બ્રાહ્મણનો પુત્ર મરણ પામેલો ખોળામાં લઇને તેનાં માબાપ ખેદ કરી રડતાં બેઠાં હતાં. તેમને જોઇ આચાર્ય પણ દયાને લીધે તેમના શોકમાં ભાગ લેવા લાગ્યા. એવામાં આકાશવાણી થઇ કે, "સંરક્ષણ કરવાને જે અસમર્થ હોય તેને જો દયા ઉત્પન્ન થાય તો તે દુઃખપ્રદ થાય છે" તે સાંભળીને આચાર્યે ઉત્તર દીધું કે, "એ ખરૂં છે પણ ત્રૈલોક્યના રક્ષણ માટે જે અસમર્થ હોય છે તેને જ આમ બોલવું શોભે છે, માટે આપ સર્વનું રક્ષણ કરવા માટે સમર્થ છો તો કૃપા કરીને આમનો શોક દૂર કરો." એટલે એ મુવેલો છોકરો આળસ મરડીને ઉઠયો.

પછી શંકરાચાર્ય મંદિરમાં પૂજા કરવા ગયા. ત્યાં જઈને મૂકાંબિકાની સ્તુતિ કરી. એ પવિત્ર ક્ષેત્રમાં કેટલાક દિવસ રહ્યા. પછી ત્યાંથી પાસે આવેલા શ્રીવલી નામના ગામમાં શિષ્યોસહિત પોતે પધાર્યા. એ ગામમાં વેદજ્ઞ એવા બે હજાર બ્રાહ્મણો વસતા હતા. તેઓમાં એક પ્રભાકર નામનો ઉત્તમ બુદ્ધિવાળો બ્રાહ્મણ હતો. તે બ્રાહ્મણનો દિકરો ગાંડા જેવો હોવાથી તે ઘણો દુઃખી હતો. એ છોકરો જાણે મૂંગો હોય તેમ મોઢેથી કશુંએ બોલતો જ નહિ. આવો જડભરત જેવો દિકરો હોવાથી એને ભૂત બૂત વળગ્યું હશે એમ ધારી કોઇ બહુશ્રુત મળે તો પૂછીને તેની શાંતિ કરૂં એવા વિચારમાં એ હતો. એવામાં "કોઇ સંન્યાસી ઘણા એક શિષ્યો સાથે ઘણાંએક પુસ્તકો લઇને ગામમાં આવ્યા છે." એવું સાંભળીને તે પ્રભાકર બ્રાહ્મણ પોતાના દિકરાને સાથે લઇ તેમની પાસે ગયો. "રાજા, ઇષ્ટદેવ અને ગુરુની પાસે ઠાલે હાથે ન જવું" એ નિયમને અનુસરીને ગુરુની પાસે ફલની ભેટ લઇને ગયો અને તે ફલ શંકરને અર્પણ કરી પ્રણામ કરયા. પછી પોતાના પુત્રને આચાર્યના ચરણારવિંદમાં નમન કરવા નમાવ્યો. પોતાનું જડપણું દેખાડવા માટે એ પુત્ર આચાર્યના ચરણમાં જ પડયો રહ્યો. પણ ત્યાંથી ખસ્યો નહિ. એટલે પ્રભાકરે કહ્યું કે, "મહારાજ, આ પુત્રને તેર વર્ષ થયાં છે પણ હજુ સુધી કંઇ સમજતો નથી. એને યજ્ઞોપવિતને યોગ્ય મહા પ્રયત્ને કર્યો છે. એના બરોબરીના છોકરાઓ રમવા માટે એને બોલાવે છે પણ એ તેમની જોડે રમતો નથી." તેથી કોઇ છોકરા એને મારે છે પણ કશું બોલતો નથી પણ માર ખાય છે—એ કશું ભણ્યો નથી. કોઈ કોઇ વખત ખાવાનું ખાય છે ને કોઈ કોઈ વખત ખાતો પણ નથી. એના પ્રારબ્ધથી જ એ ઉછરે છે માટે આપ કૃપા કરીને કહો કે એને શું થયું છે." આ પ્રમાણે કહિને છાનો રહ્યો.

શંકરાચાર્યે એ બાલકને કહ્યું કે, "ઉઠ, તું કોણ છે અને આવી બાલચેષ્ટા કેમ કરે છે?" બાલક

ઉત્તર આપે છે કે, "હે ગુરો, હું જડ નથી પણ જે જડ છે તે મારા સાંનિધ્યને લીધે પ્રવર્તે છે. શોક, મોહ, ક્ષુધા, પિપાસા, જરા અને મૃત્યુ એ છ ઉર્મિયોથી તથા જન્મવું, જન્મ્યાં પછી જીવવું, વૃદ્ધિ પામવું, ફેરફાર થવું, ઘટવું અને નષ્ટ થવું એ છ ભાવવિકારોથી રહિત જે કેવળ સુખરૂપ પરમપદ છે તે હું છું. હે વિદ્વાન્ ગુરો, આ મુમુક્ષુ લોકોને પણ મારા જેવો અનુભવ મળે એમ ઇચ્છુંછું" એમ કહિ બાર શ્લોકથી પ્રપંચરહિત પરમાત્માના તત્ત્વનું નિરૂપણ કર્યું. એ શ્લોકોનું નામ હસ્તામલક પડ્યું અને એ બાલક પણ હસ્તામલક નામથી પ્રસિદ્ધિ પામ્યો. આચાર્યે વિચાર કર્યો કે, આને ગુરુવિના આત્મતત્ત્વનું જ્ઞાન થયું તેથી તે કોઇ યોગી હોવો જોઇએ. પછી એ બાલકને પાસે બોલાવી તેના માથા ઉપર હાથ મુકયો. એના બાપને આચાર્યે કહ્યું કે, "આ પુત્રથી આ સંસારમાં તને કોઈ પણ પ્રકારનો ફાયદો થનાર નથી. કારણ કે, પોતાના દેહ ઉપર પણ એને પ્રીતિ નથી તો ઘર આદિમાં તેની આસક્તિ કયાંથી જ હોય?" એમ કહિ તેના પિતાની મરજીથી એને લઇને શિષ્યોસહિત ત્યાંથી પોતે નિકળીને તુંગભદ્રા નદીને કિનારે શૃંગેરી નામની પુરીમાં આવ્યા. ત્યાં કેટલાક દિવસ રહિને ઘણા શિષ્યોને ભાષ્યાદિ શિખવ્યાં. જોડે પ્રભાકર પંડિતનો મૂંગો પુત્ર લેતા આવ્યા હતા તેને સંપૂર્ણ રીત્યે બ્રહ્મવિદ્યા શિખવી.

શૃંગેરીમાં એક મઠ સ્થાપીને ત્યાંનો સંપ્રદાય ચલાવવા આચાર્યે સુરેશ્વર નામના શિષ્યને સોંપ્યું. આચાર્યના ચિત્તને અનુસરનાર અહિં કોઇ તોટક નામે શિષ્ય થયા. તેમનું વૃત્તાંત આ પ્રમાણે છેઃ— આચાર્યના ઘણા શિષ્યો હતા. તેમાં ગિરી નામનો એક શિષ્ય હતો. તે હમેશાં આચાર્યની પાસે રહિને તેમની સેવા કરતો હતો. તેની ભક્તિ જોઇને તેના ઉપર આચાર્યની સારી કૃપા હતી. તે એક દિવસ આચાર્યનું વસ્ત્ર ધોવા નદીએ ગયો હતો. તે વખતે કથાનો વખત થતાં આચાર્ય તેની વાટ જોતા હતા. તેવામાં કેટલાક શિષ્યો કથાના આરંભનો શાંતિપાઠ કરવાને તૈયાર થયેલા જોઈ કહ્યું કે, "જરા વાર રહો, ગિરી પણ હમણા આવી પહોચશે." તેથી પદ્મપાદ જરા અભિમાનથી બોલ્યા કે, "એ તો મંદબુદ્ધિ છે, એની વાટ વળી શી જોવી?" પદ્મપાદનો ગર્વ ઉતારવા એ ગિરીને આચાર્યે મનવડે ત્યાં રહે રહે ચૌદે વિદ્યા આપી દિધી. ગુરુપ્રતાપથી જેને ચૌદે વિદ્યા પ્રાપ્ત થઇ છે એવો એ શિષ્યે ગિરી બ્રહ્મતત્ત્વને પ્રકટ કરનારા સુંદર તોટક વૃત્તોથી આચાર્યની સ્તુતિ કરતો આવ્યો અને ઉપનિષદ્ ભાગનું પ્રતિપાદન કર્યું. તે જોઈને પદ્મપાદાદિ શિષ્યોને જે ગર્વ થયો હતો તે પોતાની મેળે જતો રહ્યો. તોટકવૃત્તથી આત્મતત્ત્વ પ્રતિપાદન કર્યું તેથી તેમનું નામ તોટકાચાર્ય પડયું અને મુખ્ય શિષ્યોમાં તે પણ ગણાયા.

આ વખતે આચાર્યના ચાર શિષ્યો પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક અને તોટકને જોઇને લોકો કહેવા લાગ્યા કે, "આ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ છે કે, ઋક્, યજુઃ, સામ અને અથર્વ એ ચાર વેદ છે અથવા આ તે સલોકતા, સમીપતા, સરૂપતા અને સાયુજ્યતા એ ચાર ભક્તિ છે અથવા આ ચાર બ્રહ્મદેવના મુખ છે કે શું?" તેઓને શંકરાચાર્યના આ શિષ્યો છે એમ ઘણા પ્રયત્ને લોકો ઓળખી શકયા. અહિં આચાર્યે કેટલાક દિવસ સુધી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા શિષ્યો સહિત રહ્યા.

સર્ગ ૧૩ મો, બ્રહ્મવિદ્યાના ગ્રંથો ઉપર વાર્તિક રચાવ્યાં.

એક દિવસે શારીરકભાષ્ય ઉપર સ્ફુટ વાર્તિક કરવાની ઇચ્છાવાળા સુરેશ્વરે આચાર્યને પ્રણામ કરીને કહ્યું કે, "જે કંઇ કરવાનું હોય તેમને કહો" ત્યારે આચાર્યે કહ્યું કે, "મારા ભાષ્યઉપર તમે વાર્તિક નામક ઉત્તમ નિબંધ રચો" પછી સુરેશ્વરે તેમ કરવું કબુલ કર્યું પણ આચાર્યના પદ્મપાદાદિ શિષ્યોને આ વાત ગમી નહિ. કારણ કે પૂર્વાશ્રમમાં જીતાયેલ મંડન પંડિત એ સુરેશ્વર હતા. તેઓ નિરીશ્વરવાદી હોવાથી વાર્તિક કરવામાં પોતાના મતનું જ સમર્થન કરશે એવો તેમને ભય લાગ્યો. તેથી તેમણે જાહેર રીતે આચાર્યને તેમની પાસે એ વાર્તિક કરાવવાં કરતાં બિજા કોઇ શિષ્યો પાસે કરાવવાં કહ્યું. આચાર્યને આ વાત ગમી નહિ તેથી તેમને (—જે શિષ્યોએ વાંધો લીધો હતો તેમને) સારી રીત્યે સમજાવ્યા કે, "સુરેશ્વર વિના બીજા કોઇથી પણ મારા ભાષ્યનું વાર્તિક થઈ શકે તેમ નથી." આવું સાંભળીને તેમને વળી વધારે ખોટું લાગ્યું. તેથી વળી ફરી પાછા તકરાર કરીને બીજા શિષ્યો પાસે ભાષ્ય ઉપર વાર્તિક કરાવવાની વિનંતી કરતાં "હસ્તામલક એ ભાષ્ય કરવાને યોગ્ય છે" એવું કહિ તેની યોગ્યતા દેખાડી આપી. ત્યારે આચાર્યે "તે પણ વાર્તિક માટે યોગ્ય નથી. કારણ કે એ સમાહિત અંતઃકરણવાળો હોવાથી તેનું મન બહારના પદાર્થો ઉપર પ્રવર્તે એવું નથી." એમ કહિ તેમને શાંત કર્યા.

એક શિષ્યે પૂછયું કે, "સ્વામીજી, શ્રવણાદિક ઉપાયોવિના હસ્તામલકને કેવી રીત્યે જ્ઞાન પ્રાપ્ત થયું તે કૃપા કરી કહો" ત્યારે આચાર્યે કહ્યું કે, "પૂર્વે યમુનાની તટ ઉપર એક મોટો તપસ્વી બ્રાહ્મણ રહેતો હતો, તેની પાસે એક દિવસે એક બ્રાહ્મણની દિકરી પોતાના બે વર્ષના બાળકને લાવીને 'થોડી વાર સુધી આ બાળકની ખબર જોજો.' એમ કહિ તે પોતાની સખિયો સાથે યમુનામાં નહાવા ગઈ. એવામાં એ બાલક દૈવયોગે ત્યાંથી ખસી નદીમાં પડીને ડુબી જઇ મરણ પામ્યું. ત્યારે એ બાળકના મૃતદેહને લઇ તે બ્રાહ્મણની દિકરી ઘણું રડવા લાગી. એનું રડવું સાંભળતાં એ મુનિને ખેદ થયો અને એ બાલકને જીવતો કરવા માટે પોતાની યોગશક્તિથી તેના શરીરમાં પ્રવેશ કર્યો. એ બાળક તે આ હસ્તામલક છે. એનાથી કશું અજ્ઞાત નથી. એ વેદ, શ્રુતિ, સ્મૃતિઃ સઘળું જાણે છે, પણ તે સમાહિત અંતઃકરણવાળો હોવાથી બહારનાં કાર્યમાં તેનું ચિત્ત નથી તેથી એ વાર્તિક કરવાને યોગ્ય નથી. જેના સર્વજ્ઞપણા માટે સરસ્વતી પોતે સાક્ષી હતાં એવા મંડનમિશ્ર—સુરેશ્વર—જ યોગ્ય છે છતાં જ્યારે તમને ગમતું નથી ત્યારે મને બીજો કોઇ પણ યોગ્ય લાગતો નથી. આ કામ ઘણાઓને ન ગમતું થઇ પડવાથી હું પણ હવે તે કામ કરવા દેવાની ઈચ્છા રાખતો નથી." ત્યારે એક શિષ્યે કહ્યું કે, "આ પદ્મપાદ તેનું વાર્તિક કરી શકશે." એટલે આચાર્યે ઉત્તર આપ્યું કે, "લોકોને રાજી કરનાર પદ્મપાદ ભલે વાર્તિક કરે પણ બિજાએ કરવા સ્વીકારેલું કામ તે કેમ કરી શકે? સુરેશ્વરે વાર્તિક કરવાની પ્રતિજ્ઞા કરી છે." પછી આચાર્યને ઠીક ન લાગવાથી તેમણે સુરેશ્વરને કહ્યું કે, "તમે હવે મારા ભાષ્ય ઉપર વાર્તિક કરશો નહિ. કારણ કે, આ શિષ્યો તમારા હાથથી વાર્તિક થયેલું જોવામાં રાજી નથી." તેથી સુરેશ્વરે એક નૈષ્કર્મ્યસિદ્ધિ નામનો ગ્રંથ કર્યો. તેને આચાર્યે ઘણી સંભાળથી વાંચીને ખુશી થયા. પછી સર્વ શિષ્યોએ પણ એ ગ્રંથ વાંચ્યો એટલે તેમની આંખ ઉઘાડી ને સુરેશ્વર ઉપર વિશ્વાસ બેઠો.

આચાર્યે સોંપેલા કામમાં, બિજા શિષ્યોએ વાંધો કાઢીને વિઘ્ન નાંખ્યું તેથી સુરેશ્વરે શાપ દીધો કે, "મોટા વિદ્વાનો પણ જો આ શારીરકભાષ્ય ઉપર વાર્તિક કરશે તો પણ તેનો પૃથ્વીમાં પ્રચાર નહિ થાય." પછી આચાર્યને પ્રણામ કરીને કહ્યું કે "આપની આજ્ઞાને માન્ય કરવી જોઈએ તેથી જ મેં આ ગ્રંથ કર્યો છે પણ પ્રખ્યાતી કે કોઈ પ્રકારના લોભથી મેં આ ગ્રંથ કર્યો નથી." એમ કહિ પોતે પૂર્વાશ્રમની વૃત્તિમાં નથી આદિ બીજી કેટલીક હકીકત કહિને શોક કર્યો કે, "અરેરે, શારીરકભાષ્ય ઉપર મારે હાથે વાર્તિક ન થયું" એવામાં આચાર્યે કહ્યું કે, "યજુર્વેદના તૈત્તિરીય શાખાના ઉપનિષદ્ ઉપર તેમ જ તમારી જે કણ્વ શાખા છે તેના ઉપનિષદ્ ઉપર મેં ભાષ્ય કરેલાં છે તે ઉપર તમે સંસારની પીડાનો નાશ થાય એવાં વાર્તિક કરો" ગુરુની આજ્ઞા પ્રમાણે તૈત્તિરીય અને બૃહદારણ્યક નામના બે ઉપનિષદ્ના ભાષ્ય ઉપર વાર્તિક કરીને શંકરાચાર્યને ભેટ કર્યાં.

પદ્મપાદે ગુરુની આજ્ઞાથી સૂત્રભાષ્યની બે ટીકાઓ કરી પહેલી પંચપાદી અને બીજી વૃત્તિ. વ્યાસ મુનિનાં સૂત્રો ઉપરના ભાષ્યની વિજયડિંડિમ નામથી વિવેચના કરીને ગુરુને અર્પણ કરી. તે જોઈ આચાર્યે વિચાર કરી પદ્મપાદને કહ્યું કે, "હે વત્સ, આ ટીકામાંથી પાંચ પદ જ પૃથ્વીમાં પ્રચાર પામશે. પ્રારબ્ધ કર્મથી જ્યારે તું પૃથ્વીમાં બીજી વખત વાચસ્પતિ એ નામથી જન્મ ધરીશ ત્યારે તું મારા ભાષ્ય ઉપર અતિ સુંદર ટીકા કરી શકીશ કે જે પૃથ્વીના પ્રલયકાલ સુધી જય પામશે.

આનંદગિરી આદિ શિષ્યોએ આત્મતત્ત્વના પ્રકાશ માટે ઘણા ઉત્તમ ગ્રંથો રચ્યા.

સર્ગ ૧૪ મો, પદ્મપાદની તીર્થયાત્રા.

પદ્મપાદ—"હે ગુરો, મારે યાત્રા કરવાની ઇચ્છા છે, માટે મને આજ્ઞા આપો."

ગુરુ—"ગુરુની પાસે રહિને તેમની સેવા કરવી એ જ મ્હોટી યાત્રા છે, ગુરુનું ચરણોદક એ જ તીર્થ છે, ગુરુના ઉપદેશથી આત્મદૃષ્ટિ કરવી એ જ બધા દેવનું દર્શન છે. યાત્રા કરતાં સંન્યાસીનો ધર્મ બરાબર પાળી શકાતો નથી. કારણ કે ચાલવાના શ્રમથી નિદ્રા આવતી નથી ને તેથી આત્મચિંતન થઈ શકતું નથી. સંન્યાસના બે પ્રકાર છેઃ વિદ્વત્સંન્યાસ અને વિવિદિષાસંન્યાસ. વિદ્વત્સંન્યાસ એટલે તત્ત્વજ્ઞાન સમજ્યા પછી તેનો નાશ ન થાય તેવી રીત્યે જીવન્મુક્તિ માટે યત્ન કરવો તે અને વિવિદિષાસંન્યાસ એટલે તત્ત્વ જાણવા માટે તત્ તથા ત્વં આ બે પદોના અર્થનો વિચાર. આમાં તેં બીજા પ્રકારનો સંન્યાસ લીધો છે. માટે તત્ત્વં પદાર્થને સારી રીત્યે જાણવો

જોઇએ. તે યાત્રા કરવામાં જાણી શકાય તેમ નથી. યાત્રા કરનારાઓને ઘણાં દુઃખો પણ વેઠવાં પડે છે. કોઇ ઠેકાણે પાણી મળે છે ને કોઇ ઠેકાણે મળતું નથી; કોઇ ઠેકાણે સુવા માટે જગા મળે છે ને કોઈ ઠેકાણે મળતી નથી. સુવાની જગા અને પાણીનો શોધ કરવામાં ચિત્ત રોકાય છે. તેથી પ્રવાસિયોને સુખ મળતું નથી. પ્રવાસમાં તાવ કે અતિસાર વગેરે રોગ થાય તો તેના ઉપાય કરવા માટે પૂરતાં સાધનો નં મળવાથી આગળ જઈ શકાતું નથી. વહેલા ઉઠીને નહાવાનું ને દેવપૂજન કરવાનું બની શકતું નથી. આવી આવી બીજી ઘણી અડચણો નડે છે."

પદ્મપાદ—"મહારાજ, આપની આજ્ઞા વિરુદ્ધ મારે બોલવું ન જોઇએ પણ મારૂં મન અનેક દેશો જોયા વિના શાંત થાય તેમ નથી. તીર્થાટન કરતાં ગુરુના સમીપમાં ચિત્ત રહે એટલે બસ છે પણ જો પાસે રહ્યા છતાં ચિત્ત ન હોય તો કામનું નથી. સુખ દુઃખ તે પૂર્વ જન્મના સંસ્કાર પ્રમાણે થાય છે. તે માટે મને હરખ કે શોક, ચિંતા કે ભય કાંઈ નથી. ગમે ત્યાં જઈએ તો પણ જે થવાનું હોય છે તે થયાં જ કરે છે. મનુ આદિ મુનિયો પણ કહિ ગયા છે કે, 'ધર્મશાસ્ત્ર જાણનારાએ દેશકાલાદિ જોઈને તે પ્રમાણે ચાલવું જોઈએ, આપત્કાલમાં એ પ્રમાણે કદી મર્યાદાનો પણ ભંગ થાય. જો દૈવ અનુકૂલ હોય તો કોઈ ઠેકાણે પણ અન્ન મળ્યા વિના રહેતું નથી. જેનું મન ઠેકાણે છે તેને બ્રહ્મચિંતવનમાં કંઈ હરકત થતી નથી."

આચાર્યે—"પ્રવાસમાં સાધુસંતના સહવાસથી સુખ અને ખલની સંગતિથી દુઃખ પ્રાપ્ત થાય છે માટે એ બાબતમાં ઊંડો વિચાર કરવો. કોઇ પણ ઠેકાણે ઘણા દિવસ રહેવું નહિ. કોઈપણ ચીજનો સાથે સંગ્રહ કરવો નહિ. રસ્તા વચ્ચે કદી ઉતારો કરવો નહિ. પરદેશમાં કેટલાક લોકો બહારથી ઘણા સારા દેખાય છે પણ માંહેથી ઘણા ખરાબ માલમ પડે છે માટે તેઓથી ચેતતા રહેવું રસ્તામાં મળતા સાધુસંત અને દેવ વગેરેનું વિધિપુરઃસર પૂજન કરીને આગળ પ્રયાણ કરવું." પદ્મપાદનો યાત્રાએ નિકળવાનો દૃઢ નિશ્ચય જોઈ આ પ્રમાણે આચાર્યે કહ્યું. આથી પદ્મપાદને ઘણો આનંદ થયો અને તીર્થાટન માટે આજ્ઞા લઈ ચાલવા માંડ્યું.

એક દિવસે ઋષ્યશૃંગ પર્વત ઉપર આચાર્યે ધ્યાન ધર્યું હતું. ત્યાં તેમના ધ્યાનમાં પોતાનાં માજીને મંદવાડ આવ્યો છે અને તેઓ પોતાનું સ્મરણ કરે છે જાણી તુરત જ પોતાના શિષ્યોને કહિ ત્યાંથી આકાશ માર્ગે કાલટી નામના અગ્રહારમાં પોતાના ઘરમાં માજી પાસે આવ્યા. માજીના ચરણમાં પ્રણામ કરીને, "માજી, હું તમારા સંભારવા પ્રમાણે આવ્યો છું, શોક મુકી દેઈ મારે તમારૂં કયું કામ કરવાનું છે તે બતાવો." એમ કહ્યું. ત્યારે ઘણે દિવસે કુશલક્ષેમ ઘેર આવેલા પોતાના યતીંદ્ર પુત્રને ધીમે સાદે માજીએ કહ્યું કે, "હે પુત્ર, મેં મારી આવી દશામાં તને જોયો એ સારૂં થયું. આ વિના મારે બિજું કયું કામ હોય? હે દિકરા, ઘરડપણથી ઘસાઈ ગયેલું મારૂં જીવિત હવે વધારે ચાલવાનું નથી. તેથી શાસ્ત્ર પ્રમાણે આ દેહના યોગ્ય સંસ્કાર કરી મને પરલોકમાં પહોંચાડજે." આવાં માજીના પુત્રસ્નેહને અનુસરતાં વચનો સાંભળી આચાર્યે પોતાનાં માજીને બ્રહ્માનંદ મળે જાણી બ્રહ્મનો ઉપદેશ કર્યો. ત્યારે માજીએ કહ્યું કે, "બ્રહ્મ નિરાકાર હોવાથી મારાથી બરોબર સમજી શકાતું નથી. તેથી સગુણ બ્રહ્મનો ઉપદેશ કરી મારી અંતઃકરણમાં તે ઠસે તેમ નિરૂપણ કર." ત્યારે માજીની આજ્ઞાને અનુસરી ભુજંગપ્રયાત વૃત્તથી શ્રીશંકરનું સ્તવન કર્યું. એટલે તેમણે પોતાના દૂતો મોકલ્યા. દૂતો આવ્યા પછી શંકરે માજીને કહ્યું કે, "આ શંકરના દૂતો વિમાન લઈને આવ્યા છે તેથી તેમાં બેસીને શંકરના ધામમાં પધારો." પણ માજીએ તે દૂતોની સાથે જવાની ઇચ્છા બતાવી નહિ તેથી આચાર્યે એ દૂતોને પાછા જવાનું કહિ સત્ત્વગુણ સંપન્ન વિષ્ણુનું સ્તવન કર્યું. એટલે વિષ્ણુ પ્રસન્ન થયા અને પોતાના દૂતોને વિમાન લઈને મોકલ્યા. વિષ્ણુનું વર્ણન કરતી વખતે વર્ણન કર્યા પ્રમાણે માજીએ વિષ્ણુને મનમાં જોયા તેથી તેમનું સ્મરણ કરતાં માજીએ પોતાનો દેહ મુકી દીધો અને દૂતો સાથે વિમાનમાં બેસી વૈકુંઠમાં સિધાવ્યાં.

પછી આચાર્યે માજીનું ઔર્ધ્વદૈહિક કર્મ કરવા માટે સગાં-વહાલાંને બોલાવીને કહ્યું કે, "મેં સંન્યાસ લીધો છે પણ માતાજીને વચન આપ્યા પ્રમાણે, હું પોતે તેમનો સર્વ પ્રકારે સંસ્કાર કરીશ."

ત્યારે સગાંમાંથી કોઈએ કહ્યું કે, "સંન્યાસીને એવો અધિકાર નથી. પૂર્વાશ્રમમાં આ અધિકાર તમને હતો. જો આ આશ્રમમાં કરશો તો શાસ્ત્ર વિરુદ્ધ થશે." પણ આમ કહેવાથી કાંઈ પણ અસર ન થતાં પોતાની માનો સ્વતઃસંસ્કાર કરવામાં આગ્રહ જોઈ તેમનાથી વિરુદ્ધ થઈ કોઈએ આગ પણ આપી નહિ ત્યારે આચાર્યને રીસ ચઢી ને એમને શાપ દીધો કે "આજથી તમે વેદભ્રષ્ટ થશો અને તમારે ત્યાં કોઈપણ સંન્યાસી ભિક્ષા લેશે નહિ અને તમારા ઘરની સમીપમાં જ મુડદાં બાળવામાં આવશે." પછી લાકડાં ભેગાં કરી માજીના જમણા હાથમાંથી અગ્નિ પ્રકટ કરીને તે અગ્નિથી માજીના શબને પોતે દહન કર્યું.

આચાર્યના શાપથી કેરલદેશ (કાલટી)માં હજુ પણ બ્રાહ્મણો વેદ ભણી શકતા નથી. તેમને ત્યાં સંન્યાસીઓ ભિક્ષા લેતા નથી, અને તેમનામાં કોઈ મરી જાય તો તેમના ઘરની આગળ જ તેમને બાળે છે. જાણી જોઈને મહાત્માઓનો અપરાધ કરવામાં આવે તો તેથી સુખ કેમ પ્રાપ્ત થાય? શાંત એવા મહાત્માને પણ તેનું શાંતપણું જોઈને પીડા કરવી નહિ કારણ કે એવા પુરુષને પણ ક્રોધ ચઢે છે. ચંદનનું વૃક્ષ શીતલ અને સુખદાઈ છે તો પણ તેને ઘસવામાં આવે તો તેનાથી તીવ્ર અગ્નિ પ્રકટે છે.

આણી તરફ પદ્મપાદ તીર્થાટન કરતા કરતાં દક્ષિણ દિશા તરફ ગયા અને ત્યાંથી શ્રીકાલહસ્તીશ્વરનું દર્શન કરીને, પુણ્ડરીક નામની પુરીમાં આવ્યા. આ પુરીમાં શંકર નિરંતર નૃત્ય કરે છે. ત્યાંના માણસોને પૂછતાં "તેમણે કહ્યું કે આ શિવગંગા તીર્થ છે. એક દિવસે મહાદેવે ગંગાનું સ્મરણ કર્યું એટલે ગંગાજી પ્રકટ થઈને તેમની આજ્ઞાથી અહિં વહન થવા લાગ્યાં. આ શિવગંગામાં સ્નાન કરી સદાશિવના દર્શન કરનારને જે પુણ્ય થાય છે તેનું વર્ણન સાક્ષાત્ શિવ વિના કોઈપણ કરી શકે એવું નથી." આ પ્રમાણે એ શિવભક્તનાં વચન સાંભળીને પદ્મપાદે ત્યાં સ્નાન કરીને શિવનાં દર્શન કર્યાં. ત્યાંથી રામચંદ્રજીએ બાંધેલા સેતુનાં દર્શન કરવાને માટે નિકળતાં રસ્તામાં રંગનાથના ચરણારવિંદનું પ્રક્ષાલન કરીને વહન થતી કાવેરી–પશ્ચિમવાહિની–માં સ્નાન કરીને રંગનાથના દર્શન કરીને પોતે જવા ધારેલા સ્થળમાં જવા માટે શિષ્યો સહિત સિધાવ્યા.

રસ્તામાં પૂર્વાશ્રમના પોતાના મામાનું ઘર આવ્યું ત્યાં પોતે ગયા. ઘણે દિવસે પદ્મપાદને આવેલ જાણી સગાં–વહાલામાંથી કેટલાંક ખુશી થયાં ને કેટલાંએક હર્ષના આંસુ પાડી રડવા લાગ્યાં. પદ્મપાદે પછી પોતાની કહેવા લાયક વાર્તા તે આપ્તજન પાસે કહિ સંભળાવી. આગ્રહને લીધે કેટલાક દિવસ ત્યાં જ રહ્યા ને ગૃહસ્થાશ્રમના ધર્મનો ઉપદેશ કરિને ત્યાંથી શિષ્યો સાથે રામેશ્વર જવા નિકળ્યા. જતી વખતે મામાને ત્યાં પોતાની સાથે જે પુસ્તકો હતાં તે પણ મુક્યાં અને મામાને કહ્યું કે, "આમાં શંકરાચાર્યે કરેલા ભાષ્ય ઉપર મેં કરેલી ટીકા પણ છે." ત્યારે મામાએ એ ટીકા જોવા માંગી. જોઇને મનમાં તો પોતે દ્વૈતવાદી હોવાથી તેમાં પ્રભાકર ભટ્ટ આદિના મતનું ખણ્ડન હતું અને અદ્વૈતનું પ્રતિપાદન હતું તે તેનાથી સહન થઈ શક્યું નહિ તો પણ બહારથી સારૂં દેખાડવા માટે તેણે "આ ટીકા ઘણી ઉત્તમ છે" કહિ વખાણ કર્યાં. પદ્મપાદ એ સર્વ પુસ્તકો મુકીને રામેશ્વર તરફ વિદાય થયા.

અહિં મામાએ વિચાર કર્યો કે, "જો આ ગ્રંથ રહેશે તો મારા ગુરુના પક્ષને હાનિ પહોંચશે તેથી મારા ઘરને જ સળગાવી દઉં કે જેથી ઘરની જોડે ગ્રંથ પણ બળી જાય." આવા વિચારથી તેણે ગ્રંથ બાળવા પોતાનું ઘર બાળી મુકયું અને બુમ પાડી કે "ધાઓરે, ધાઓ, મારૂં ઘર બળી જાય છે."

રામેશ્વરની યાત્રા કરીને મામાના ઘર તરફ આવતાં રસ્તામાં પદ્મપાદને આ ખબર મળતાં તેને ઘણો ખેદ થયો. ફરીથી કેટલાક દિવસ મામાને ત્યાં રહ્યા. ફરીથી પાછી એવી ટીકા કરવાનો વિચાર કરી આરંભ કર્યો એટલે મામાએ જાણ્યું કે, "આ બુદ્ધિમાન્ છે તેથી પાછી એવી કે એ કરતાં પણ સારી ટીકા કરશે તેથી એની બુદ્ધિ નષ્ટ થાય એવું એને કાંઈ ખવડાવ્યું હોય તો ઠીક" એવો વિચાર કરી જમતી વખતે કાંઈક ખવડાવી દિધું. તેથી બુદ્ધિ મંદ થઇ ગઇ અને ટીકા લખવી પણ રહિ. આચાર્યના ઘણા દિવસથી દર્શન ન થવાથી તીર્થયાત્રા પૂરી કરીને ત્યાંથી ગુરુના દર્શન સારૂ નિકળ્યા. આચાર્ય કેરલ દેશમાં છે એવી ખબર મળવાથી ત્યાં ગયા અને આચાર્યના ચરણારવિંદમાં પ્રણામ કરીને તીર્થયાત્રાની સવિસ્તર હકીકત કહિ. પોતે કરેલી ટીકા મામાને ત્યાં બળી ગઇ તે ફરીથી લખવાની અતિ ચા-

હતી નથી તેથી કહ્યું કે, "મને આ દુઃખમાંથી ઉગારો." ત્યારે આચાર્યે કહ્યું કે, "તું શોક કરીશ નહિ. થવાનું હતું તે થઇ ગયું. ગઈ ગતી વાતનો શોક કરવો મિથ્યા છે. તેં ઋષ્યશૃંગ પર્વત ઉપર મને એ ટીકા વંચાવી હતી તે મ્હારા સ્મરણમાં છે માટે હું લખાવું છું તે લખી લે," એમ કહી ભાષ્ય ઉપરની બધી ટીકા પદ્મપાદને લખાવી તેને દુઃખમુક્ત કર્યો.

કેરલ દેશનો રાજશેખર રાજા કે જેણે પૂર્વે આચાર્યને ત્રણ નાટકો વાંચી સંભળાવ્યાં હતાં, તેની એ ત્રણ નાટકો પણ કંઇ કારણથી બળી ગયેલાં હતાં. તેથી તેને ઘણો શોક થતો હતો પણ ઉપરની વાત તેના જાણવામાં આવવાથી તે પણ આચાર્ય પાસે આવીને પોતાનાં ત્રણ નાટકો લખાવવા વિનંતી કરવાથી આચાર્યે તે પણ લખાવ્યાં તેથી ખુશી થઈને રાજાએ પ્રાર્થના કરી કે, "સેવકને જે કંઈ આજ્ઞા હોય તે કહો." ત્યારે આચાર્યે "કાલટીના લોકોને વેદબાહ્ય કર્યાં છે માટે તમારે પણ તેમને તેવા જ માનવા." એવું કહિ આશીર્વાદ દઈ રાજાને વિદાય કર્યો. પછી પોતે પોતાના અનેક શિષ્યો સાથે અનેક દેશોમાં જઈને દ્વૈતમતનું ખંડન કરી અદ્વૈતમતનું મંડન કર્યું.

સર્ગ ૧૫ મો, આચાર્યે કર્યો દિગ્વિજય.

પછી હજારો શિષ્યો સાથે દિગ્વિજય કરવાની ઈચ્છાથી શંકરાચાર્ય રામેશ્વર જવા નિકળ્યા. તેમને સહાય કરવા સુધન્વા રાજા પણ જોડે ગયો. ત્યાં [1]શાક્તમતવાદિયોને આચાર્યે હરાવી તેમને અદ્વૈત બોધ કરી કર્મ કરવાની આજ્ઞા આપી. રામેશ્વરની પૂજા કરી પાંડ્ય, ચોલ અને દ્રવિડ લોકોને વશ કરી કાંચીનગરમાં[2] આવ્યા. અહિં એક મોટું દેવસ્થાન બંધાવ્યું ને જગદંબાનું વેદોક્ત પૂજન કરવાનો ચાલ ચાલુ કર્યો તથા આંધ્રલોકોને વશ કર્યા. વેંકટેશ્વરનું વિધિપૂર્વક પૂજન કરીને વિદર્ભ દેશની રાજધાનીમાં પધારી કાપાલિકમતવાદિયોને હરાવ્યા. પછી અહિંથી કર્ણાટક દેશમાં જવાની આચાર્યે ઈચ્છા કરી ત્યારે ત્યાંના રાજાએ તે દેશમાં જવાની ના કહેતાં કહ્યું કે, "વૈદિકધર્મ ઉપર ઇર્ષ્યા કરનારા ઘણા કાપાલિકો એ દેશમાં વસે છે, તેઓ આપનો યશ સાંભળીને આપને હેરાન કરશે" આ સાંભળીને વિદર્ભદેશના રાજાને સુધન્વાએ કહ્યું કે, "કશી ફિકર નથી હું જોડે છું એટલે એમને વશ કરીશ." તેથી પોતે એ દેશ તરફ જવા નિકળ્યા.

કાપાલિક લોકોને જીતવાની ઇચ્છાથી આચાર્ય ઉજ્જયિની નામના નગરમાં આવ્યા આચાર્યનું આવવું સાંભળીને કાપાલિકનો મુખ્ય અગ્રણી ક્રકચ તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, "તમે ભસ્મ ધારણ કરો છો તે ઠીક છે પણ માણસના માથાની પવિત્ર ખોપરી રાખવાને બદલે ખર્પર-ખપ્પર શા માટે રાખો છો અને ભૈરવની કેમ ઉપાસના કરતા નથી? લોહીથી ખરડાએલા મસ્તક રૂપ કમળોથી ભૈરવની પૂજા કર્યા વિના અને પાર્વતી જેવી સુંદરીનું આલિંગન કર્યા વિના ભક્તજનોને આનંદ કેમ થાય?" આવું આવું ક્રકચ બોલવા જાય છે એવામાં સુધન્વા રાજાને ક્રોધ ચઢવાથી તેને ધિક્કારીને કાઢી મુક્યો.

ક્રકચને પણ રીસ ચઢી તેથી "જો હું તમારા સર્વના માથાં ફોડી ના નાંખુ તો હું ક્રકચ નહિ" એમ કહિ પોતે જતો રહ્યો. તેણે કાપાલિકોને ઉશ્કેરીને લઢવા મોટ મોકલ્યા. તેમની સામે સુધન્વા રાજા લઢયો. બીજી તરફથી એક હજાર કાપાલિકો આચાર્ય તથા તેમના શિષ્યોને મારી નાંખવા આવ્યા. શિષ્યો ગભરાઇને આચાર્યને શરણે ગયા. તેમણે એ કાપાલિકોનું ટોળું આવતું જોઇને પોતા-

૧ શક્ત, લક્ષ્મીભક્ત, શારદોપાસક, વિદ્યોપાસક, જંગમ, શૈવ, વગેરેને જીતીને આચાર્ય અનંતશયન દેશમાં ગયા. ત્યાં ૭ પ્રકારના વૈષ્ણવો(ભકત, ભાગવત, વૈષ્ણવ, પંચરાત્રી, વૈખાનસ અને કર્મહીન એ ૭ પ્રકારના વૈષ્ણવ)ને જીત્યા. હિરણ્યગર્ભોપાસક, અગ્ન્યુપાસક, સૂર્યોપાસક વગેરેના મતનું ખંડન કરીને ગણવર નામના નગરમાં આવ્યા. ત્યાં કૌમુદી નદીમાં નહાયા. અહિં ગાણપત મત કે જેના ૭ ભેદ છે તેનું ખંડન કરીને જીત્યા. શિવના ગણને પૂજનારા હતા તેમને પણ આચાર્યે જીત્યા.

૨ ત્યાંથી કાંચીમાં કે જ્યાં અંબરેશ નામે પ્રસિદ્ધ શંકરનું સ્થાનક છે ત્યાં એક માસ રહ્યા, અહિં શિવની અને વિષ્ણુની સ્થાપના કરીને એનું શિવકાંચી અને વિષ્ણુકાંચી નામ પાડયાં. એ દેશમાં તામ્રપર્ણિને કાંઠે રહેનારા ભેદવાદીઓને હરાવ્યા.

ના હુંકારથી પ્રકટ કરેલા અગ્નિથી એમને ભસ્મ કરી નાંખ્યા. આણી તરફ સુધન્વા રાજા પણ હજારો કાપાલિકો કે જે સામા થયા તેમના મસ્તકોને છેદી નાંખીને વિજય કરી આચાર્યની પાસે આવ્યો.

પોતાની હાર થયેલી જોઇને ક્રકચે પોતાનો પ્રભાવ બતાવવાને માટે ભૈરવનું ધ્યાન કરતાં હાથમાંની ખોપરી મદિરાથી ભરાઈ ગઈ. તેમાંથી અરધી પોતે પીધી ને પાછું ભૈરવનું ધ્યાન ધર્યું કે ભૈરવ પ્રકટ થયા એટલે ક્રકચે કહ્યું, "હે દેવ, આપના ભક્તનો દ્રોહ કરનાર આ શંકરાચાર્યને આપ મારી નાંખો" ત્યારે ક્રોધયુક્ત થયેલા ભૈરવનાથે "મારા સ્વરૂપભૂત શંકરાચાર્યનો તું કેમ અપરાધ કરે છે" કહિ તેનું જ માથું કાપી લીધું. શંકરાચાર્યે અંતર્હિત થતાં થતાં ભૈરવનાથની સ્તુતિ કરી. કાપાલિકોનો નાશ થયો. બ્રાહ્મણો ખુશી થયા. આ પ્રમાણે ઘણાક પાખંડ મતોનો[1] પરાજય કરી અદ્વૈતનું સંસ્થાપન કરી પશ્ચિમ સમુદ્ર તરફ જઈને ત્યાંના કુમતોનું ખંડન કરી ગોકર્ણમાં આવ્યા. ત્યાં સમુદ્રમાં સ્નાન કરીને મહાબળેશ્વરનાં દર્શન કર્યાં.

ત્યાંના હરદત્ત નામના એક બ્રાહ્મણે પોતાના ગુરુ નીલકણ્ઠને નીચે પ્રમાણે નિવેદન કર્યું:—

હરદત્ત કહે છે—"મહારાજ, ભટ્ટપાદ તથા મંડનમિશ્રને જેણે જીત્યા છે એવા શંકરાચાર્ય આપને જીતવા માટે શિષ્યોસહિત આવ્યા છે. તેઓ આપણા ગામના શિવાલયમાં ઉતરયા છે."

આ પ્રમાણે હરદત્તનું કહેલું સાંભળી ઘણી ઘણી ડફાંસો હાંકીને પોતે જ આચાર્યને જીતવા માટે શૈવમતના સારા અભ્યાસી શિષ્યો સાથે લઈ આચાર્યની પાસે જવા નિકળ્યો. તેને દૂરથી આવતો આચાર્યે જોયો. પાસે આવ્યા છતાં નીલકણ્ઠે અભિવંદનાદિ પ્રકાર ન કરતાં પોતાના મતનું મણ્ડન કરવા લાગ્યો. તે જોઈ સુરેશ્વરે આચાર્યને કહ્યું કે, "આપ બેઠા બેઠા જુઓ, હું જ એની જોડે વાદ કરૂં છું." વાદ માટે સજ્જ થતા સુરેશ્વરાચાર્યને જોઇને નીલકણ્ઠે કહ્યું કે, "તમારૂં વાક્કૌશલ હું જાણું છું. મારે તમારી જોડે વાદ કરવો નથી પણ આચાર્ય જોડે કરવો છે." તે સાંભળીને આચાર્ય વાદ કરવા તૈયાર થયા. વાદ કરતાં કરતાં નીલકણ્ઠે કરેલા પોતાના મતના મણ્ડનનું આચાર્યે ખંડન કર્યું. ત્યારે પોતાના મતનું રક્ષણ કરવાને બદલે અદ્વૈતમત નિર્ણય કરવા માટે પ્રયત્નવાન્ થઈ "तत्त्वमसि" વાક્યથી જીવ અને ઈશ્વરનો અભેદ માનો છો તે યોગ્ય નથી કેમકે, અજવાળા અને અંધારાના પરસ્પર વિરુદ્ધ ધર્મને લીધે તેમનું ઐક્ય સંભવતું નથી તેમ જીવ અને ઈશ્વરના વિરુદ્ધ ધર્મ હોવાથી અસંભવિત છે.' આવા અનેક દાખલા બતાવીને નીલકંઠે ભેદ સિદ્ધ કરવા માંડ્યો. એટલે આચાર્યે તેણે કરેલો અર્થ મિથ્યા કહિ "तत्त्वमसि"નો અર્થ આ પ્રમાણે સમજાવ્યો: 'જીવ કર્યોપાધિ છે અને ઈશ્વર કારણોપાધિ છે પણ તેમનો ચિદંશ એક જ છે. તેથી ભાગલક્ષણાથી એટલે કોઈ બાબતને ગ્રહણ કરવી અને કોઇ બાબત ન ગ્રહણ કરવી એવી જ જહદજહલ્લક્ષણાથી દેહનું ઐક્ય છે ત્યાં કોઈ પણ જાતનો વિરોધ આવતો નથી.' આ પ્રમાણે ઘણા શ્રુતિપ્રમાણોથી તેનું ખંડન કર્યું એટલે તે પોતે તથા હરદત્તાદિ શિષ્યોસહિત આચાર્યના શિષ્યપણાને પામ્યા.

પછી સૌરાષ્ટ્રાદિ દેશોમાં ફરીને પોતાના ભાષ્યનો પ્રચાર કરી દ્વારકામાં પધાર્યા. ત્યાંના શંખ, ચક્રાદિ ચિન્હો ધારણ કરનાર પાંચ ભેદને માનનારા પાંચરાત્રમતના વિદ્વાનોને હરાવ્યા. વળી વૈષ્ણવ, શૈવ, શાક્ત અને સૌરમતના પ્રમુખોને જીતીને ઉજ્જયિનીનગરીમાં પધાર્યા. ત્યાં મહાકાળેશ્વરની પૂજા કરીને વિશ્રાંતિ લીધી. પછી પદ્મપાદની સાથે ભટ્ટ ભાસ્કરને આચાર્યે કહાવી મોકલ્યું કે, "તમારો

1. નાસ્તિકમતવાદી ચાર્વાક સૌગત, ક્ષપણક, જૈન, અને બૌદ્ધને જીતીને અનુમલ્લપુરીમાં આવ્યા. અહિં એકવીશ દિવસ રહ્યા ને મલ્લારીના ભકતોને જીત્યા. ત્યાંથી પશ્ચિમ દિશાતરફ મરૂંધ નામના નગરમાં ગયા. ત્યાં વિષ્વક્સેન મતવાળાઓને જીતીને પોતાના મતને માનતા કર્યા, મન્મથભકતોને જીત્યા. ત્યાંથી ઉત્તર દિશામાં માગધપુરમાં આવ્યા. ત્યાં કુબેર અને ઇંદ્રમતનું ખંડન કર્યું. પછી ત્યાંથી યમપ્રસ્થપુરમાં જઇને યામ્યમતનું ખંડન કર્યું પછી પ્રયાગમાં આવ્યા. વરૂણ અને શૂન્યમતવાદીઓને બ્રહ્મોપાસક કર્યા. પછી વારાહમતનું ખંડન કરીને સંઘ અને ગુણને જ મુખ્ય માનનારા લોકોને જીત્યા. પછી સાંખ્ય, અને કપિલમતનું ખંડન કરીને શિષ્યો સાથે આચાર્ય વારાણસી ક્ષેત્રમાં આવ્યા. ત્યાં ત્રણ મહિના રહ્યા. ત્યાં કર્મવાદીઓ કર્મ જ મોક્ષ આપે છે એવું કહેતાં તેમનું ખંડન કરીને બ્રહ્મતત્ત્વવાદી કર્યા. પછી ચંદ્ર, મંગલ વગેરે નવ ગ્રહ અને પિતર, ગંધર્વ અને ભૂતના ઉપાસકોને સમજાવીને બ્રહ્મોપાસક કર્યા.

કુત્સિતમત મુકી દઈને શુદ્ધાદ્વૈત મતનો સ્વીકાર કરો અથવા મારી સાથે વાદ કરો." આ પ્રમાણે પદ્મપાદે આવીને ભટ્ટભાસ્કરને કહ્યું તે સાંભળી "મારી વાણીને કોઈપણ પહોંચે તેવું નથી." વગેરે કહીને પદ્મપાદની જોડે જ પોતે વાદ કરવા ગયા. પરસ્પરમાં વાદ થયો. ભટ્ટભાસ્કરે ભેદવાદનું શ્રુતિઓના પ્રમાણ આપી સમર્થન કર્યું અને તેની તે જ શ્રુતિનો ખરો અર્થ કરી બતાવી અભેદનું પ્રતિપાદન કર્યું. ભટ્ટ ભાસ્કરે આચાર્યનું શિષ્યપણું કબૂલ કર્યું. ત્યાંથી પછી પોતે બાહ્લિક દેશમાં પધાર્યા. અર્હત સંજ્ઞાવાળા જૈનધર્મના આચાર્યની જોડે વાદ કરી તેમને જીત્યા. નૈમિષક્ષેત્રમાં પોતાના ભાષ્યનો પ્રચાર કરીને દરદ, ભરત, શૂરસેન, કુરુ અને પાંચાલાદિ ઘણા ઘણા દેશોમાના વિદ્વાનોને જીત્યા. ખંડનખાદ્ય નામનો ગ્રંથ જેણે રચ્યો છે, જે પ્રભાકર, ભટ્ટ ભાસ્કર અને ઉદયન નામના મોટા પંડિતોથી જિતાએલ નથી એવા શ્રીહર્ષ પંડિતની જોડે ઘણે ઘણે પ્રકારે વાદ કરી તેને જીતી લીધો.

પછી આચાર્યે કામરૂપદેશમાં જઇને શાક્તમતવાદિ અભિનવગુપ્તને જીત્યો. ત્યારે તેણે વિચાર કર્યો કે, "મને જીતવા માટે કોઈપણ સમર્થ નથી છતાં જ્યારે આમનાથી હું જિતાયો ત્યારે આ કોઇ દેવાંશી પુરુષ હોવા જોઇએ માટે કઇ યુક્તિથી મંત્રબળે કરીને આમનો નાશ કર્યો હોય તો ઠીક." આવી મનમાં ગોઠવણ કરીને પ્રકટપણે આચાર્યના શિષ્યપ્રમાણે વર્તવા લાગ્યો.

ઉત્તર દેશનાઓને પોતાના મતાનુયાયિયો કરીને વિદેહ અને કોસલદેશના લોકોથી પૂજાએલા આચાર્ય અંગ અને બંગ—બંગાલ દેશમાં પધાર્યા. ત્યાંના મુરારિમિશ્ર, ઉદયન, અને ધર્મગુપ્તમિશ્રને જીતી લેવાથી ગૌડ લોકો તેમની કીર્તિ ગાવા લાગ્યા. પછી મિથ્યાપક્ષનો સ્વીકાર કરવામાં ચતુરાઈવાળા બૌદ્ધમતવાળાને પણ જીત્યા. આ પ્રમાણે ઘણાઓને જીતી દિગ્વિજય કરીને અદ્વૈતમતનો પ્રકાશ કર્યો.

સર્ગ ૧૬ મો, આચાર્યનો શારદાપીઠમાં નિવાસ.

જ્યારથી આચાર્યે માંત્રિક અભિનવગુપ્તને જીત્યો ત્યારથી તે બહારથી આચાર્યના શિષ્ય જેવો થઇને રહ્યો હતો પણ મનમાં કઇ રીત્યે આચાર્યનો નાશ કરી શકાય તેના ઉપાય શોધવામાં રોકાતો હતો. તેણે તેમને મારી નાંખવા આભિચારિક પ્રયોગ કર્યો તેથી કોઈપણ વૈદ્યથી જેનો ઉપાય ન થઇ શકે એવો ભગંદરનો રોગ થયો. આવા વખતમાં તોટકાચાર્યે આચાર્યના લોહિથી ભરેલાં વસ્ત્રાદિક ધોઇને ઘણી સારી ચાકરી કરતા હતા.

આચાર્યને બિજા શિષ્યોએ રોગનો ઉપાય કરવા વિનવ્યું ત્યારે તેમણે પોતાના શરીર ઉપર ભાવ ન હોવાથી શિષ્યોને ઉત્તર આપ્યું કે, "જન્માંતરના પાપથી વ્યાધિ થાય છે, તેનો ભોગથી જ નાશ થવા દેવો જોઈએ. વ્યાધિ બે પ્રકારથી થાય છે. કર્મ કરવાથી અને બીજો વાતપિત્તાદિ ધાતુઓના વિકારથી થાય છે. તેમાં બીજા પ્રકાર માટે ચિકિત્સા લાગુ પડે છે ને પહેલા માટે તો લાગુ પડતી નથી. આ વ્યાધી કર્મથી થયેલ છે અને તે કર્મના ક્ષયથી તેનો પણ ક્ષય થશે.

શિષ્યોના આગ્રહથી આચાર્યે ઔષધ કરવાની હા કહિ. શિષ્યોએ ઘણા ઘણા વૈદ્યોની પાસે ચિકિત્સા કરાવી પણ કોઈથી એ રોગ મટયો નહિ અને બધા વૈદ્યો નિરાશ થઇને ઝંખવાણા પડી ગયા. તેથી તેમને આચાર્યે સમજાવીને પાછા મોકલ્યા. પછી પોતે ઘણા વૈદ્યોથી પોતાનો રોગ ન મટવાથી શંકરનું સ્મરણ કર્યું એટલે શંકરે અશ્વિનીકુમારોને આજ્ઞા કરી એટલે તેઓ બ્રાહ્મણને વેશે આચાર્યની પાસે આવ્યા. "હે યતિવર્ય, આ રોગ શત્રુએ કરેલા અભિચારપ્રયોગથી થયો છે તેથી તેની ચિકિત્સા થવી અશક્ય છે." એવું કહિને પોતે જેવા આવ્યા હતા તેવા પોતાને ઠેકાણે ગયા.

આચાર્યને તો શત્રુવર્ગ ઉપર દયાનો ભાવ હતો પણ તેમના પદ્મપાદ શિષ્ય કે જે ઉત્તમ રીતે મંત્રશાસ્ત્રને જાણતા હતા તેમને શત્રુ ઉપર ક્રોધ ચડયો અને પોતાના ગુરુના રોગને મટાડવા માટે ચમત્કારવાળા મંત્રનો જપ કર્યો. એટલે આચાર્યના શરીરમાંથીએ રોગ નિકળીને અભિનવગુપ્તના શરીરમાં પેઠો તેથી તે છેવટ મરી ગયો અને આચાર્ય રોગરહિત થયા.

એક દિવસ ગંગાની રેતીમાં આચાર્ય પરબ્રહ્મનું ધ્યાન ધરીને બેઠા હતા તેવામાં તેમનાથી ગૌડપાદ નામના મોટા યોગી જોવાયા. આચાર્યે તેમની પૂજા કરીને નમ્રપણે પાસે ઉભા રહ્યા. ત્યારે તેમણે આશીર્વાદ દીધો અને બન્ને આસન ઉપર બેઠા. કુશળ પૂછ્યું. પછી "ગોવિંદપાદે તમારી કી-

તિનાં વખાણ કરવાથી તેમને મળવા અને બ્રહ્મસૂત્ર ઉપરનું તમારૂં ભાષ્ય જોવા સારૂ આવ્યો છું." એવું ગૌડપાદે આચાર્યને કહ્યું. એટલે આચાર્યે ગુરુનું સ્મરણ કરીને પોતાનું ભાષ્ય બતાવ્યું. પછી માંડુક્ય અને ગૌડપાદીયકારિકા ભાષ્ય (જે શ્રુતિયો સાથે સંબંધ રાખનારી ગૌડપાદે કરેલી કારિકાઓ તે) બતાવ્યાં. તે જોઇને ગૌડપાદ અત્યંત પ્રસન્ન થયા. પછી તેમણે આચાર્યને વર માગવા કહ્યું. ત્યારે "શુકદેવજીના રૂપાંતરરૂપ સાક્ષાત્ વિષ્ણુ સ્વરૂપી આપના દર્શન થયાં એ જ મોટા વર છે એ વિના બિજો કોઈ પણ વર નથી. તો પણ આપની ઇચ્છા છે તેથી માંગુ છું કે, મારૂં ચિત્ત નિરંતર બ્રહ્મચિંતવનમાં રહેજો." ગૌડપાદ તથાસ્તુ કહિ અંતર્હિત થયા.

એક દિવસે એમના સાંભળવામાં આવ્યું કે, "કાશ્મીરમાં શારદાદેવીનું એક સ્થાન છે. તેને ચાર દ્વાર છે. તેમાં સર્વજ્ઞપીઠ એ નામનું આસન છે. જે સર્વજ્ઞ અને પવિત્ર હોય તે જ તે પીઠ ઉપર ચઢી શકે છે. પૂર્વદેશના સર્વજ્ઞે આવીને પૂર્વદિશાનું એ શારદાપીઠનું દ્વાર ઉઘાડયું છે. પશ્ચિમનાએ પશ્ચિમ તરફનું બારણું ઉઘાડયું છે. ઉત્તર તરફનું પણ તે દેશના સર્વજ્ઞે ઉઘાડયું છે પણ દક્ષિણ દિશામાં કોઈ સર્વજ્ઞ ન હોવાથી એ દિશા તરફનું બારણું હજુ સુધી કોઈએ ઉઘાડયું નથી." આવું સાંભળીને પોતે કાશ્મીર દેશમાં ગયા. પછી દેવીના મંદિર આગળ આવ્યા. મંદિરમાં જવા જાય છે એવામાં ત્યાંના કેટલાક વિદ્વાનોએ અટકાવ્યા અને કહ્યું કે, "અહિં સર્વજ્ઞપણાની પરીક્ષા આપીને દક્ષિણ દિશાનું દ્વાર ઉઘાડો, ઉતાવળ કરવાની જરૂર નથી." ત્યારે આચાર્યે કહ્યું કે, "ભલે, જેને જે જે પૂછવું હોય તે પૂછો." ત્યારે ત્યાંના વિદ્વાનોએ જૂદા જૂદા મતોના પ્રશ્ન પૂછ્યા તે સર્વના આચાર્યે ઉત્તર આપ્યા તેથી પ્રસન્ન થઈને તેમણે આચાર્યની પૂજા કરી અને દ્વાર ઉઘાડીને મંદિરમાં જવા દીધા.

પદ્મપાદનો હાથ પકડીને આચાર્ય વિદ્યાભદ્ર આસન ઉપર ચઢવા લાગ્યા એટલે આકાશ વાણી થઈ કે, "તમે સર્વજ્ઞ છો એમાં તો કંઈ સંશય છે નહિ. આ ઠેકાણે એકલું સર્વજ્ઞપણું કામ લાગે તેવું નથી પણ તે સાથે સર્વ પ્રકારના શુદ્ધપણાની પણ જરૂર છે. એ તમારામાં છે કે નહિ તે જોવાનું છે માટે ઉભા રહો, ઉતાવળ ના કરો. તમે યતિધર્મમાં છતાં અનેક અંગનાઓના ઉપભોગને લીધો છે તેથી તમે શુદ્ધ નથી. સર્વજ્ઞતાની સાથે નિર્મલતા જોઇએ."

શંકરાચાર્યઃ—"મેં જન્મથી માંડીને આ શરીરથી કોઈપણ પાપકર્મ કર્યું નથી તેથી મને જરા પણ સંશય નથી. દેહાંતરથી જે કંઈ થયું હોય તેથી તે દેહના કર્મથી આ દેહ લિપ્ત ન થવો જોઇએ."

સર્વ કોઇએ આચાર્યનું આ કહેવું માન્યું. પછી પોતે વિદ્યાપીઠ ઉપર આરોહણ થયા. ત્યાં કેટલાક દિવસ રહિને ઋષ્યશૃંગાશ્રમમાં પોતાના કેટલાક શિષ્યોને મુકીને બિજા કેટલાક શિષ્યો સાથે લઈ બદરિકાશ્રમમાં ગયા. ત્યાં કેટલાક દિવસ રહિને પાતંજલ મતવાળાઓને જીતી અદ્વૈતનો ઉપદેશ કર્યો. આચાર્યની આયુષ્યમર્યાદા હમણા પાસે આવી હતી તેથી ત્યાંથી હિમાલયમાં કેદાર નામક સ્થાન છે ત્યાં ગયા. ત્યાં કેદારેશ્વરની પ્રાર્થના કરીને ઉના પાણીની ઇચ્છા કરી તેથી કેદારેશ્વરે પ્રસન્ન થઇને ઉના પાણીનો ઝરો પ્રકટ કર્યો કે જે અદ્યાપિ પર્યંત ત્યાં તપ્તતોયા નામથી પ્રસિદ્ધ છે.

આ પ્રમાણે સુરકાર્યો અટોપીને પરવારેલા શંકરાચાર્યની કૈલાસમાં પધરામણી કરાવવા માટે બ્રહ્મા, ઈંદ્ર, ચંદ્ર, વિષ્ણુ, વાયુ, તથા અગ્નિ આદિ મોટા મોટા દેવો કેદારક્ષેત્રમાં પધાર્યા અને તેમનું પૂજન કરીને કહ્યું કે, "આપ કામને દહન કરનારા, વિષનું પાન કરનારા, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ ત્રિનયન છો. આપે જે જે કાર્ય માટે પૃથ્વીમાં અવતાર ધર્યો હતો તે તે કાર્ય પરિપૂર્ણ થયાં છે તેથી આપ અમારૂં પ્રિય કરવા અમારા ધામમાં પધારો."

આવું સાંભળી તેમની ઇચ્છાને માન આપી આચાર્યની સ્વધામમાં પધારવાની ઇચ્છા જાણી શિલાદપુત્ર નંદિકેશ્વર તેમની પાસે આવ્યા. બ્રહ્માએ હાથનો ટેકો જેને આપ્યો છે એવા આચાર્ય પોતાના વહાન ઉપર આરૂઢ થયા અને સર્વ દેવો સહિત ઋષિઓ જેમની સ્તુતિ કરે છે તે સાંભળતાં (યુધિષ્ઠિર શક[1] ૨૧૯૦ ના દુર્મુખ સંવત્સરના માગશર સુદ ૫ ને સોમવારને સાયાન્હે) સ્વધામમાં પધાર્યા.

---

૧ આ સમય ખરો જ છે એવું વાચકોને માનવાની જરૂર નથી.

# આનંદગિરિકૃત શંકરવિજયનો સાર.

**આનંદગિરીકૃત શંકરવિજયનો સારઃ—**આનંદગિરીએ એક શંકરવિજય લખેલ છે એમ કહેવાય છે. તેમાં અને માધવકૃત શંકરવિજયમાં કેટલોક ફેરફાર છે તે બતાવવામાટે તેનો સંક્ષિપ્ત સાર નીચે આપીએ છીએ:—

એના ૭૪ પ્રકરણ છે. ૧લા પ્રકરણમાં આચાર્યે કરેલા કાર્યોનું ટૂંકામાં વર્ણન છે. ૨જામાં નાનાપ્રકારે ઉપાસના ભેદ થવાથી વૈદિક માર્ગ નષ્ટ થયો છે એવાં નારદનાં વચન સાંભળી બ્રહ્મદેવે શંકરની પ્રાર્થના કરી ત્યારે તેમણે કહ્યું કે હું શંકરાચાર્ય નામે અવતરીને તમારૂં કાર્ય કરીશ. પછી શંકર ચિદંબરપુરમાં આકાશલિંગ નામથી પ્રકટ થયા. એ ગામમાં સર્વજ્ઞ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ કામાક્ષી હતું. તેને ચિદંબરેશ્વરની કૃપાથી એક કન્યા થઈ. એની ઉમાર આઠ વર્ષની થઈ ત્યારે તેનો વિવાહ વિશ્વજિત નામના એક બ્રાહ્મણ જોડે કર્યો. તે હમેશાં આકાશાત્મક શિવનું એક નિષ્ઠાથી પૂજન કરતી હતી છતાં વિશ્વજિત તેનો ત્યાગ કરીને ચાલ્યો ગયો અને અરણ્યમાં જઇને તપ કરવા લાગ્યો. એણે એ દિવસથી ફક્ત શંકરને જ પ્રસન્ન કરવાનો ઉદ્યોગ કર્યો ને એ શિવાય બીજું કાંઈ પણ કર્યું નહિ. તેથી શંકરે તેના મુખમાંથી પ્રવેશ કરીને તેના ઉદરમાં પોતાનું તેજ પ્રકટ કર્યું. તેથી બીજા માણસોને વધારે અજાયબી લાગી. પછી બધા તેની સેવા કરવા લાગ્યા અને ત્રીજા મહિના પછી તેના બધા સંસ્કાર કર્યા. દશમે મહિને શંકરાચાર્ય નામે કરીને શંકર પ્રકટ થયા. તે વખતે દેવોએ પુષ્પવૃષ્ટિ કરી અને દુંદુભીનો નાદ કર્યો.

૩જા પ્રકરણમાં શંકર પોતાની બાળક અવસ્થામાં માગધ ભાષા જાણતા થયા. ત્રીજે વર્ષે તેમનું ચૌલવિધાન કર્યું. પાંચમે વર્ષે બ્રાહ્મણોએ જનોઈ દિધું. પછી આચાર્યે ગુરુપાસે જઇને સર્વવિદ્યા શિખ્યા તથા તેમણે બીજા પોતાના શિષ્યો કરીને તેમને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો અને આઠમે વર્ષે ગોવિંદયતિ પાસેથી ઉપદેશ મેળવીને તેમણે પરમહંસ આશ્રમનો સ્વીકાર કર્યો.

૪થા પ્રકરણમાં સંન્યાસ લીધા પછી બધી બાબતની ઉપાધીનો ત્યાગ કરી વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય કર્યું અને પદ્મપાદ, હસ્તામલક, સત્પાણી, ચિદ્વિલાસ, જ્ઞાનકંદ, વિષ્ણુગુપ્ત, શુદ્ધકીર્તિ, ભાનુમરીચિ, કૃષ્ણદર્શન, બુદ્ધિવૃદ્ધિ, વિરંચિપાદ, શુદ્ધાનંદ, આનંદગિરી ઇત્યાદિ શિષ્યોસહિત દક્ષિણને રસ્તે થઈ મધ્યાર્જુન જઇને તેમની પ્રાર્થના કરીકે અદ્વૈત મત સત્ય છે કે દ્વૈતમત સત્ય છે ત્યારે મધ્યાર્જુન પોતે પ્રકટ થઈને કહેવા લાગ્યા કે અદ્વૈત સત્ય છે. પછી પોતે અંતર્દ્ધાન થયા. આ ચમત્કાર બધાના જોવામાં આવ્યો તેથી એ પ્રાંતના બધા બ્રાહ્મણોએ અદ્વૈતમતને સ્વીકાર્યો. પછી બધા શિષ્યો સાથે રામેશ્વર ગયા. ત્યાં રામે સ્થાપન કરેલા રામેશ્વર નામના મહાદેવની ગંગાજળ વગેરેથી પૂજા કરીને તેમણે ત્યાં જ બે મહિના નિવાસ કર્યો અને ત્યાં જે ત્રિશૂલાદિનું ધારણ કરનાર શૈવમતના માણસો રહેતા હતા તેમનું ખંડન કર્યું.

પમાં પ્રકરણમાં પરમતકાલાનાલ નામના અશિક્ષ્યા જાતીના શૈવને આચાર્યે જીતીને તેને પોતાનો શિષ્ય કરી લીધો. ૬ઠ્ઠા, ૭મા, અને ૮મા પ્રકરણમાં આચાર્ય અનંતશયન નામના સ્થળે ગયાનું વર્ણન છે અને ત્યાંના દેવોનું દર્શન કરીને એક મહિનો ત્યાં રહ્યા અને વૈષ્ણવ મતના વિષ્ણુશર્મા વગેરેને જીતીને તેમને પોતાના મતને માનતા કર્યા વગેરે હકીકત છે.

૯મા પ્રકરણમાં વૈખાનસી મતના વ્યાસદાસનું ખંડન કરીને તેને જીતી લીધાની હકીકત છે. ૧૦મા પ્રકરણમાં મંત્રહીન વૈષ્ણવમતાભિમાની વિષ્ણુદાસના મતનું ખંડન કરી તેને પાંચ પૂજા અને તેટલી જ ઉપાસનાનો બોધ કર્યાની હકીકત છે. ૧૧મા પ્રકરણમાં આચાર્યે અનંતશયનમાંથી નિકળીને કાર્તિકસ્વામિના ક્ષેત્રમાં બધા શિષ્યો સાથે આવ્યા અને કુમારધારામાં સ્નાન કરી કાર્તિકસ્વામીની પૂજા કરી અને ત્યાં હૈરણ્યગર્ભ મતનું ખંડન કર્યું. ૧૨મા પ્રકરણમાં અગ્નિત્રયોપાસકોનું ખંડન કર્યું. ૧૩મા પ્રકરણમાં સૌરમતવાદી જે દિવાકર પ્રભૃતિનું ખંડન કર્યું.

૧૪મા પ્રકરણમાં ગણવપુરમાં જઇને ગણવ આશ્રયમાં ગયા અને ત્યાંની કૌમુદી નદીમાં

સ્નાન કરી ગણપતીની પૂજા કરીને એક મહિનાસુધી રહ્યા. આચાર્યે ત્યાંનો નિત્યક્રમ આ પ્રમાણે રાખ્યો હતો:—પદ્મપાદ આદિ શિષ્યોએ ભિક્ષા લાવીને ગુરુને અર્પણ કરવી અને પછી સાંજની વખતે બ્રહ્મનું ચિંતવન કરતાં બધાં એ ગુરુનું સ્તવન કરતાં બેસવું.

૧૫ થી તે ૧૮મા પ્રકરણ સુધી મહાગણપતિમત, હરિદ્રાગણપતિમત, ઉચ્છિષ્ટગણપતિમત, અને નવનીતસ્વર્ણસંતાનગણપતિ મતોનું ખંડન કરેલું છે. ૧૯મા પ્રકરણમાં આચાર્યે શિષ્યો સાથે ભવાની નગરમાં સિધાવ્યાનું તથા ત્યાં એક માસ સુધી રહીને ત્યાંના શક્તિમતવાળાઓના મતનું ખંડન કર્યાની હકીકત છે. ૨૦મા પ્રકરણમાં આચાર્ય જ્યારે ભવાની નગરમાં હતા તે વખતે અસામંત દેશમાંથી તેમજ કુવલયપુરમાંથી કેટલાક મહાલક્ષ્મી મતવાળાઓ આવેલા તેમની જોડે વાદ કરી તેમને જીતી લીધાની હકિકત છે.

૨૧મા પ્રકરણમાં શારદોપાસકોનું ખંડન કર્યાની, ૨૨મા પ્રકરણમાં વામાચાર મતવાળાઓનું ખંડન કર્યાની, અને ૨૩મા પ્રકરણમાં ઉજ્જયિની સિધાવીને ત્યાં બે માસ નિવાસ કરીને કાપાલિક મતવાળાઓનું ખંડન, કર્યાની હકિકત છે. ૨૪મા પ્રકરણમાં કાપાલિક, ચાર્વાક, સૌગત, ક્ષપણક, જૈન, બૌદ્ધ વગેરે મતોનું ખંડન કર્યાની હકિકત છે. ૨૫મા પ્રકરણમાં પુનઃ ચાર્વાકમતનું ખંડન કર્યાની હકીકત છે. ૨૬, ૨૭ અને ૨૮મા પ્રકરણમાં અનુક્રમે બૌદ્ધ, સૌગત અને જૈન વગેરેના મતોનું ખંડન કર્યાનું વર્ણન છે. તેમ જ શુદ્ધાદ્વૈત મતની સ્થાપના કરીને પાંચ ઉપાસનાનો બોધ કરી શિષ્ય કર્યાનું વર્ણન છે. ૨૯મા પ્રકરણમાં આચાર્યે પોતાના શિષ્યો સહિત વાયવ્ય દિશા તરફ આવેલ પદ્મપુર ગામે જઈને ત્યાં ૨૧ દિવસ રહ્યાની અને ત્યાંના લોકોને આચાર ભ્રષ્ટ થયેલા જોઇ તેમના મલ્લારીમતનું ખંડન કરી પંચપૂજા કરવાનો ઉપદેશ કરી પોતાના મતને માનતા કર્યાનું વર્ણન છે.

૩૦મા પ્રકરણમાં ત્યાંથી પશ્ચિમદિશા તરફ આવેલા મરુંથ નામના નગર તરફ જઈને વિષ્વક્સેન મતવાળાઓનું ખંડન કર્યાની હકીકત છે. ૩૧મા પ્રકરણમાં મન્મથ મતનું ખંડન કર્યું છે. ૩૨મા પ્રકરણમાં પોતે શિષ્યો સાથે માગધપુર ગયા ને ત્યાં યક્ષાલય નામના એક પ્રસિદ્ધ દેવસ્થાનમાં ૧૫ દિવસ રહિને કૌબેર મતનું ખંડન કર્યું. ૩૩મા પ્રકરણમાં ઇંદ્રપ્રસ્થપુરમાં આચાર્યે પોતાના શિષ્યો સાથે ઐંદ્રમતનું ખંડન કર્યું. ૩૪મા પ્રકરણમાં આચાર્યે યમપ્રસ્થપુર સિધાવ્યા અને ત્યાં એક માસ રહિને યમમતનું ખંડન કર્યું. ૩૫ પ્રકરણમાં ગુરુ શિષ્યોસાથે પ્રયાગ ક્ષેત્રમાં ગયા અને ત્યાંના વરુણમતાવલંબીઓનું ખંડન કર્યું. પછી વાયુને માનનારા વાયુમતવાળાઓનું ખંડન કર્યું તેમજ ભૂમિ, ઉદક, વગેરેને માનનારાઓનું પણ ખંડન કર્યું. ૩૬મા પ્રકરણમાં શૂન્યમતવાદીઓના મતનું ખંડન કર્યાની હકીકત છે. ૩૭મા પ્રકરણમાં વરાહમતવાળાઓનું ખંડન કર્યું. ૩૮મા માં ચૌદ લોકને માનનારાઓનું ખંડન છે. ૩૯મામાં ગુણમતનું ખંડન છે. ૪૦મામાં સાંખ્યમતનું ખંડન છે. ૪૧મા માં યોગવેત્તા કાપાલિઓનું ખંડન છે. ૪૨મામાં પીલુવાદિ કાર્તિકોનું ખંડન છે. ૪૩ પ્રકરણમાં શિષ્યોસાથે આચાર્ય કાશી જઇને ત્યાં ત્રણ મહિના રહ્યાની, તથી તે સમયમાં જે વાદ કરવા આવ્યા તેમનું ખંડન કર્યાની હકીકત છે. તેમ જ કેટલાક કર્મ એ જ મુખ્ય છે એવું માનનારાઓનું પણ આચાર્યે ખંડન કર્યાનું વર્ણન છે. ૪૪મામાં ચંદ્રમત માનનારાઓનું ખંડન કર્યું. ૪૫મા પ્રકરણમાં ભૌમાદિ ગ્રહમતોનું ખંડન કર્યું છે. ૪૬મા પ્રકરણમાં ક્ષપણકમતનું ખંડન કરેલું છે. ૪૭મા પ્રકરણમાં પિતૃમતનું ખંડન છે. ૪૮મા પ્રકરણમાં શેષમત અને ગરુડમતોનું ખંડન છે. ૪૯મા પ્રકરણમાં સિદ્ધમતનું ખંડન છે. ૫૦મા પ્રકરણમાં ગંધર્વમતનું. ૫૧મા પ્રકરણમાં ભૂતવેતાળાદિમતોનું ખંડન છે. ૫૨મા પ્રકરણમાં કાશીમાં મણિકર્ણિકાના ઘાટ ઉપર આચાર્ય શિષ્યોસાથે બેઠા હતા તે વખતે વ્યાસે બ્રાહ્મણને વેશે આવીને પૂછ્યું કે તમે કોણ છો ત્યારે શિષ્યોએ ઉત્તર આપ્યું કે એ અમારા શંકર નામના ગુરુ છે જેમણે વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય કર્યું છે. પછી તે વૃદ્ધ બ્રાહ્મણના વેશવાળા વ્યાસ શંકર પાસે ગયા ને પ્રશ્ન કર્યું કે તમે "तदनंतर प्रतिपत्तौ रंहति संपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्यामिति" આ સૂત્રનો અર્થ કરો, તેનો આચાર્યે બરોબર અર્થ સમજાવ્યો. પછી એક બીજાની જોડે વાદ થયો. છેવટે પદ્મપાદે આચાર્યને કહ્યું કે આતો સાક્ષાત્ વ્યાસ છે. એટલે આચાર્યે કહ્યું કે જે મેં અર્થ કર્યો છે તે જો ખરો હોય

તો વ્યાસજીએ મને સાક્ષાત્ સ્વસ્વરૂપનું દર્શન દેવું જોઈએ. ત્યારે વ્યાસજીએ દર્શન દિધાં અને આચાર્યે તેમનું વંદન કર્યું. પછી વ્યાસજીએ કહ્યું કે બધી પૃથ્વિમાં ફરીને અદ્વૈતમાર્ગનું પ્રતિપાદન કરો. પ૩મા પ્રકરણમાં આચાર્યે પોતાનું આયુષ્ય પૂર્ણ થયેલું હોવાથી પોતે નિજધામમાં જવાની ઇચ્છા વ્યાસપ્રતિ બતાવવાથી તેમણે કહ્યું કે હજુ ઘણાંક કાર્યો કરવાં બાકી છે તેથી જો તમે તે કાર્યો બાકી મુકીને જશો તો કેમ થશે? પછી તેમણે બ્રહ્મદેવનું સ્મરણ કરવાથી બ્રહ્મદેવ ત્યાં પ્રકટ થયા અને તેમણે કહ્યું કે દુષ્ટાચારના વિનાશને માટે તમારો અવતાર છે માટે તમારી નજરમાં આવે ત્યાંસુધી રહિને પછીથી કૈલાસ સિધાવજો. પ૪મા પ્રકરણમાં તેમણે ગંગોદક હાથમાં લઈને આચાર્ય ઉપર પ્રોક્ષણ કરી આશીર્વાદ દિધો કે તમે દીર્ઘાયુ હજો. પછી તેઓ અંતર્દ્ધાન થયા. પપમા પ્રકરણમાં આચાર્ય ઉત્તર માર્ગથી અમરલિંગ, કેદારલિંગ, કુરુક્ષેત્ર વગેરે સ્થલો જોઈને બદરીનારાયણ આવ્યા. ત્યાં ઘણું જ તહાડું પાણી હોવાથી નારાયણની ઉના પાણી માટે પ્રાર્થના કરી તેથી ત્યાં ઉષ્ણ તીર્થ પ્રકટ થયું. પછી બધાએ તે તીર્થમાં સ્નાન કર્યું અને આચાર્યની પ્રાર્થના કરી. પછી બધા દ્વારકા થઈને અયોધ્યા સિધાવ્યાં. પછી ગયાજી થઇને જગન્નાથજી ગયા. ત્યાંથી મલ્લિકાર્જુન ગયા ને ત્યાં એક મહિનો રહ્યા. ત્યાં તેમણે એવું સાંભળ્યું કે જેમણે સર્વ જૈનોનો સંહાર કર્યો છે એવા ભટ્ટપાદ રુદ્રપુરમાં છે તેથી આચાર્ય તેમની તરફ જવા માટે નિકળ્યા. તે પહેલાં તો ભટ્ટપાદે જૈનોનો સંહાર, તેમના ગુરુપાસેથી તેમના જ શાસ્ત્રો શિખીને, કર્યો હોવાથી તે પાપના પરિહાર માટે તુષાગ્નિમાં બળી મરવાનો સંકલ્પ કર્યો હતો તેથી તેઓ કારીષ પર્વત ઉપર જઈને પોતાનો સંકલ્પ પૂરો કરવા તૈયાર થયા હતા. એવામાં આચાર્ય ત્યાં જઇ પહોચ્યા અને કહ્યું કે 'હે ભટ્ટપાદ, તમોને તમારા અજ્ઞાનવડે આવી અવસ્થાના ભોગ થવું પડયું છે. કારણ કે "हंता चेन्मन्यते हन्तुं हतश्चेन्मन्यते हतम् । उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥"–મારનાર હું મારૂં છું એમ જ્યારે માને છે અને મરનાર જ્યારે હું મરૂં છું એમ માને છે ત્યારે તે બેઉ કાંઈ જાણતા નથી. અર્થાત્ મારનાર જાણતો નથી કે હું મારૂં છું અને મરનાર જાણતો નથી કે હું મરૂં છું. આ પ્રમાણે શ્રુતિ કહે છે. એવું આચાર્યનું ભાષણ સાંભળીને જેનું અંગ ઢીંચણ સુધી તુષાગ્નિથી બળેલ છે એવા ભટ્ટપાદે તેમને ઓળખ્યા શિવાય કહ્યું કે મેં જે વખતે અગ્નિ પ્રવેશ કર્યો નહોતો તે વખતે આપ આવ્યા નહિ ને હવે નવિન એવા જૈનમતાભિમાની તમે શું કરવા આવ્યા છો? ત્યારે આચાર્યે ઉત્તર આપ્યું કે હું જૈનમતાભિમાની નથી. મને અદ્વૈત માર્ગી શંકરાચાર્ય કહે છે. હું વાદ કરવામાટે આવ્યો છું. ત્યારે ભટ્ટપાદે કહ્યું કે મારો બનેવી મંડનમિશ્ર નામે સર્વ બાબતોમાં સર્વજ્ઞ છે, તેની સાથે વાદ કરજો. હું હવે પરલોક જાઉં છું. તમારા દર્શનથી હું કૃતાર્થ થયો છું. પછી ભટ્ટપાદ બ્રહ્મદેવનું ધ્યાન ધરીને તુષાગ્નિમાં બળી મુવા અને આચાર્યે ત્યાનાં માણસોને અદ્વૈત માર્ગ બનાવી આગળ ચાલ્યા.

પ૬મા પ્રકરણમાં આચાર્ય શિષ્યો સાથે ઉત્તર માર્ગથી સિધાવતા હસ્તનાપુરથી આગ્નેય દિશામાં વિધાલય નમિનું અતિપ્રસિદ્ધ નગર હતું ત્યાં ગયા અને એક વાડીમાં ઉતારો કર્યો. અહિં મંડનમિશ્રને ઘેર શ્રાદ્ધ હોવાથી તે પિતૃસ્થાને વેદવ્યાસને બેસાડી, વિશ્વદેવને ઠેકાણે વ્યાસ જેવો બ્રાહ્મણ ન મળવાથી શાલિગ્રામને રાખીને પૂજા કરતા હતા. એવામાં આચાર્યે ગામમાં આવીને તપાસ કરવા લાગ્યા કે મંડનનું ઘર કયાં છે. તેથી ત્યાંની સ્ત્રીઓએ આચાર્યને કહ્યું કે જેના બારણામાં મૈના વગેરે પક્ષિઓ નાના પ્રકારના શાસ્ત્રીય વાદ કરે છે તે મંડનનું ઘર જાણવું. તે સાંભળી તેઓ મંડનના ઘર આગળ આવ્યા ને જુવે છે તો તે ઘરના કમાડ વાશીને શ્રાદ્ધ કરતો હતો. તેથી આચાર્યે આકાશ માર્ગે તેના ઘરમાં પ્રવેશ કર્યો ને ઘણાક પ્રશ્નોત્તર થયા. પછી વાદ કરવાનું ઠર્યું અને મંડનની સ્ત્રી સર્વજ્ઞા હતી તેથી તેને મધ્યસ્થ બનાવી એવો ઠરાવ કર્યો કે જે જેને જીતે તે પોતાનો આશ્રમ છોડીને જીતનારનો આશ્રમ ગ્રહણ કરે. પછી વાદ શરૂ થયો ને વાદમાં આચાર્યે મંડનમિશ્રને જીતી લીધો ને તેથી તેણે આચાર્યનો આશ્રમ સ્વીકાર્યો અને સંન્યસ્ત ગ્રહણ કર્યું એટલે તેની સ્ત્રી સરસ્વતી ગગન માર્ગે ચાલી નિકળી એટલે આચાર્યે પ્રાર્થના કરી કે તે ત્યાંને ત્યાંજ રહીને આચાર્યની જોડે વાદ કરવા લાગી.

૫૭મા પ્રકરણમાં આચાર્ય અને સરસ્વતીનો વાદ થયો. આચાર્યે તેણીને સર્વ શાસ્ત્રમાં જીતી લીધી પણ તેણીએ કામશાસ્ત્રના સવાલો કર્યા જેનો અનુભવ આચાર્યને નહિ હોવાથી તેનું ઉત્તર આપ્યું નહિ. ૫૮મા પ્રકરણમાં છ મહિનાની મુદત માંગીને કામશાસ્ત્રનો અભ્યાસ કરવાવાને પોતાનો દેહ એક ઠેકાણે રાખીને એક સ્થળે રાજાનો દેહ ચિતા ઉપર પડેલો જોઈ તેના શરીરમાં પ્રવેશ કર્યો કે જેથી રાજા સજિવ થઈને પાછો પોતાના નગરમાં આવ્યો અને પોતાની સ્ત્રીઓ સાથે સારી પેઠે રમણ કરવા માંડયું. તેની સ્ત્રીઓમાં જે જ્યેષ્ઠ સ્ત્રી હતી તેણીએ જાણ્યું કે આ રાજા તો મરી ગયેલો હતો પણ તેના ખોળીઆમાં બીજા કોઈના જીવે પ્રવેશ કરેલો છે. જાણીને સેવકોને આજ્ઞા કરી કે આ નગરની આસપાસ ૫૦ ગાઉ સુધી જેટલાં મડદાં જોવામાં આવે તે એકદમ બાળી નાખવાં.

૫૯મા પ્રકરણમાં તે સેવકો ગામની આસપાસ ફરીને મડદાંની શોધ કરતા હતા તેમાં આચાર્યનો દેહ મળ્યો. તેથી તેમણે એ દેહને ચિતા ઉપર મુકીને અગ્નિ સળગાવવા માંડયો કે તુરત જ બધા શિષ્યોએ નગરમાં જઈને રાજાને પોતાના પૂર્વના દેહમાં પાછા આવવા માટે પ્રાર્થના કરી. ૬૦મા પ્રકરણમાં શિષ્યોના બોધથી પોતાના પ્રથમના દેહમાં જવા માટે રાજાના દેહનો ત્યાગ કરી લિંગદેહથી જવા માંડયું પણ પોતાના દેહને ચિતામાં સળગતો જોયો એટલે તેમણે નૃસિંહ ભગવાનનું સ્તવન કર્યું કે જેથી તેઓ પ્રકટ થઈને અગ્નિ પાસેથી એ દેહ માંગી લઈને આચાર્યને આપ્યો એટલે આચાર્યે પોતાના શરીરમાં પ્રવેશ કર્યો. પછી નૃસિંહભગવાન બધા લોકને જીતવાનો આશીર્વાદ દઈ અંતર્દ્ધાન થયા.

૬૧મા પ્રકરણમાં પાછા મંડનમિશ્રના નગરમાં આચાર્ય શિષ્યો સાથે ગયા ને સરસ્વતીને જીતી લીધાં અને તમે સર્વજ્ઞા છો કહિ તેણીની સ્તુતિ કરી. ૬૨મા પ્રકરણમાં આચાર્યે મંત્રબળથી સરસ્વતીને વશ કરીને આકાશમાર્ગથી શૃંગપુર-શૃંગેરી-પાસે તુંગભદ્રા નદીને કિનારે એક ચક્ર કરીને તેણીની સ્થાપના કરી તથા વિદ્યાપીઠ નામના મઠનું સ્થાપન કરીને ત્યાં ભારતી સંપ્રદાય ઠરાવીને પોતાના શિષ્યની નીમણૂંક કરી. અહિંની પરંપરા આ પ્રમાણે છેઃ—પ્રથમ નારાયણ, પછી બ્રહ્મદેવ, પછી વસિષ્ઠ, શક્તિ, પરાશર, વ્યાસ, શુક, ગૌડપાદ, હસ્તામલક, તોટક ઇત્યાદિ થયા.

૬૩મા પ્રકરણમાં આચાર્ય ૧૨ વર્ષ સુધી શૃંગપુરીમાં રહિને અનેક શિષ્યોને શુદ્ધાદ્વૈત વિદ્યા શિખવીને સુરેશ્વર નામના મુખ્ય શિષ્યને ત્યાંનો મુખ્ય ઠરાવ્યો. પછી અહોબલ નામે સ્થળે જઈને ત્યાંથી પાછા કૈવલ્યગિરિ ગયા. ત્યાંથી કાંચી, પછી અંબરેશ નામના મહાદેવમાં ગયા ને ત્યાં એક માસ રહિને શિવકાંચીપટ્ટણ અને તેની પાસે જ વિષ્ણુકાંચીપટ્ટણની સ્થાપના કરી તથા ત્યાંની વ્યવસ્થા કરવા માટે બ્રાહ્મણોને ઠરાવ્યા અને એ પ્રાંતના બધા માણસોને અદ્વૈત માર્ગી કરીને પોતાના શિષ્ય કર્યા. ૬૪મા પ્રકરણમાં કામાક્ષીની સ્થાપના કરીને ત્યાંના રાજા પાસે એક ઉત્તમ દેવાલય બંધાવડાવ્યું. ૬૫મા પ્રકરણમાં ત્યાં શ્રીચક્રની સ્થાપના કરી. ૬૬મા પ્રકરણમાં સર્વ શિષ્યોએ આચાર્યને મોક્ષમાર્ગનો ઉપદેશ કરવાનું કહેવાથી તેમણે તેમને તેનો ઉપદેશ કર્યો.

૬૭મા પ્રકરણમાં શિવની પૂજા કરવાનું વિવેચન છે તથા અદ્વૈત માર્ગીએ લિંગાદિ ચિન્હો ધારણ ન કરતાં ઉપાસના કરવા માટેનું વિવેચન છે. ૬૮મા પ્રકરણમાં વૈષ્ણવમતની સ્થાપના કરી છે. ૬૯મા પ્રકરણમાં સૌરમત. ૭૦મા પ્રકરણમાં શક્તિમત. ૭૧મા પ્રકરણમાં ગાણપત્ય મત. ૭૨મા પ્રકરણમાં કાપિલમત. ૭૩મા પ્રકરણમાં બધાએ પરમગુરુ શંકરાચાર્યની સ્તુતિ કર્યાનું વર્ણન છે. ૭૪મા પ્રકરણમાં આચાર્યનું દેહાવસાન કાંચિ નગરમાં થયાથી શિષ્યોએ ત્યાં તેમની સમાધી કરાવી તેમનું પૂજન આજસુધી ચાલતું રાખેલ છે. પછી આનંદગિરીએ ગુરુની સ્તુતિ કરીને પોતાના ગ્રંથની સમાપ્તિ કરી છે.

**શંકરવિજયવિલાસઃ**—ચિદ્‌વિલાસ સ્વામીએ રચેલો આ ગ્રંથ છે. આમાનું વર્ણન વિદ્યારણ્યકૃત સંક્ષેપશંકરજયમાના વર્ણન પ્રમાણે જ ઘણે સ્થળે છે. તેમજ કોઇ કોઇ ઠેકાણે ફેરફાર છે તે જાણવા માટે તેનો સાર અમે નીચે આપીએ છીએ. આ ગ્રંથ ચિદ્‌વિલાસ સ્વામીએ પોતાના શિષ્ય વિજ્ઞાન જોડે સંવાદરૂપે લખ્યો છે તે આ પ્રમાણે છેઃ—

साधु पृष्टं त्वया प्राज्ञ गुरु भक्तिकृतादर । सहस्रास्योऽपि तद्वक्तुं किमितुं वा दिवाकरः ॥
नो शक्नोति किमेकास्यो भूयो विस्तरतः कथाम् । प्रश्नेनानेन तुष्टोस्मि यत्कृतं मधुरोक्तिभिः ॥
तस्मै प्रियाय शिष्याय [illegible] शृणु सादरम् । भगवत्पूज्यपादानामाविर्भावं सतां हितम् ॥
कृतोपनीते पञ्चाब्दे [illegible] वैविद्यासमागमः । मकरग्रहकालीनसंन्य[illegible]श्रमसंभवः ॥
बदर्यागमनं पश्चाद्गोविन्दभगव[illegible]रोः । क्रमसंन्यासलाभश्च व्याससूत्रार्थनिर्णयः ॥
स्वीयं भाष्यं बोधयितुं सच्छिष्याणां परिग्रहः । स्नातुं सुरतटिन्याश्च पापहारिणि वारिणि ॥
शिष्यैः सहैव गमनं स्वीयभाष्यार्थचिन्तकैः । पुण्यश्रेण्यां त्रिवेण्यां च भूयः स्नात्वा निवेशन[illegible] ॥
पूजयित्वा च विश्वेशं पशुपाशविमोचकम् । पाराशर्येण सल्लापः सहैवाम्भोजजन्मना ॥
प्रचारणाय भाष्यस्य सर्वत्र जगतीतले । तदर्थश्रुतितुष्टाभ्यां ताभ्यामायुर्विवर्धनम् ॥
युधांनिधनगर्यां च भट्टाचार्यस्य दर्शनम् । काश्मीरदेशे मच्छिष्यो वेदवेदाङ्गपारगः ॥
यद्वीथिकागृहद्वाराकूजत्कीरव्रजैरपि । वाङ्मुखं संमुखीनैर्यैः क्रियते शास्त्रसंततेः ॥
यदङ्गनाभवत्साक्षाद्गिरां देवी पुरा किल । दुर्वासमुनिना शप्ता किंचित्कारणवैभवात् ॥
विवाद्य तेन शास्त्रेषु यदि शक्नोषि तं जय । इत्थं निशम्य तद्वाक्यं भट्टाचार्यविपश्चितः ॥
शिष्यैः साकं तत्र गत्वा जित्वा मण्डनमिश्रकम् । तद्धर्मदारा निर्जेतुं कायांतरनिवेशनम् ॥
कलाशास्त्रपरिज्ञानं स्वशिष्यपरिबोधनात् । कोटरस्थापितं देहं गत्वा दृष्ट्वा स देशिकः ॥
चितावरोपिते देहे प्रविश्य परितापिनि । साक्षात्कृतिनृसिंहस्य स्तोत्रेणानेन तुष्यतः ॥
ततो वाणीं विनिर्जित्य तया साकं जगद्गुरोः । श्रीमच्छृङ्गपुराभ्यर्णगमनं शिष्यसंयुतम् ॥
विभांडकमुनेर्यत्र भासते दिव्यमाश्रमम् । तुङ्गभद्रात[illegible]ताशेषकल्मषम् ॥
मलहानिकारो नाम देवो यत्र विराजिते । देव्याः संस्थापनं तत्र निगमोक्तविधानतः ॥
निर्माय श्रीमठं तत्र विशालं सुविनिर्मलम् । देशिकेन्द्रः सुरेशाख्यं नाम्नाविद्याविशारदम् ॥
शिष्यं संस्थाप्य तत्रैकं काञ्चीनगरमाविशत् । तत्र निर्माय नगरीं श्रीचक्रं स्थाप्य शास्त्रतः ॥
कामाक्षीमपि संस्थाप्य दुर्मतानां निबर्हणम् । सर्वज्ञपीठसंस्थानं विजित्य द्वैतवादिनः ॥
ततश्चिदम्बरक्षेत्रं गमनं देशिकेशितुः । तत्राश्रितानां विप्राणां सौराणां मतखंडनम् ॥
सेतुस्नानं समुद्दिश्य शिष्यैः सह गतिर्गुरोः । तत्रैव भैरवीयाणां खंडनं दुर्मतस्य च ॥
ततः क्रमाद्वक्रतुण्डपुरीं प्राप जगद्गुरुः । गाणपतं मतं तत्र खण्डयित्वा सभामुखे ॥
अनन्तशयनं गत्वा खण्डयन्वैष्णवं मतम् । अवाप वासुकिक्षेत्रं कुमारो यत्र विद्यते ॥
स्नात्वा कुमारधारायां तरङ्गिण्यां स तापसः । सुब्रह्मण्यं समभ्यर्च्य सर्वरोगभयापहम् ॥
ततो मृडपुरीं लब्ध्वा बौद्धध्वान्तनिबर्हणम् । ततो गोकर्णगमनं द्रष्टुं देवं महाबलम् ॥
स्नात्वा रत्नाकरे भूयः कोटितीर्थनिषेवणम् । महाबलेशमभ्यर्च्य लब्ध्वानुज्ञां महेश्वरात् ॥
ज[illegible] गमनं पुण्यक्षेत्रे तु तत्परम् । अन्तेवासिनिवासार्थं विनिर्माय मठं पुनः ॥
तत्र छात्रं प्रतिष्ठाप्य परि[illegible]ताखिलागमम् । ततश्चोज्जयिनीं प्राप्य नगरीं देशिको गुरुः ॥
शाक्तानांमतिदृप्तानां [illegible] तस्य च खण्डनम् । द्वारकागमनं पश्चात्तत्रैकं मठनिर्मितम् ॥
तत्र शिष्यं प्रतिष्ठाप्य [illegible]शिकेन्द्रो मुदान्वितः । मायापुरीं समासाद्य षण्मतस्थापनं ततः ॥
[illegible] गमनं पश्चात्तत्रैको मठनिर्मितः । तोटकाचार्यनामानं शिष्यं संस्थाप्य यत्नतः ॥

**तत्रैव सुचिरं स्थित्वा दत्तात्रेयस्य दर्शनम् । भाष्यार्थबोधतुष्टस्य विष्णोः साक्षात्कृतिस्ततः ॥**
**दत्तात्रेयगुहाद्वारात्कैलासगमनं गुरोः । एतत्सर्वं समासेन वक्ष्यामि शृणु निश्चल ॥**

**અર્થઃ**—સત્પુરુષોના હિતને માટે આચાર્યનો જન્મ થયો છે. અને જ્યારે પાંચમે વર્ષે તેમનું ઉપનયન થયું ત્યારે તેમને બધી વિદ્યાઓનું જ્ઞાન હતું. પછી તેઓ નદીએ નહાવા ગયા ત્યારે મગરે તેમનો પગ ઝાલ્યો એટલે તેમણે પોતાની માતાને સંન્યાસ ગ્રહણ કરવાની આજ્ઞા લઇને પાસેથી બદરી વનમાં ગયા ને ત્યાં ગોવિંદભગવત્પાદપૂજ્યને ગુરુ કરીને તેમની પાસેથી સંન્યાસદીક્ષા લીધી. પછી વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય કર્યું. તેનો ફેલાવો કરવા શિષ્યોનો સંગ્રહ કર્યો. પછી શિષ્યો સાથે ભાગીરથીમાં સ્નાન કરવા કાશી ગયા. ત્યાં વિશ્વનાથની પૂજા કરી કેટલાક દિવસ રહ્યા. ત્યાં તેમને વ્યાસ અને બ્રહ્મદેવના દર્શન થયાં. ભાષ્ય અને વેદમાર્ગના સારીપેઠે પ્રસાર થવા માટે શંકરનો આયુઃ જે ૧૬ વર્ષનો હતો તે વધારી ૩૨ વર્ષનો તેમણે કર્યો. પછી ભટ્ટપાદનું દર્શન અને મંડનમિશ્રસાથે વાદ થયો. તેમ જ તેમની સ્ત્રી સરસ્વતી સાથે પણ વાદ થયો. તેણીને જીતવા માટે તેમણે દેહાંતર કર્યો. પછી શિષ્યોની સૂચનાથી પાછા પોતાના આગલા દેહમાં આવતાં તે દેહ ચિતા ઉપર છે જાણી નૃસિંહની સ્તુતિ કરી કે તુરત જ નૃસિંહ પ્રકટ થઇને તેમને સંકટમાંથી ઉગાર્યા પછી સરસ્વતીને જીતીને શૃંગપુર ગયા. ત્યાં તુંગભદ્રાતીરે વિભાંડક મુનિના આશ્રમ આગળ મલહાનિકર દેવના સ્થાન આગળ દેવીનું સ્થાપન કરીને એક મોટા મઠની સ્થાપના કરી અને ત્યાં પોતાના મુખ્ય શિષ્ય સુરેશ્વરની નીમણુક કરી, કાંચી પધાર્યા. ત્યાં એક ઉત્તમ મંદિર બંધાવી યથાશાસ્ત્ર શ્રીચક્રની સ્થાપના કરી. કામાક્ષિની સ્થાપના કરી તેમજ ત્યાંના કુત્સિતમતવાળાઓને જીતીને સર્વજ્ઞપીઠ ઉપર આરોહણ કરીને દ્વૈતમતનાતે જીતી લીધા. પછી ચિદંબર ક્ષેત્રમાં જઈને સૌરમતનું ખંડન કર્યું. ત્યાંથી શિષ્યો સાથે રામેશ્વર ગયા ને રામેશ્વનું પૂજન કરીને ભૈરવમતનું ખંડન કર્યું. ત્યાંથી ફરતાં ફરતાં મકતુંડપુરીમાં ગયાં. ત્યાં ગાણપત્ય મતનું ખંડન કર્યું. પછી અનંતશયન ક્ષેત્રમાં જઈને વૈષ્ણમતનું ખંડન કર્યું. પછી જ્યા કાર્તિકસ્વામીનો વાસો છે એવા વાસુકિક્ષેત્રમાં જઇ, કુમારધારા નદીમાં સ્નાન કરી સર્વ રોગઅને ભયને નાશ કરનાર જે સુબ્રહ્મણ્ય તેમની પૂજા કરી મૃડપુરી ગયા. ત્યાં બૌદ્ધમતનું ખંડન કરી ગોકર્ણ ક્ષેત્રમાં ગયાં. ત્યાં સમુદ્રમાં સ્નાન કરી, મહાબળેશ્વરનું પૂજન કરીને તેમ જ કોટિતીર્થમાં પણ સ્નાન કરી પૂર્વ સમુદ્રમાં આવેલ જગન્નાથ ક્ષેત્ર તરફ સિધાવ્યા. ત્યાં પોત્તાના એક મઠની સ્થાપના કરીને ત્યાં અખિલ વેદાંત જાણનાર શિષ્યને સ્થાપીને ત્યાંથી ઉજ્જયિની ગયા. ત્યાં શાક્તમતવાળાઓને હરાવી પશ્ચિમ સમુદ્રતરફ આવેલ દ્વારકાક્ષેત્રમાં ગયા. ત્યાં એક મઠ અને શિષ્યની સ્થાપના કરી માયા પુરી ગયા. ત્યાં ષણ્મત અર્થાત્ શિવ, વિષ્ણુ, ગણપતિ, સૂર્ય, અને દેવીઃ આ પાંચ અને અદ્વૈત મળીને છ મતનું સ્થાપન કરીને ત્યાંથી પછી બદરિકાશ્રમ ગયા. ત્યાં તોટકાચાર્યની સ્થાપના કરીને ઘણા દિવસ રહ્યા. ત્યાં દત્તાત્રેય તથા વિષ્ણુના દર્શન થયા પછી દત્તાત્રેય ગુહામાં થઇને આચાર્ય કૈલાસે સિધાવ્યા.

